અંક ૧. પુસ્તક ૩૯ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર



જાન્યુઆરી સને ૧૯૦૦

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી.)

અમદાવાદ.
યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

જાન્યુઆરી જાહેર ખબરો.

ભારે વખાણાયેલી, ખચીત શ્રેષ્ઠ અને સસ્તી.

# આદરજી કાવસજી માસ્તરની

## દસ્કત શિક્ષક કોપીબુકો.

### આઠ ભાગમાં.

કેળવણી ખાતાના હાલના, તથા આગલા ઇન્સ્પેકટરો તથા ડેપ્યુટી ઇન્સ્પેકટરો, દેશની કેળવણીમા આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો, પ્રિન્સિપાલો, હેડમાસ્તરો અને શિક્ષકો, મુમ્બાઈ તથા ગુજરાતના સર્વે જાહેર છાપા તરફથી એક અવાજે તારીફ કરતા અતિ સન્તોષકારક ખાત્રીપત્રકો,

મહેરબાન ડિરેકટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઇન્સ્પેકટર ઈ જાઇલ્સ સાહેબે દસ્કત શિક્ષક કોપીબુકોને સઘળી મન્જુર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કુલો આવી સરસ કોપીબુક જ વાપરવાને મગરૂરી ધરાવશે

☞ મુમ્બાઈ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઇન્ટ સ્કૂલકમિટીના અનુભવી સદ્‌ગુહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કતશિક્ષક કોપીબુકોને જ સર્વે કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વે સ્કૂલોમા એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે

એ કોપીબુકો માટે જે જે સદ્‌ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટ મળેલાં છે તેમના નામ વાચવાથી ખાત્રી થશે તેમાથી થોડા નીચે પ્રમાણે.

ડિરેકટર સાહેબ તથા એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો.

કે એમ ચેટફિલ્ડ એમ. એ માજી ડિરેકટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન.
ટી બી કર્ખીામ મધ્ય વિભાગનાં કેળવણીખાતાના ઇન્સ્પેકટર.
ઇ. જાઇલ્સ ઉત્તર વિભાગના કેળવણી ખાતાના માજી ઇન્સ્પેકટર.
ખા બા. દોરાબજી એદલજી ગીમી, બી એ, ઉ. વિ. ના. માજી એ. એ. ઇ અને સુરત હાઈ સ્કૂલના હેડમાસ્તર.
રા. બા. ગોપાળજી સુરભાઈ દેશાઈ, ઉ વિ ના કેળવણી ખાતાના માજી આ ઇ.
રા. બા. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા, વડોદરા કે. ખાતાના માજી ડિ.
રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, કચ્છના માજી એ ઇન્સ્પેકટર.

દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

ઓનરેબલ. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક
ઓનરેબલ કાશીનાથ ત્ર્યંબક તેલંગ એમ એ, એલ. એલ. બી. સી આ. ઈ; મુમ્બાઈની હાઈ કોર્ટના માજી જજ.
રા. બા શંકર પાડુરંગ પંડિત, એમ એ, માજી ઓરિએન્ટલ ટ્રાન્સલેટર.
રા. રા નગીનદાસ તુલસીદાસ મારફતીઆ, બી. એ; એલ. એલ, બી મુમ્બઇની હાઈ કોર્ટના વકીલ તથા યુનિવર્સિટીના ગુજરાતીના પરીક્ષક
દિ બા મણિભાઈ જશભાઈ, દિવાન-બહાદુર, ડોદરા

ગુજરાતી, ચન્દ્રકા પરસ્ત, રિપન રિપોર્ટર, ઇન્ડિયન સ્પેક્ટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સુર્યપ્રકાશ, સુરત અખબાર, દેશીમિત્ર, ભરુચ સમાચાર, હિતેચ્છુ.

દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીઆ દેનાવરથી માલ મગાવનાર માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામા ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડીસ્કાઉન્ટ આપવામા આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામા આવશે

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલ્વે, પેકિંગ, પોસ્ટેજ વગેરનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામા જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યા રેલ્વે ન હોય ત્યા માલ કયે રસ્તે અને કયા મોકલાવવો તેનો પુરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવુ

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કોપીબુકોની સાથે અમોએ




બીજી કાપીબુક, ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમી ભાવથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. નમુની

# गुजरात शाळा पत्र.

પુસ્તક ૩૯ મું. જાન્યુઆરી ૧૯૦૦. અંક ૧ લો.

## मास.

આયર્લાન્ડની પ્રાથમિક કેળવણી વિષે તજવીજ કરી તેમાં સુધારા સૂચવવા, તથા હસ્ત કેળવણી અને વ્યવહારી શિક્ષણ દાખલ કરવા બાબત ભલામણો કરવા ત્યાંના વાઇસરૉયે એક કમિશન નીમ્યું હતું, તેનો રિપોર્ટ હમને મળ્યો છે. કમિશનરોની ૮૩ બેઠકો થઈ હતી, તેમાંથી ૫૭ બેઠકોમાં તેમણે ૧૮૬ શાહેદીઓ તપાસ્યા હતા. તે ઉપરાન્ત તેમણે ૧૧૯ નિશાળોની અને કેટલીક ટ્રેનિંગ કૉલેજોની મુલાકાત લીધી હતી, અને જે નિશાળોમાં હસ્ત કેળવણી અપાય છે તેમની ખાસ તપાસ કરી હતી. આયર્લાન્ડમાં તજવીજ કરવા ઉપરાન્ત કમિશનરોએ ઇંગ્લાન્ડ અને સ્કોટલાન્ડ જઈ ત્યાંની નિશાળો જોઈ હતી, તથા કેટલાક શાહેદી તપાસ્યા હતા. વળી થોડાક કમિશનરોને સ્વીડન અને ડેન્માર્ક મોકલી સ્લોઇડ પદ્ધતિની તજવીજ કરાવી હતી, જર્મની, ફ્રાન્સ, સ્વિટ્ઝર્લાન્ડ, અને હોલાન્ડની પદ્ધતિની તજવીજ કરવા કેટલાક આસિસ્ટંટોને મોકલ્યા હતા, અને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સથી રિપોર્ટ મંગાવવા ઉપરાન્ત એક કમિશનરે ત્યાં જઈ કેટલીક શાળાઓ જાતે જોઈ હતી.

આ પ્રમાણે તજવીજ કરીને કમિશનરો પોતાના રિપોર્ટમાં લખે છે કે, " હમારો મજબૂત અભિપ્રાય થયો છે કે જે નિશાળોમાં હસ્ત કેળવણી અને વ્યવહારી શિક્ષણ હજી દાખલ થયાં નથી તેવી બધી નિશાળોમાં બને ત્યાં સુધી તે દાખલ કરવાં જોઈએ, અને જ્યાં દાખલ થયાં છે ત્યાં તેમની વધારે ખિલવણી કરવી જોઈએ. હમે ખાતરીથી કહીએ છીએ, કે તેમ કરવાથી નિશાળોના સાહિત્ય શિક્ષણ ( વાંચન, લેખન, ભાષા, આદિ) ઉપર કાંઈ જ માઠી અસર થશે નહિ; ઉલટું, તેથી બાળકોની શક્તિઓ ઘણી ખીલશે, તેમની બુદ્ધિ સતેજ થશે, અને તેઓ દુનિયામા પોતાનું કામ બજાવવાને વધારે લાયક બનશે. "

---

કમિશનરો પોતાનો વિષય વાર અભિપ્રાય ટૂંકામાં નીચે મુજબ આપે છેઃ—

(૧) જે નિશાળોના બાળ વર્ગોમાં અને જે બાળ શાળાઓમાં કિન્ડર ગાર્ટનનાં મૂળતત્ત્વો પ્રમાણે શિક્ષણ અપાતું ન હોય, ત્યાં બની શકે તેટલે દરજ્જે તે રીત દાખલ કરવી:

(૨) પ્રાથમિક નિશાળોનાં ધોરણ ૧, ૨, અને ૩ માં કિન્ડર ગાર્ટન શિક્ષણ ચાલુ રાખી છોકરાંને એ પદ્ધતિએ કાગળ વાળવાનું, જાડા કાગળ ( કાર્ડ બોર્ડ ) નું, વાળાનું, લાકડાની ન્હાની છેટો ગોઠવવાનું, માટીના પદાર્થો બનાવવાનું, અને તેવાં બીજાં કામ કરાવવાં. આ મનોયત્નોને ધોરણોમાં **હાથ અને આંખની કેળવણી**ના મથાળા નીચે દાખલ કરવાં. બાળ વર્ગમાં કિન્ડર ગાર્ટનનાં મનોયત્નો થાય છે, અને ઉપલા વર્ગોમાં હસ્ત કેળવણી અપાય છે, તેમનું વચ્ચે અનુસન્ધાન કરવા માટે પહેલા, બીજા, અને ત્રીજા ધોરણમાં અહિં ગણાવેલાં કામ કરાવવાની ઘણી જરૂર છે.

(૩) બની શકે ત્યાં સુધી ઉપર ગણાવી તે કરતાં કોઈ વધારે ઊંચા પ્રકારની **હસ્ત કેળવણી** ચોથા ધોરણનાં અને તેથી ઉપરનાં ધોરણોનાં છોકરાંને આપવી. આ માટે શક્તિઓ કેળવાય તેવી રીતે લાકડ કામનાં મૂળતત્ત્વોની સમજ આપવાનું તથા તેનો મ્હાવરો કરાવવાનું હમને સૌથી વધારે યોગ્ય લાગે છે. આ કામ શીખવીને છોકરાઓને સુતાર બનાવવાનો હેતુ નથી, પણ તેમની આંખો અને હાથ કેળવાય, એટલે તેમને ચોકસ અવલોકન કરવાની, સમ્ભાળ પૂર્વક માપ લેવાની, અને વ્યવસ્થાથી કામ કરવાની ટેવ પડે, એ હેતુ છે. આ ગુણો કેળવાશે તો મ્હોટી ઉમ્મરે તેઓ જે ધન્ધામાં પડશે તેમાં તેમને ખપ લાગશે. આ કામમાં અવલોકન, મુકાબલો, વગેરે કરવાની જરૂર પડવાથી કેટલેક અંશે બુદ્ધિની કેળવણી પણ મળે છે.

(૪) બની શકે ત્યાં સુધી સઘળી પ્રાથમિક નિશાળોમાં ડ્રોઈંગ ફરજીઆત કરવું. ડ્રોઈંગની હલકી શરૂઆત કિન્ડર ગાર્ટનમાં થાય છે, પણ તેટલેથી તેને છોડી ન દેતાં શાળાના સૌથી ઉપલા વર્ગ સુધી ચલાવવું જોઈએ. વળી, બાળ વર્ગ પછીના સઘળા વર્ગોમાં હાથ અને આંખની કેળવણીની તથા લાકડ કામની સાથે ડ્રોઈંગનો સમ્બન્ધ

જોડવો જોઈએ. એટલે હસ્ત કેળવણીના પેટામાં જે ઘાટ બનાવવાના હોય તેમનું છોકરાઓએ પ્રથમ માપ પ્રમાણે બરાબર ચિત્ર દોરવું જોઈએ, અને પછી તે ચિત્ર મુજબ વસ્તુ બનાવવી જોઈએ. આમ કર્યા વિના ચોકસાઈની અને વ્યવસ્થિત કામ કરવાની ટેવ પડી શકશે નહિ. વિદ્યાના વિષયો દાખલ થયેથી તેમની સાથે પણ ડ્રોઇંગનો સમ્બન્ધ જોડવો જોઈએ.

(૫) સઘળી પ્રાથમિક નિશાળોમાં **વિદ્યાનાં મૂળતત્વોનું** શિક્ષણ આપવું જોઈએ. આ વિષયનો અભ્યાસ ક્રમ એવી રીતે ગોઠવવો, કે છોકરાંની બુદ્ધિ વધે, અને તેમને કુદરતના સામાન્ય બનાવો તથા વિદ્યાનાં સાદાં મૂળતત્વોની માહીતી થાય. હલકા વર્ગોમાં આ વિષય ઘણો ખરો પદાર્થ પાઠોના રૂપમાં દાખલ કરવો, અને ઉપલા વર્ગોમાં પ્રયોગો દ્વારા શિખવવો. બની શકે ત્યાં સુધી વિદ્યાર્થીઓને હાથે પ્રયોગો કરાવવાની તજવીજ કરવી. વિદ્યાના વિષયનો અભ્યાસ ક્રમ સઘળે ઠેકાણે ઘણો ખરો મળતો હોવા છતાં ગામ તથા છોકરાંની સ્થિતિનો વિચાર કરીને તેની વિગતોમાં ફેરફાર કરવાની છૂટ હોવી જોઈએ.

(૬) **ખેતીની** કળા, એટલે છોકરાં પાસે ખેતરમાં કામ કરાવીને તેનું અનુભવી શિક્ષણ આપવું, એ પ્રાથમિક નિશાળોને માટે યોગ્ય નથી; હાલમાં ગામડાંની સઘળી નિશાળોમાં ખેતીનાં મૂળતત્વો ફરજીઆત શિખવવાનું ઠરાવ્યું છે, તેનું પરિણામ એ થાય છે, કે છોકરાં પાસે એ વિષયની ચોપડીઓ ગોખાવવામાં આવે છે. આ પરિણામ સન્તોષકારક નથી, અને તેથી છોકરાંની માનસિક કેળવણીને કાંઈ લાભ થતો નથી, તથા તેમને ખેતીની વ્યવહારી માહીતી મળતી નથી. આ કારણથી પ્રાથમિક નિશાળોમાં હાલ ચાલતો ખેતીનો વિષય બન્ધ કરવો, અને તેને બદલે ગામડાંની નિશાળોમાં વિદ્યાના વિષયનો અભ્યાસ ક્રમ એવી રીતનો ઠરાવવો, કે છોકરાંને ખેતીના ઉદ્યોગમાં સમાતાં વિદ્યાનાં સાદાં મૂળતત્વોનું જ્ઞાન થાય. આ મૂળતત્વોની બરાબર સમજ પાડવાને તથા શિક્ષણ રસિક કરવાને જે નિશાળોમાં હાલ બાગો છે ત્યાં તે કાયમ રાખવા, અને જ્યાં તે ન હોય ત્યાં નવા કરવા. પરન્તુ નિશાળના સમ્બન્ધમાં

ખેતર રાખીને તથા તેમાં છોકરાઓને કામ કરાવીને ખેતીનો હુન્નર શિખવવો એ પ્રાથમિક નિશાળનું કામ નથી. ખેતીના હુન્નરની આવી માહીતી ખેતીવાડી ખાતા તરફથી મ્હોટી ઉમ્મરના છોકરાઓને વધારે ઉંચા પ્રકારની નિશાળોમાં અપાવી જોઈએ.

(૭) **પાક શાસ્ત્ર, લૂગડાં ધોવાનું કામ, અને ગૃહ વ્યવસ્થાનાં શાસ્ત્રીય મૂળતત્વો** બને ત્યાં સુધી છોકરીઓની નિશાળોમાં શિખવવાં જોઈએ. હાલ તરત આ વિષયો ફરજીઆત કરી શકાય તેવું નથી; પણ તે શિખવવાની ગોઠવણ કરવાને તથા મકાનો અને સાહિત્યો પૂરાં પાડવાને નિશાળોના વ્યવસ્થાપકોને બને તેટલી મદદ આપવી જોઈએ.

(૮) **શીવણ કામ** હાલની માફક છોકરીઓની નિશાળોમાં કાયમ રહેવું જોઈએ. તેની સહેલી અને સાદી શરૂઆત કિન્ડર ગારટનના કામને રૂપે બાળ વર્ગમાં થાય છે. પહેલા, બીજા, અને ત્રીજા ધોરણમાં તેને આંખ અને હાથની કેળવણીના મથાળા નીચે દાખલ કરવું; અને તેથી ઉપલાં ધોરણોમાં છોકરાઓ લાકડ કામ શીખે તેના બદલામાં છોકરીઓને ઊંચા પ્રકારનું શીવણ કામ શિખવવું.

(૯) પ્રાથમિક નિશાળોનાં સઘળાં છોકરાંને બને ત્યાં સુધી **સંગીત** શિખવવું જોઈએ. તેથી મનને ઊંચા પ્રકારની કેળવણી મળે છે, અને માણસને જીવતા સુધી આનન્દ મેળવવાનું સાધન પ્રાપ્ત થાય છે. ઇંગ્લાન્ડ અને સ્કોટલાન્ડની નિશાળોનાં ૯૯ ટકા જેટલાં છોકરાં ગાયન શીખે છે, અને ઘટતું ઉત્તેજન આપવામાં આવશે તો આયર્લાન્ડમાં પણ તેવું જ પરિણામ આવશે. ઇંગ્લાન્ડ અને સ્કોટલાન્ડની નિશાળોના અનુભવ ઉપરથી જણાય છે,કે ગાયન શિખવવાની ટોનિક સોલ્ફા નામની પદ્ધતિ સૌથી વધારે સહેલી અને અસરકારક છે. આ પદ્ધતિ આયર્લાન્ડની કેટલીક નિશાળોમાં દાખલ થઈ છે, અને બને તેટલી ત્વરાથી સઘળી નિશાળોમાં તેનો પ્રસાર કરવો જોઈએ.

(૧૦) ઇંગ્લાન્ડ, સ્કોટલાન્ડ, અને યૂરોપના બીજા દેશોની પ્રાથમિક નિશાળોમાં જુદી જુદી જાતની **ડ્રિલો અને શારીરિક કસરતો** દાખલ કરવામાં આવી છે, અને ખનતી તાકીદે તે આપ-

લૅન્ડની પ્રાથમિક નિશાળોમાં દાખલ કરવી જોઈએ. કમિશને જે જોયું અને સાંભળ્યું છે તેથી તેની ખાતરી થઈ છે, કે આ કસરતોથી બાળકોની તનદુરસ્તી અને વૃત્તિઓ ઘણી સુધરે છે, અને એકન્દરે તેમના સુખમાં વધારો થાય છે. તેથી નિશાળના કામનો બોજો વધતો નથી, પણ ઉલટું નિશાળના માનસિક કામથી વિરામ મળે છે, અને વચમાં ડ્રિલ તથા કસરતો કર્યા પછી પાછું છોકરાંનું ચિત્ત માનસિક કામ ઉપર વધારે સારી રીતે ચોટે છે.

---

કમિશનરો ઉપરની ભલામણો કરવાનાં કારણો આ મુજબ આપે છેઃ—

(૧) એ ભલામણોનો અમલ કરવાથી **કેળવણીનાં ખરાં મૂળતત્વો** પ્રમાણે શિક્ષણ અપાશે. હાલમાં ઘણું કરીને ચોપડીઓ ભણાવીને કેળવણી આપવામાં આવે છે. એ રીત એકદેશી છે, અને તેથી બાળકના મનની કેટલીક ઉપયોગી શકિતઓ કેળવાયા વિના રહી જાય છે. કમિશનરો ધારે છે, કે બાળકોને ચોપડીઓમાંથી જ્ઞાન મેળવતાં શિખવવું જરૂરનું છે છતાં તેટલું બસ નથી; તે ઉપરાન્ત તેમને પોતાની આસપાસની સૃષ્ટિનું બુદ્ધિથી અવલોકન કરતાં આવડવું જોઈએ, અવલોકન કરેલી વસ્તુઓ ઉપરથી ખરાં અનુમાન કાઢતાં આવડવું જોઈએ, અને ન્હાની ઉમ્મરે પણ મગજમાં જે કલ્પનાઓ ઊઠે તે વસ્તુઓ બનાવીને તે દ્વારા બહાર દર્શાવવા જેટલી તેમનામાં હાથ તથા આંખોનો ઉપયોગ કરવાની ચતુરાઈ આવવી જોઈએ. આ પ્રકારની કેળવણીથી મગજની સઘળી શકિતઓ ખીલે છે, માટે તે બધાં માણસોને જરૂરની છે; જેમને ઉદ્યોગોમાં દાખલ થવું છે તેમને તે ખાસ અગત્યની છે. પ્રાથમિક નિશાળોમાં આવતાં બાળકોના મ્હોટા ભાગને પોતાને હાથે ધન્ધો કરીને ગુજરાન નભાવવું પડશે, માટે તેમને છેક ન્હાનપણથી તેમના હાથનો ચતુરાઈ અને અક્કલથી ઉપયોગ કરતાં શિખવવું બહુ જરૂરનું છે.

(૨) ઇંગ્લાન્ડ, સ્કોટલાન્ડ, અને યુરોપના બીજા દેશોના અનુભવથી જણાયું છે, કે ઉપર દર્શાવેલી પદ્ધતિએ કામ લેવાથી અને હસ્ત

કેળવણી આપવાથી બાળકોની બુદ્ધિ ઘણી જાગૃત થાય છે, નિશાળના કામમાં તેમને વધારે મઝા લાગે છે, અને એકન્દરે નિશાળની જીન્દગી વધારે સુખકારી અને આનન્દ ભરી નીવડે છે. આથી હાજરી વધારે નિયમિત થાય છે, છોકરા વધારે મ્હોટી ઉમ્મર સુધી નિશાળે ટકે છે, અને તેથી કેળવણીને માટે વધારે વખત મળે છે. કમિશનરો લખે છે કે, "સદરહુ દેશોમાં હસ્ત કેળવણી દાખલ કરવાથી વાંચન, લેખન, ગણિત, વ્યાકરણ, ભૂગોળ, વગેરે સાહિત્યના વિષયોના શિક્ષણ ઉપર માઠી અસર થઈ છે કે કેમ તે વિષે હમે ખાસ કરીને તજવીજ કરી હતી. બધે ઠેકાણેથી હમને એવો જવાબ મળ્યો છે, કે કોઈ ઠેકાણે તેવી માઠી અસર થઈ નથી; ઉલટું, કેટલેક ઠેકાણે હસ્ત કેળવણી દાખલ કરવાથી સાહિત્ય શિક્ષણમાં પહેલાં કરતાં ઘણો સુધારો થયો છે. સુધારો થવાનાં કારણો માગતાં હમને એમ જણાવવામાં આવ્યું છે, કે હસ્ત કેળવણીથી બાળકોની બુદ્ધિ વધે છે, હસ્ત શિક્ષણ અને સાહિત્ય શિક્ષણ વારા ફરતી આવવાથી સાહિત્યના વિષયો ઉપર બાળકોનું મન વધારે ચોટે છે, અને બાળકોને પોતાના કામમાં રસ વધારે પડે છે, તેથી હસ્ત કેળવણીને લીધે સાહિત્ય શિક્ષણ પહેલાં કરતાં વધારે સારું ચાલે છે. હસ્ત કેળવણીથી થતા લાભોનો સૌથી વધારે મજબૂત પુરાવો એ છે, કે જ્યાં જ્યાં તે દાખલ કરી છે ત્યાં ત્યાં તેને વધારવાના ઉપાય લેવામાં આવે છે; કોઈ ઠેકાણે તેને કાઢી નાંખીને એકલું સાહિત્ય શિક્ષણ આપવાની જૂની પદ્ધતિ પાછી ગ્રહણ કરવાનું દુરસ્ત લાગ્યું નથી. કેટલાંક વરસના અનુભવ પછી નિશાળોના વ્યવસ્થાપકો, ઇન્સ્પેક્ટરો, અને મા બાપોનો સામાન્ય અભિપ્રાય એવો થયો છે, કે હસ્ત શિક્ષણ દાખલ કરવાથી પ્રાથમિક કેળવણી ઘણી ઉપયોગી બની છે."

(૩) "ઉપરની ભલામણો કરવાનું છેલ્લું કારણ ઔદ્યોગિક કેળવણીને લગતું છે. ઔદ્યોગિક કેળવણીનો પ્રસાર ઘણો કરવો જોઈએ એવી ઇચ્છા આખા દેશમાં ઉત્પન્ન થઈ છે, અને તે ઇચ્છા દિવસે દિવસે વધારે

મજબૂત થતી જાય છે. એમ ધારવામાં આવે છે, કે ઔદ્યોગિક કેળવણીની સારી વ્યવસ્થા કરવાથી આયર્લાન્ડના હુન્નર ઉદ્યોગની ઘણી બારે ખિલવણી થશે. આ અભિપ્રાય સાથે હમે મળતા આવીએ છીએ. પરન્તુ હાલની પ્રાથમિક કેળવણીની પદ્ધતિ એક-દેશી ( માત્ર સાહિત્ય શિક્ષણ આપતી ) હોવાથી વિદ્યાર્થીઓ ઔદ્યોગિક શિક્ષણ લેવા માટે લાયક થતા નથી. પ્રાથમિક નિશાળોના હુંશિયાર વિદ્યાર્થીઓની ઊંચી કેળવણી લેવાની મરજી હોય, તો તેઓ સાહિત્ય શિક્ષણ આપતી મધ્યમ શાળાઓમાં દાખલ થઈ શકે છે, પણ તેઓ કોઈ ઉદ્યોગ શાળામાં દાખલ થવાને લાયક હોતા નથી. હમે ભલામણો કરી છે તે મુજબ અમલ કરવાથી આ ખામી દૂર થશે. હમે સૂચવેલા ફેરફારો દાખલ કરવાથી દેશની પ્રાથમિક કેળવણી એવા પાયા પર મૂકાશે, કે તેથી બાળકોની સઘળી શક્તિઓની સમાન ખિલવણી થશે, અને પ્રાથમિક અભ્યાસ પૂરો થયેથી તેઓની સ્થિતિ તથા બુદ્ધિ મુજબ તેમને સાહિત્ય, વિદ્યા, કે ઉદ્યોગો પૈકી જે જાતની ઊંચી કેળવણી લેવી હશે તે પ્રકારની કેળવણી લેવાને તેઓ લાયક બનશે. "

---

હિન્દુસ્તાન અને આયર્લાન્ડની સ્થિતિ ઘણે દરજ્જે સરખી છે. બન્ને ઈંગ્રેજ સરકારના તાબામાં છે, બન્નેની રૈયતનો મ્હોટો ભાગ ખેતી ઉપર આધાર રાખે છે, બન્નેમાં ઔદ્યોગિક ખિલવણીની બહુ અગત્ય છે, અને બન્નેની પ્રાથમિક કેળવણીની પદ્ધતિમાં સરખી ખામીઓ માલૂમ પડે છે. હમે આશા રાખીએ છીએ, કે આ દેશની સરકાર, દેશી રજવાડા, અને બીજા આગેવાનો આ વાત પર લક્ષ આપશે, અને આયર્લાન્ડનું કમિશન તાંને વાસ્તે જે ભલામણો કરે છે તેમાંની બને તેટલી આ દેશમાં દાખલ કરશે. આ દેશની નિશાળોના વ્યવસ્થાપકો અને શિક્ષકોએ પણ પર દેશમાં ચાલતી રીતોથી વાકેફ થઈ પોતાથી થઈ શકે તેવો સુધારો બહારના દબાણની રાહ ન જોતાં પોતાની મેળે દાખલ કરવો જોઈએ.

---

# ઇસ્વી સન ૧૯૦૦, સંવત્ ૧૯૫૬–૫૭.

| | જાન્યુઆરી. | | ફેબ્રુઆરી. | | માર્ચ. | | એપ્રિલ. | | મે. | | જૂન. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | માગશર–પોસ–માહ. | | માહ. | | માહ–ફાગણ–ચૈત્ર. | | ચૈત્ર–વૈશાખ. | | વૈશાખ–જેઠ. | | જેઠ–અષાઢ. | |
| તારીખ. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. |
| ૧ | ૩૦ | સો. | ૨ | ગુ. | ૩૦ | ગુ. | ૨ | ર. | ૨ | મં. | ૪ | શુ. |
| ૨ | ૧ | મં. | ૩ | શુ. | ૧ | શુ. | ૩ | સો. | ૩ | બુ. | ૫ | શ. |
| ૩ | ૨ | બુ. | ૪ | શ. | ૨ | શ. | ૪ | મં. | ૪ | ગુ. | ૬ | ર. |
| ૪ | ૩ | ગુ. | ૫ | ર. | ૩ | ર. | ૫ | બુ. | ૫ | શુ. | ૭ | સો. |
| ૫ | ૪ | શુ. | ૬ | સો. | ૪ | સો. | ૬ | ગુ. | ૬ | શ. | ૮ | મં. |
| ૬ | ૫ | શ. | ૭ | મં. | ૬ | મં. | ૭ | શુ. | ૭ | ર. | ૯ | બુ. |
| ૭ | ૭ | ર. | ૮ | બુ. | ૭ | બુ. | ૮ | શ. | ૮ | સો. | ૧૦ | ગુ. |
| ૮ | ૮ | સો. | ૯ | ગુ. | ૮ | ગુ. | ૯ | ર. | ૯ | મં. | ૧૧ | શુ. |
| ૯ | ૯ | મં. | ૧૦ | શુ. | ૯ | શુ. | ૧૦ | સો. | ૧૦ | બુ. | ૧૧ | શ. |
| ૧૦ | ૧૦ | બુ. | ૧૧ | શ. | ૧૦ | શ. | ૧૧ | મં. | ૧૧ | ગુ. | ૧૨ | ર. |
| ૧૧ | ૧૧ | ગુ. | ૧૨ | ર. | ૧૧ | ર. | ૧૨ | બુ. | ૧૨ | શુ. | ૧૩ | સો. |
| ૧૨ | ૧૨ | શુ. | ૧૩ | સો. | ૧૨ | સો. | ૧૩ | ગુ. | ૧૩ | શ. | ૧૪ | મં. |
| ૧૩ | ૧૩ | શ. | ૧૪ | મં. | ૧૨ | મં. | ૧૪ | શુ. | ૧૪ | ર. | ૧૫ | બુ. |
| ૧૪ | ૧૪ | ર. | ૧૫ | બુ. | ૧૩ | બુ. | ૧૫ | શ. | ૧૫ | સો. | ૧ | ગુ. |
| ૧૫ | ૧૫ | સો. | ૧ | ગુ. | ૧૪ | ગુ. | ૧૫ | ર. | ૧ | મં. | ૨ | શુ. |
| ૧૬ | ૧ | મં. | ૨ | શુ. | ૧૫ | શુ. | ૧ | સો. | ૨ | બુ. | ૪ | શ. |
| ૧૭ | ૨ | બુ. | ૩ | શ. | ૧ | શ. | ૨ | મં. | ૩ | ગુ. | ૫ | ર. |
| ૧૮ | ૩ | ગુ. | ૪ | ર. | ૨ | ર. | ૩ | બુ. | ૪ | શુ. | ૬ | સો. |
| ૧૯ | ૪ | શુ. | ૫ | સો. | ૩ | સો. | ૪ | ગુ. | ૫ | શ. | ૭ | મં. |
| ૨૦ | ૪ | શ. | ૬ | મં. | ૪ | મં. | ૫ | શુ. | ૬ | ર. | ૮ | બુ. |
| ૨૧ | ૫ | ર. | ૭ | બુ. | ૫ | બુ. | ૬ | શ. | ૭ | સો. | ૯ | ગુ. |
| ૨૨ | ૬ | સો. | ૮ | ગુ. | ૬ | ગુ. | ૮ | ર. | ૮ | મં. | ૧૦ | શુ. |
| ૨૩ | ૭ | મં. | ૯ | શુ. | ૭ | શુ. | ૯ | સો. | ૯ | બુ. | ૧૧ | શ. |
| ૨૪ | ૮ | બુ. | ૧૦ | શ. | ૮ | શ. | ૧૦ | મં. | ૧૦ | ગુ. | ૧૨ | ર. |
| ૨૫ | ૯ | ગુ. | ૧૧ | ર. | ૯ | ર. | ૧૧ | બુ. | ૧૨ | શુ. | ૧૩ | સો. |
| ૨૬ | ૧૦ | શુ. | ૧૨ | સો. | ૧૦ | સો. | ૧૨ | ગુ. | ૧૩ | શ. | ૧૪ | મં. |
| ૨૭ | ૧૧ | શ. | ૧૩ | મં. | ૧૧ | મં. | ૧૩ | શુ. | ૧૪ | ર. | ૩૦ | બુ. |
| ૨૮ | ૧૨ | ર. | ૧૪ | બુ. | ૧૨ | બુ. | ૧૪ | શ. | ૩૦ | સો. | ૧ | ગુ. |
| ૨૯ | ૧૩ | સો | | | ૧૩ | ગુ. | ૩૦ | ર. | ૧ | મં. | ૨ | શુ. |
| ૩૦ | ૧૪ | મં. | | | ૩૦ | શુ. | ૧ | સો. | ૨ | બુ. | ૩ | શ. |
| ૩૧ | ૧ | બુ. | | | ૧ | શ. | | | ૩ | ગુ. | | |

| તારીખ. | જુલાઈ. | | ઓગસ્ટ. | | સપ્ટેમ્બર. | | ઓકટોબર. | | નવેમ્બર. | | ડિસેમ્બર. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | અષાડ–શ્રાવણ. | | શ્રાવણ–ભાદરવો. | | ભાદરવો–આસો. | | આસો–કાર્તિક. | | કાર્તિક–માગશર. | | માગશર–પોસ. | |
| | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. |
| ૧ | ૪ | ર. | ૬ | બુ. | ૭ | શ. | ૭ | સો. | ૯ | ગુ. | ૧૦ | શ. |
| ૨ | ૫ | સો. | ૭ | ગુ. | ૮ | ર. | ૮ | મં. | ૧૦ | શુ. | ૧૧ | ર. |
| ૩ | ૬ | મં. | ૮ | શુ. | ૯ | સો. | ૯ | બુ. | ૧૧ | શ. | ૧૨ | સો. |
| ૪ | ૭ | બુ. | ૮ | શ. | ૧૦ | મં. | ૧૧ | ગુ. | ૧૨ | ર. | ૧૩ | મં. |
| ૫ | ૮ | ગુ. | ૯ | ર. | ૧૧ | બુ. | ૧૨ | શુ. | ૧૩ | સો. | ૧૪ | બુ. |
| ૬ | ૯ | શુ. | ૧૦ | સો. | ૧૨ | ગુ. | ૧૩ | શ. | ૧૪ | મં. | ૧૫ | ગુ. |
| ૭ | ૧૦ | શ. | ૧૧ | મં. | ૧૩ | શુ. | ૧૪ | ર. | ૧ | બુ. | ૧ | શુ. |
| ૮ | ૧૧ | ર. | ૧૨ | બુ. | ૧૪ | શ. | ૧૫ | સો. | ૨ | ગુ. | ૨ | શ. |
| ૯ | ૧૨ | સો. | ૧૩ | ગુ. | ૧૫ | ર. | ૧ | મં. | ૩ | શુ. | ૩ | ર. |
| ૧૦ | ૧૩ | મં. | ૧૫ | શુ. | ૧ | સો. | ૨ | બુ. | ૪ | શ. | ૪ | સો. |
| ૧૧ | ૧૪ | બુ. | ૧ | શ. | ૩ | મં. | ૩ | ગુ. | ૫ | ર. | ૫ | મં. |
| ૧૨ | ૧૫ | ગુ. | ૨ | ર. | ૪ | બુ. | ૪ | શુ. | ૬ | સો. | ૬ | બુ. |
| ૧૩ | ૧ | શુ. | ૩ | સો. | ૫ | ગુ. | ૫ | શ. | ૭ | મં. | ૭ | ગુ. |
| ૧૪ | ૨ | શ. | ૪ | મં. | ૬ | શુ. | ૬ | ર. | ૮ | બુ. | ૮ | શુ. |
| ૧૫ | ૩ | ર. | ૫ | બુ. | ૭ | શ. | ૭ | સો. | ૯ | ગુ. | ૯ | શ. |
| ૧૬ | ૪ | સો. | ૬ | ગુ. | ૮ | ર. | ૮ | મં. | ૧૦ | શુ. | ૧૦ | ર. |
| ૧૭ | ૫ | મં. | ૭ | શુ. | ૯ | સો. | ૯ | બુ. | ૧૧ | શ. | ૧૧ | સો. |
| ૧૮ | ૭ | બુ. | ૮ | શ. | ૧૦ | મં. | ૧૦ | ગુ. | ૧૨ | ર. | ૧૨ | મં. |
| ૧૯ | ૮ | ગુ. | ૯ | ર. | ૧૧ | બુ. | ૧૧ | શુ. | ૧૨ | સો. | ૧૩ | બુ. |
| ૨૦ | ૯ | શુ. | ૧૦ | સો. | ૧૨ | ગુ. | ૧૨ | શ. | ૧૩ | મં. | ૧૪ | ગુ. |
| ૨૧ | ૧૦ | શ. | ૧૨ | મં. | ૧૩ | શુ. | ૧૩ | ર. | ૧૪ | બુ. | ૩૦ | શુ. |
| ૨૨ | ૧૧ | ર. | ૧૩ | બુ. | ૧૪ | શ. | ૧૪ | સો. | ૩૦ | ગુ. | ૧ | શ. |
| ૨૩ | ૧૨ | સો. | ૧૩ | ગુ. | ૩૦ | ર. | ૩૦ | મં. | ૧ | શુ. | ૨ | ર. |
| ૨૪ | ૧૩ | મં. | ૧૪ | શુ. | ૧ | સો. | ૧ | બુ. | ૨ | શ. | ૩ | સો. |
| ૨૫ | ૧૪ | બુ. | ૩૦ | શ. | ૨ | મં. | ૨ | ગુ. | ૩ | ર. | ૪ | મં. |
| ૨૬ | ૩૦ | ગુ. | ૧ | ર. | ૩ | બુ. | ૩ | શુ. | ૪ | સો. | ૫ | બુ. |
| ૨૭ | ૧ | શુ. | ૨ | સો. | ૩ | ગુ. | ૪ | શ. | ૫ | મં. | ૬ | ગુ. |
| ૨૮ | ૨ | શ. | ૩ | મં. | ૪ | શુ. | ૫ | ર. | ૬ | બુ. | ૭ | શુ. |
| ૨૯ | ૩ | ર. | ૪ | બુ. | ૫ | શ. | ૬ | સો. | ૭ | ગુ. | ૮ | શ. |
| ૩૦ | ૪ | સો. | ૫ | ગુ. | ૬ | ર. | ૭ | મં. | ૮ | શુ. | ૯ | ર. |
| ૩૧ | ૫ | મં. | ૬ | શુ. | | | ૮ | બુ. | | | ૧૦ | સો. |

# यूरोपनी शाळाओ.

( સાંધણું પુ. ૩૮ માના પૃષ્ઠ ૩૭૬ થી. )

## ૪. ડુસલડાર્ફની નિશાળ વ્યવસ્થા.

આ ગામ ર્‌હીનીશ પ્રશિયામાં રૂહ અને ર્‌હાઇન નદીના સંગમ ઉપર આવેલું છે, અને તેની વસ્તી આશરે સાઠ હજાર માણસની છે. એ ગામ ઘણું ઉદ્યોગી છે, અને તેની નિશાળ વ્યવસ્થા જાણવા જેવી છે, કારણ કે તેથી જર્મનીની સામાન્ય નિશાળ વ્યવસ્થા તથા સંસારી વ્યવસ્થા માલૂમ પડે છે. નીચેના કોષ્ટકથી તે સમજવામાં મદદ થશે.

| ઉમ્મરનું વરસ | ૬ ઠ્ઠું | ૭ મું | ૮મું | ૯મું | ૧૦મું | ૧૧મું | ૧૨મું | ૧૩મું | ૧૪મું | ૧૫મું | ૧૬મું | ૧૭મું | ૧૮મું |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નિશાળનું વરસ | ૧લું | ૨ જું | ૩જું | ૪થું | ૫મું | ૬ ઠ્ઠું | ૭મું | ૮મું | ૯મું | ૧૦મું | ૧૧મું | ૧૨મું | ૧૩મું |
| अ { અ | — | — | — | — | — | | | | | | | | |
| अ { બ | | | | | — | — | — | — | — * | | | | |
| य | … | … | … | … | — | — | — | — | — | — | — ✱ | | |
| क | … | … | … | … | — | — | — | — | — | — | — | — | |
| ह | … | … | … | … | — | — | — | — | — | — | — | — | — |
| | કેટલાંક શહેરોની હાઈ સ્કૂલોમાં આ પાયાના એટલે પ્રાથમિક અભ્યાસના વર્ગો પણ હોય છે. | | | | છઠ્ઠો વર્ગ | પાંચમો વર્ગ | ચોથો વર્ગ | ત્રીજો વર્ગ ક | ત્રીજો વર્ગ ખ | બીજો વર્ગ ક | બીજો વર્ગ ખ | પહેલો વર્ગ ક | પહેલો વર્ગ ખ |

अ એ સામાન્ય લોકોની નિશાળ છે. તેના બે ભાગ હોય છે—अ અ, અને अ બ. अ અ માં છોકરા અને છોકરીઓ બન્ને પાંચ વરસ

સુધી ( ૭ થી દસ વરસની ઉમ્મર સુધી ) પ્રાથમિક કેળવણી લે છે. તેમાં હલકી પ્રતિની કેળવણી કેટલેક અંશે સમ્પૂર્ણ થાય છે, એટલે શાસ્ત્રીય વિષયો-માં ન પેસતાં તે પ્રાથમિક વિષયોનું જ્ઞાન આપે છે. દર સેંકડાના સાધારણ હિસાબ આવડે એટલે અંક ગણિતનો વિષય બન્ધ થાય છે. अ ब એ સામાન્ય લોકોના છોકરાઓની મધ્યમ શાળા છે, તેમાં ઘણું ખરું ચાર વરસ અભ્યાસ ચાલે છે. જે છોકરાઓને હાઈસ્કૂલમાં ન જવું હોય, અને મધ્યમ શાળામાં વધારે રહેવું હોય, તેમને પ્રાથમિક નિશાળ ( अ अ ) ના ચોથા વરસ પછી મધ્યમ શાળામાં લેવામાં આવે છે. આ મધ્યમ શાળામાં બીજગણિત, ભૂમિતિ, પ્રાણી વિદ્યા, વનસ્પતિ વિદ્યા, પદાર્થ વિજ્ઞાન, આદિ વિષયો ચાલે છે. નિશાળના નવમા વરસમાં ( એટલે તેર વરસની ઉમ્મર પછી ) મધ્યમ શાળામાં રહેવાની છોકરાઓને ફરજ નથી, પણ ઘણા છોકરાઓ તે વરસમાં તેમાં રહેવાનું પસન્દ કરે છે. ઉપરના કોઠકના એ ખાનામાં* નિશાન કર્યું છે.

घ એ છોકરીઓની હાઈસ્કૂલ છે. બીજાં ગામોની હાઈસ્કૂલોમાં પ્રાથમિક અભ્યાસના વર્ગો પણ હોય છે, તેમાંથી છોકરાં હાઈસ્કૂલનાં વર્ગોમાં ચઢે છે; સાં સામાન્ય લોકોની પ્રાથમિક નિશાળમાંથી છોકરાં હાઈસ્કૂલમાં લેવામાં આવતાં નથી. ડુસલડોર્ફનો વહિવટ જુદો છે, એટલે સાંની હાઈ સ્કૂલોમાં સામાન્ય લોકોની પ્રાથમિક નિશાળ ( अ अ ) માં ભણેલાં છોકરાંને દાખલ કરવામાં આવે છે. સાધારણ રીતે છોકરીઓની હાઈ સ્કૂલનો અભ્યાસ નિશાળના દસમા વરસ સુધી ( પન્દર વરસની ઉમ્મર સુધી ) પહોચે છે. કેટલેક ઠેકાણે એક વરસ વધારે અભ્યાસ કરાવી છોકરીઓને શિક્ષક બનાવવાની તજવીજ કરવામાં આવે છે. ઉપરના કોઠકમાં એ ખાનામાં ञ નિશાન કર્યું છે.

क એ છોકરાઓની હાઈસ્કૂલ છે, તેમાં નિશાળના પાંચમા વરસથી બારમા વરસ સુધી ( દસથી સત્તર વરસની ઉમ્મર સુધી ) અભ્યાસ ચાલે છે. જેમને હાઈસ્કૂલમાં ભણવું હોય છે તે છોકરા પ્રાથમિક નિશાળ(अअ)માંથી મધ્યમ શાળા (अब)માં ન જતાં બારોબાર હાઈસ્કૂલમાં દાખલ થાય છે. क હાઈ સ્કૂલને રીઅલ સ્કૂલ અથવા રીઅલ જીમનેશિયમ કહે છે. ड હાઈ સ્કૂલ કરતાં તે અર્વાચીન અભ્યાસ ઉપર, એટલે અર્વાચીન ભાષાઓ,

અર્વાચીન સાહિત્ય, અને જે શાસ્ત્રો ઉપર હુન્નર ઉદ્યોગો આધાર રાખે છે તે ઉપર વધારે ધ્યાન આપે છે. તે કારણથી તેમાં પ્રાણી વિદ્યા, વનસ્પતિ વિદ્યા, કુદરતી શાસ્ત્રો ( ઇન્દ્રિય વિજ્ઞાન, સિદ્ધ પદાર્થ વિજ્ઞાન, રસાયન ), અર્વાચીન ભાષાઓ, અને ડ્રોઇંગ ઉપર ખાસ ધ્યાન અપાય છે. આ નિશાળમાં શીખેલા વિદ્યાર્થીઓને યુનિવ્હર્સિટીની કેટલીક શાખાઓમાં દાખલ કરે છે, બધી શાખાઓમાં દાખલ કરતા નથી. ધન્ધામાં પેસનારા લોકો, ઇજનેરો, અને વિદ્યા હુનરમાં દાખલ થનારા માણસો ड शाળા કરતાં क શાળાને વધારે પસન્દ કરે છે.

ड એ પણ છોકરાઓની હાઈ સ્કૂલ છે, અને તેને જીમનેસિયમ કહે છે. ફ્રાન્સમાં આવી સ્કૂલને લાઇસિયમ, અને અમેરિકામાં કલાસિકલ હાઈ સ્કૂલ કે ગ્રામર સ્કૂલ કહે છે. ઇંગ્લાન્ડની જૂની મ્હોટી નિશાળો પણ આ જાતની છે. જર્મનીની ड હાઈ સ્કૂલમાં નિશાળના પાંચમા વરસથી તેરમા વરસ સુધી (દસથી અરાઢ વરસની ઉમ્મર સુધી) અભ્યાસ ચાલે છે, અને પ્રાચીન ભાષાઓ ઉપર ખાસ ધ્યાન અપાય છે. તેના વિદ્યાર્થીઓને વગર પરીક્ષાએ યુનિવ્હર્સિટીમાં દાખલ કરવામાં આવે છે.

क અને ड બન્ને પ્રકારની હાઈ સ્કૂલના વિદ્યાર્થીઓ નિશાળના દસમા વરસનો એટલે " બીજા વર્ગ બ " નો અભ્યાસ પૂરો કરીને પરીક્ષામાં પાસ થાય છે, એટલે તેમને લશ્કરમાં ફરજીઆત નોકરી કરવાનાં ત્રણ વરસમાંથી બે વરસની માફી મળે છે, અને એક જ વરસ તેવી નોકરી કરવાથી ચાલે છે. આ રીતે ત્યાંની સરકાર ઊંચી કેળવણીને ઉત્તેજન આપે છે.

લોકોની સંસારી સ્થિતિ મુજબ, એટલે ગરીબોની અને તવંગરોની નિશાળો જુદી રાખવાનું અમેરિકાના લોકો પસન્દ કરતા નથી, અને તે વહિવટની તેઓ નકલ પણ કરે તેમ નથી. જર્મનીમાં આવી જાતનો ભેદ રાખવામાં આવે છે. ઉપર જેને સામાન્ય લોકોની નિશાળો ( अ ) કહી છે તેમાં ગરીબ અડધાં ભૂખે મરતાં છોકરાં જાય છે; તવંગર અને ઊંચી જાતનાં કે કેળવાયલાં મા બાપોનાં છોકરાંની નિશાળો જુદી હોય છે.

ઉપર ગણાવેલી બધી નિશાળો જાહેર શાળાઓ ગણાય છે, છતાં તેમાં ફી લેવામાં આવે છે. બિલકૂલ ફી લીધા વિના કેળવણી આપવાનો

વિચાર જર્મનીમાં હવે ધીમે ધીમે મજબૂત થતો જાય છે.

ઉપર કહેલી નિશાળો સિવાય કેટલેક ઠેકાણે બર્ગર એટલે કસ્બાની નિશાળો જોવામાં આવે છે. તે નિશાળોનો અભ્યાસ ક્રમ ઉપર કહેલી ब નિશાળ જેવો હોય છે. જ્યાં બર્ગર શાળા હોય છે ત્યાં મધ્યમ શાળા ( અ બ ) હોતી નથી.

---

## ૫. મધ્યમ શાળા.

ડુસલડોર્ફ ગામમાં પ્રાથમિક નિશાળો ઘણી છે, પણ મધ્યમ શાળા ( અ બ ) એક જ છે. એ મધ્યમ શાળામાં મ્હેં આખો દિવસ ગાળ્યો હતો, અને તેનો હેવાલ અત્રે આપવા ધારું છું. એ નિશાળમાં નીચેનાં વિષયો શિખવાય છે:—

( ૧ ) ધર્મ—( અ ) બાઇબલમાં વર્ણવેલી બિનાઓનો ઇતિહાસ, ( બ ) પ્રશ્નોત્તર, ( ક ) ભજનો અને બાઇબલની કવિતા, ( ડ ) ધર્મ પન્થનો ઇતિહાસ.

( ૨ ) ભાષા—આ નિશાળમાં માત્ર સ્વભાષા જ શિખવાય છે. ( અ ) વાંચન અને સાહિત્ય, ( બ ) નિબન્ધ, ( ક ) વ્યાકરણ.

( ૩ ) ગણિત—( અ ) અંક ગણિત પૂરું, ( બ ) બીજ ગણિતના શરૂઆતના નિયમો, ( ક ) ભૂમિતિ અને માપકરણ.

( ૪ ) ભૂગોળ—( અ ) સવિસ્તર સ્થળ વર્ણન, ( બ ) ખગોળને લગતી ભૂગોળ, ( ક ) રાજકીય ભૂગોળ, ( ડ ) ભૂતળ.

( ૫ ) ઇતિહાસ—( અ ) પહેલા વર્ષમાં સામાન્ય ઇતિહાસ, ( બ ) બીજા વર્ષમાં પ્રશિયાનો ઇતિહાસ, ( ક ) ત્રીજા વર્ષમાં જર્મનીનો ઇતિહાસ, ( ડ ) પુનરાવર્તન.

( ૬ ) વિદ્યા—( અ ) પહેલા વર્ષમાં વનસ્પતિ વિદ્યા, ( બ ) બીજા વર્ષમાં પ્રાણી વિદ્યા, ( ક ) ત્રીજા વર્ષમાં સિદ્ધ પદાર્થ વિજ્ઞાન—સાહિત્યો, ( ડ ) રસાયન અને ખનિજ વિદ્યા—સાહિત્યો.

( ૭ ) ડ્રોઇંગ—ફ્રી હેન્ડ ડ્રોઇંગ, કર્ત્તવ્ય ભૂમિતિ, શૃંગારનું ડ્રોઇંગ, અને નક્કર પદાર્થો ઉપરથી ( એટલે મોડલ ) ડ્રોઇંગ.

( ૮ ) ગાયન—મ્હોએથી ગાવું, તથા ગાયનનું શાસ્ત્રીય જ્ઞાન.
( ૯ ) કસરત—જુદા જુદા પ્રકારની અંગ કસરતો.

ઉપર કહેલી મધ્યમ શાળામાં આ મુજબ વિષયો ચાલે છે. તે વખત છોકરાની ઉમ્મર દસથી તેર ચૌદ વરસ સુધીની હોય છે. મધ્યમ શાળામાં ઘણું કરીને ગરીબ લોકોના છોકરા હોય છે. તેમને આ ઉમ્મરે, જેટલી અને જેવી કેળવણી મળે છે, તેવી અમેરિકાની તે પદવીની નિશાળોમાં મળતી નથી. ઇંગ્રેજી ભાષાની જોડણીની પદ્ધતિ એવી ખરાબ છે, કે તે શીખવામાં અમેરિકાનાં છોકરાંનો ઘણો વખત જાય છે, અને તેટલે દરજ્જે બીજા વિષયોના શિક્ષણમાં ખામી આવે છે.

---

## ૬. શિક્ષણ પદ્ધતિ.

ઉપર કહેલી મધ્યમ શાળામાં બહુ સારી કેળવણી અપાય છે, અને પરિણામ સારૂં નીવડે છે, તેનું કારણ ઘણું કરીને ત્યાંની શિક્ષણ પદ્ધતિ છે. હોરેસ માને તેના જાણીતા રિપોર્ટમાં લખ્યું છે કે, "જર્મનીમાં મ્હેં કદી કોઈ શિક્ષકને ચોપડી હાથમાં રાખીને પાઠ ચલાવતાં જોયો નથી, અને પાઠ ચાલતાં કોઈ શિક્ષકને બેઠેલો પણ દીઠો નથી." હજી પણ તે જ વહીવટ ચાલે છે. ડુસલડોર્ફની મધ્યમ શાળામાં મ્હેં આખો દહાડો ગાળ્યો, તેના છ ઓરડામાં તે દિવસ હું વારંવાર ફર્યો, અને નવ પાઠ ચાલતા જોયા તથા સાંભળ્યા, પરન્તુ એકે વખત મ્હેં કોઈ શિક્ષકના હાથમાં ચોપડી ઝાલેલી દીઠી નથી. વાંચન અને સાહિત્યના શિક્ષણ વખત પણ શિક્ષકે ચોપડી હાથમાં લીધી નહોતી. તે છોકરાંને કહેતો કે, "તમ્હારે એવી રીતે વાંચવું કે વાંચેલું હું તરત સમજી શકું", અને છોકરાં ખરેખર તેમ જ વાંચતાં હતાં.

અંકગણિત ચોપડી વિના શિખવવામાં આવ્યું. અપૂર્ણાંકના ભાગાકારનો પાઠ શિક્ષકે મ્હોએથી બરાબર આપ્યા પછી છોકરાંને હુકમ કર્યો, "તમ્હારી ચોપડી કાઢો અને ૨૩ મે પાને ૧૨ થી ૧૮ સુધી હિસાબ ગણો." મ્હેં એ ચોપડી જોઈ, તો તે ન્હાની સરખી પહેલી ચોપડી જેવી હતી. તેમાં ફક્ત હિસાબો હતા, આપણી અંક ગણિતની ચોપડીઓમાં લાંબી લાંબી સમજૂતી આપવામાં આવે છે તેમાંની કાંઈ જ

નહોતી. (એટલે રીતો, કારણો, સમજૂતી, વગેરે શિક્ષકે મ્હોંએથી શિખવવું, છોકરાંની ચોપડીમાં આપવું નહિ, એવો ત્યાં વહિવટ છે. છોકરાંની ચોપડીમાં એકલા હિસાબ હોય છે.) બીજ ગણિતની ચોપડી પણ તેવી જ હતી. ભૂમિતિને માટે કોઈ ચોપડી વાપરવામાં આવતી નથી; શિક્ષક મ્હોંએથી પાઠ આપે છે, અને પછી છોકરાં તે પોતાની નિબન્ધ પોથીમાં લખી લાવે છે.

મ્હેં વ્યાકરણની ચોપડી જોવા માગી, એટલે શિક્ષકને હસવું આવ્યું, અને તે મ્હારી મશ્કરી કરતો હોય તેવું દેખાયું. (ત્યાં શિક્ષક વ્યાકરણ મ્હોંએથી જ શીખવે છે, અને છોકરાં પાસે મનોયત્નો લખાવે છે. છાપેલી ચોપડી છોકરાં પાસે હોતી નથી.) પણ ત્યાંની ઇતિહાસની ચોપડીઓ મ્હોટી હોય છે. (આપણે અહિં ઝીણી ઝીણી નોટોની ચોપડીઓમાંથી માત્ર સાલો વગેરે છોકરાં ગોખે છે તેવી ચોપડી ત્યાં ચાલતી નથી; મ્હોટી ચોપડીઓમાંથી છોકરાં હેવાલ વગેરે વાંચે છે.) વનસ્પતિ વિદ્યા કે પ્રાણી વિદ્યાને માટે પણ મ્હેં કોઈ ચોપડી ચાલતી જોઈ નહિ. પરન્તુ સૂકવેલા છોડ, ઘાસ વગેરે ભરીને રાખી મૂકેલાં મુએલાં પ્રાણીઓ, સુન્દર રંગિત ચિત્રો, અને એવા બીજા પદાર્થોનો સંગ્રહ જોયો, તે ઉપરથી એ વિદ્યાઓ શિખવવામાં આવે છે. પદાર્થ વિજ્ઞાન શિખવવાનો સામાન સારી હાલતમાં હતો, અને તેનાં ચાર મ્હોટાં કબાટ ભરેલાં હતાં. રસાયનનાં સાહિત્યો ઓછી કિમ્મતનાં હતાં, પણ પૂરતાં હતાં. ત્યાંની ભૂગોળની ચોપડીઓમાં કાંઈ જ લખાણ હોતું નથી. તેમાં માત્ર નકશા હોય છે તે છોકરાં હાથમાં રાખે છે, અને શિક્ષક પાટીઆ ઉપર નકશા તથા ચિત્રો કાઢે છે, તથા મ્હોંએથી શિક્ષણ આપે છે. એકન્દરે ત્યાં શિક્ષકો **શીખવે** છે, છોકરાંને **ઘણું કામ કરવાની** ફરજ પડે છે, અને પછી તેઓ તે મ્હોંએ તથા **લખાણમાં કહી બતાવે છે.**

કહેવાનું તાત્પર્ય એ છે, કે ત્યાં શિક્ષણ બહુ ઉત્તમ પદ્ધતિએ અપાય છે. વ્યાકરણ સંયોગી કરણ પદ્ધતિએ ચાલે છે. પદાર્થ વિજ્ઞાન અને રસાયન અવ્વલથી આખર સુધી પ્રયોગો દ્વારા શિખવાય છે. ગણિતમાં સઘળી વાતની સિદ્ધતા કરવામાં આવે છે. કોઈ ઠેકાણે મ્હેં **પોપટીઉં ગોખણું જોયું નહિ.** મ્હોંએ શબ્દે શબ્દ ગોખી લાવવાનું માત્ર

સાહિત્યમાં હોય છે. તે વિષયમાં ઘણાં ન્હાનાં કાવ્યો શિખવાય છે, તે મ્હોએ કરાય છે, તેમનું પૃથક્કરણ કરી ટૂકડે ટૂકડા કરી નાંખવામાં આવે છે, એક બીજા વચ્ચે મુકાબલો કરવામાં આવે છે, તેમને ગદ્યમાં મૂકવામાં આવે છે, તેમની નકલ કરાય છે, અને તેમના રસનો અનુભવ લેવાય છે.

ત્યાંની શિક્ષણ પદ્ધતિ વિષે હવે વધારે કહેવાનું રહે છે? સઘળા શિક્ષકોની પદ્ધતિ એક સરખી રીતે ઉત્તમ જોવામાં આવે છે. દરેક શિક્ષકને પોતાને સારી લાગે તેવી પદ્ધતિએ શિખવવાની છૂટ છે, પણ બધા જ શિક્ષકો સારા વિચારવન્ત હોવાથી તેમનામાં મળતાપણું ઘણું માલૂમ પડે છે.

---

# परचूरण सूचनाओ.

( ચાલુ પુ. ૩૮ માના પૃષ્ઠ ૩૭૯ થી. )

**બાળ વર્ગમાં આકાર તથા મૂળાક્ષરો**—એક શિક્ષક લખે છે, કે ગામમાં જ્યારે કોઈ નાટક મંડળી આવે છે, પ્રદર્શન હોય છે, અથવા એવો બીજો મ્હોટો તમાશો હોય છે, ત્યારે તેમના તરફથી મ્હોટા રંગીન અક્ષરનાં જાહેરનામાં નીકળે છે, તે હું માગી લઈને તેમાંના અક્ષરો છોકરાં પાસે કાતર વડે કાપી કઢાવું છું. કાપતી વખત દરેક બાળક અક્ષરનું નામ, રંગ, વગેરે કહી બતાવે છે. અક્ષર કાતરવાના ઉદ્યોગમાં બાળકોની આંખો અને આંગળીઓને કામ મળવાથી તે ચપળ થાય છે, કાંઈક ચોકસાઈ આવે છે, અક્ષરનો આકાર બરાબર મગજ ઉપર ઠસે છે, સાથે સાથે રંગનું શિક્ષણ મળે છે, અને બાળકોને ગમત પડે છે. કોઈ કોઈ વાર દીવાસળી જેવી સળીઓ અને વીંટીઓ કે કડીઓનાં અડધીઆંની મદદથી બાળકો પાસે અક્ષરો બનાવવામાં આવે છે.) આવી લોઢાની અડધી કડી મૂકીને તેની જોડે । આ મુજબ દીવાસળી ગોઠવવાથી " ગ " અક્ષર બને છે. ( આ રીતે એક અડધી કડી મૂકે, તેની નીચે—દીવાસળી આડી મૂકે, અને તેની નીચે પાછી ) આ પ્રમાણે અડધી કડી મૂકે એટલે " ક " થાય છે. બીજા અક્ષરો પણ એ રીતે બને છે. દરેક નિશાળનો મહેતાજી દીવાસળી જેવી કેટલીક લાંબી ટૂંકી સળીઓ અને લોઢાની ન્હાની મ્હોટી આખી તથા અડધી કડીઓ રાખશે, અને બાળકો પાસે તેમને જુદી જુદી રીતે ગોઠવા-

વશે, તો મૂળાક્ષરો, અંકો, તેમજ વર્તુળ, લમ્બ વર્તુળ, ચોરસ, લમ્બ ચોરસ્કા અને બીજા આકારોનું બાળકોને ગમત સાથે ભાન કરાવી શકાશે. સઘળું કામ બાળકો પાસે જ કરાવવાથી તેમને હોંસ ઉત્પન્ન થશે, અને રમત જેવું લાગશે. વળી રંગ આકારની પેટીમાં હોય છે તેવા જાડા કાગળના ન્હાના ન્હાના કડકાઓ ઉપર જુદા જુદા રંગથી છાપેલા અક્ષરો બાળકોને હાથમાં વારંવાર આપવા, તેમનાં નામ દેવડાવવાં, અને તે મુજબ સળીઓ-વગેરેથી અક્ષરો બનાવરાવવા. જેમ અક્ષરોનું ભાન થતું જાય, તેમ કાગળના અક્ષરો સાથે સાથે ગોઠવાવી "તલ," "ઘર," "રમ," વગેરે શબ્દો બનાવરાવવા, તેથી છોકરાંને વધારે રસ લાગશે. આ પ્રમાણે મૂળાક્ષરો ઓળખતાં તથા બનાવતાં આવડે, ત્યાર પછી જ તે લખતાં શિખવવાનો પ્રયત્ન કરવો. *બાળક નિશાળમાં આવે તે જ દિવસથી સૌથી* પહેલાં એકડા અને અક્ષર લખાવવા માંડવાથી તેને કંટાળો ઉપજે છે, અને તે સુસ્ત બને છે.

**કથિત પાઠ**—બાળ વર્ગને તથા ઉપલા વર્ગોને ઘણી વખત કથિત પાઠ અપાતા હોય છે ત્યારે છોકરાં સુસ્ત માલૂમ પડે છે, અને ધ્યાન આપતાં જણાતાં નથી. ચિત્ર કે વસ્તુ વિના મ્હોંએથી કદી કથિત પાઠ આપવો નહિ. આ પાઠની મુખ્ય મતલબ બાળકોને અવલોકન કરવાની ટેવ પાડવાની છે, માટે વસ્તુ વિના પાઠ આપવાથી તેની મતલબ સરતી નથી. ચિત્ર કરતાં પણ પ્રત્યક્ષ વસ્તુ તપાસવાથી વધારે સારું અવલોકન થાય છે, અને બાળકને ગમત તથા સમજ પણ વધારે પડે છે. બની શકે ત્યારે જોઈતા પદાર્થો કે પ્રાણીઓ બાળકોને લાવવાનું કહેવાથી તેમની હોંસ વધે છે. કોઈ બાળક પોતાને ઘેર પાળેલો પોપટ લાવે, કોઈ પોતાની મેના લઈ આવે, કોઈ બિલાડીનું બચ્ચું લાવે, કોઈ કૂતરાનું બોટીલું લાવે, એમ પ્રસંગ પ્રમાણે મંગાવવાથી બાળકો વધારે હોંશથી કામ કરશે. વનસ્પતિના સમ્બન્ધમાં પણ તેમ કરી શકાશે. કોઈ કોઈ છોકરા પોતાના ખેતરમાંથી બાજરી, તુવેર, ઘઉં, કપાસ, વગેરેના છોડ લાવે, કોઈ કેરી કે બીજું ફળ લાવે, કોઈ લીમડા, પીપળા, વગેરેનાં પાંદડાં લાવે, કોઈ ગુલાબ, મોગરો, વગેરે ફૂલ લાવે—એમ જેને જેવી સવડ હોય તે પ્રમાણે કથિત પાઠ માટે વસ્તુ લઈ આવે તેવી ગોઠવણ કરવાથી બાળકોની હોંસ

વશે, તેકડકા હોય છે, તેવડા લાકડાના કે બીજા કશાના ૧૭૨૮ કડકા અને બૂરું હશે, તો તેમને એકઠા ગોઠવી ૧૭૨૮ ઘન ઇન્ચનો એક ઘન ફુટ થાય છે એ પ્રત્યક્ષ બતાવી શકાશે. વળી એક ઘન ફુટ માપનું લાકડું ઢીમચું નિશાળમાં રાખ્યું હશે, તો ઘન માપની વાત કરતાં વારંવાર ન્હાના છોકરાંને તેની સાથે મુકાબલો કરવાનું બની શકશે.

ભૂગોળ—આ વિષય ચાલતાં નકશો હમેશ ભીંતે કે ઘોડી પર લટકાવવામાં આવે છે, તેથી છોકરાંના મનમાં કેટલાક ખોટા વિચાર રહી જાય છે. કોઈ કોઈ વખત નકશાને તેની દિશાઓ પ્રમાણે ભોંય ઉપર પાથરીને બતાવશો, એટલે મનમાં ખરા વિચાર દાખલ થશે. એક વખત એક નિશાળમાં એશિયા ખંડનો નકશો ચાલતો હતો, તે વખત તપાસનાર અધિકારીએ છોકરાંને કહ્યું કે એશિયા ખંડની ઊંચામાં ઊંચી જગા બતાવો. છોકરાંએ ઉપલી લાકડી આગળ આંગળી મૂકી. ખરું જોતાં એ ઠેકાણે દરીઓ હોવાથી એ જગા ઊંચી નહિ પણ નીચી છે, પણ ભીંતે નકશો લટકતો હોવાથી લાકડી ઊંચે જોઈને છોકરાંએ ભૂલ કરી. નકશો ભોંય ઉપર પાથર્યો એટલે લાકડી પાસેની જગા ઊંચે ન હોવાથી છોકરાં ગુંચવાયાં, અને ઊંચી જગા ખોળવાને પર્વતો ક્યાં છે તે તરફ ધ્યાન લગાડવું પડ્યું. પછી સૌથી ઊંચા પર્વતો ક્યા છે તે ખોળી કાઢ્યું, એટલે ઊંચામાં ઊંચી જગા હાથ આવી. આ રીતે નકશો ભોંય ઉપર પાથરીને શિખવવાથી કેટલાક પ્રકારની ભૂલો થતી અટકે છે.

બીજા અને ત્રીજા ધોરણમાં ભૂગોળ શિખવવાની એક યુક્તિ વિષે એક શિક્ષક લખે છે, કે હું ચાક વડે છાપેલા નકશાથી બેવડા કદનો એક નકશો જમીન ઉપર દોરું છું. દરમ્યાન પહેલા વર્ગનાં છોકરાં કાગળનાં ન્હાના ન્હાના કડકા કાપી એક એક ઉપર " સુરત તાપી નદી પર મ્હોટું શહેર, " " વડોદરા ગાયકવાડી રાજ્યની રાજધાની, " " અમદાવાદ ગુજરાતની રાજધાની તેમાં કાપડની ઘણી મીલો છે, " " ધ્રાંગદરા તેમાં પાથરની ખાણો છે, " " ખંભાત બંદર છે, " " કપડવંજ તેમાં કાચ અને સાબુ બને છે," વગેરે લખી કાડે છે. આ બધી ચીઠીઓ સેળભેળ કરીને બીજા કે ત્રીજા જે ધોરણ માટે જમીન પર નકશો કાઢ્યો હોય તે વર્ગનાં બાળકોને વહેંચી આપવામાં આવે છે, અને નકશામાં જે જે જગાએ જે

# સામાન્ય જ્ઞાનના પાઠ.

( ચાલુ પુ. ૩૮ માના પૃષ્ઠ ૩૪૮ થી. )

## પાઠ ૮ મો.

### ઊસ.

થોડી ઊસની પોપડીઓ, એક શગડીમાં દેવતા, થોડું દીવેલ, પાણીનું વાસણ, અને અંગૂઠો એટલી વસ્તુઓ આ પાઠ શિખવતી વખતે વર્ગમાં લાવી મૂકવી.

ગયા પાઠમાં શિક્ષકે છોકરાઓ પાસે મીઠાના સાધારણ ગુણ કઢાવ્યા હતા તેવી જ રીતે આ પાઠમાં ઊસના ગુણ કઢાવવા. શિક્ષકે એક ઊસની પોપડી હાથમાં લઈ નીચે મુજબ સવાલ પૂછવાઃ—

" આ પોપડીનો રંગ કેવો છે? " મેલો ધોળો.

" છગન, તમે આ પોપડી હાથમાં લઈ દાબી જુઓ. તે કેવી લાગે છે?" કઠણ.

" જુઓ, હું તેને જરા જોરથી દાબું છું. આથી તેના ભાગીને કકડા થઈ જાય છે. તેથી તે કેવી કહેવાય?" બરડ.

" મગન, તમે આ ઊસનો ભૂકો જીભ ઉપર મૂકી જુઓ. તે કેવો લાગે છે?" ખારો તથા બેસ્વાદ.

ઊસની પોપડીઓ પાણીમાં નાખવાથી ઓગળી જાય છે; દેવતા ઉપર રાખવાથી તે પીગળતી નથી, પણ તેમાં પાણી હોય છે તે બળી જાય છે. આ વાત શિક્ષકે પ્રયોગ કરીને સમજાવવી.

ઉપયોગ—ઊસ મેલ કાપે છે. મેલાં લૂગડાં ઊસ દઇને ધોવાથી ચોખ્ખાં થાય છે. વળી આપણા હાથ વગેરે ચીકટા થયા હોય તો ઊસ લઈને ધોવાથી ચીકટ જાય છે; એકલા પાણીથી જતું નથી. એક છોકરાંના હાથ દીવેલવાળા કરાવી તેને પાણીથી ધોવા કહેવું. આથી ચીકટ જશે નહિ. પછી તેને ઊસ લઈને ધોવા કહેવું. ઊસ લઈને ધોવાથી ચીકટ ઝટ જતું રહેશે.

---

## પાઠ ૯ મો.

### ફટકડી.

આ પાઠ શિખવતી વખતે જોઈતી વસ્તુઓ—થોડા ફટકડીના ગાંગડા, એક શગડીમાં દેવતા, તથા પાણીનું વાસણ.

ગયા પાઠમાં જે સવાલ પૂછ્યા હતા તે જ સવાલ પૂછીને શિક્ષકે છોકરાઓ પાસે ફટકડીના સાધારણ ગુણ કહાવવા.

સવાલના જવાબમાં છોકરાઓ કહેશે કે ફટકડી કઠણ તથા બરડ છે; તેનો રંગ ચળકતો ધોળો છે, અને તેનો સ્વાદ ફીકો તુરાશ પર છે.

ત્યાર પછી ફટકડી સમ્બન્ધી નીચેની હકીકત શિક્ષકે પ્રયોગ કરીને સમજાવવી:—

(૧) ફટકડી પાણીમાં ઓગળી જાય છે.

(૨) દેવતા ઉપર રાખવાથી તેમાં પાણી હોય છે તે બળી જાય છે.

(૩) ફટકડીના પાણીમાં બોળેલું લુગડું દેવતાના સમ્બન્ધમાં આવે તો તેને બળતાં ઘણી વાર લાગે છે.

(૪) ફટકડી ઠંડા પાણી કરતાં ગરમ પાણીમાં વધારે ઝડપથી ઓગળી જાય છે. એક પાઉન્ડ ઉકળતા પાણીમાં એક પાઉન્ડ ફટકડી ઓગળી જશે, પણ તેટલી જ ફટકડી ઓગળવાને ઠંડું પાણી ૧૮ પાઉન્ડ જોઈશે.

ઉપયોગ—ચામડાં સાફ કરવામાં, લુગડાં વગેરે રંગવામાં, કલિકો છાપીને છીંટ બનાવવામાં, તથા કાગળ બનાવવામાં ફટકડી વપરાય છે.

---

# प्राणी वर्णन.

( સાંધણ પુ. ૩૮ માના પૃષ્ઠ ૩૮૩ થી.)

## ઉંદર.

વર્ગ—કરોડવાળાં. જાત—સ્તનવાળાં. પ્રકાર—કાતરનારાં.

ઉંદરના શરીર ઉપરના વાળ જાડા અને કરકરા છે. તેની પૂંછડી તેના શરીર અને માથાની કુલ લમ્બાઈ કરતાં ટૂંકી છે. તેના કાન લાંબા

અને ગોળ છે તથા પગ મ્હોટા છે. ઉંદર ઘણી જાતના થાય છે. કેટલાક રંગમાં, કેટલાક કદમાં, અને કેટલાક તેમનાં લક્ષણમાં એક બીજાથી જુદા પડે છે. આ વર્ણન ઘરના સાધારણ ઉંદરડાનું છે.

રંગ—તેની પીઠ પરનો રંગ કાળો છે, પણ તેમાં જરા ભૂરા રંગની છાંટ છે. તેના પેટ આગળનો ભાગ આછા ખાખી રંગનો છે, અને પૂંછડી ઝાંખા કાળા આસમાની રંગની છે. જુદા જુદા પ્રાન્તોના સાધારણ ઉંદરના રંગમાં પણ ફેર પડે છે.

કદ—પુખ્ત ઉમ્મરે આવેલો સાધારણ ઉંદર લમ્બાઈમાં શરીર અને માથું મળીને ૭ ઇન્ચ છે, અને તેની પૂંછડી ૬ ઇન્ચને આશરે લાંબી છે. કેટલાક ઉંદર આથી પણ મ્હોટા હોય છે. એક મ્હોટો ઉંદર મળી આવ્યો હતો તેનું શરીર માથા સુદ્ધાન્ત ૧૧ ઇન્ચ હતું, અને પૂંછડી ૮। ઇન્ચ હતી. આથી પણ મ્હોટા ઉંદર કોઈ કોઈ વખત મળી આવે છે.

વસ્તી—આખા હિન્દુસ્તાનમાં ઘણી જગાએ આ ઉંદર જોવામાં આવે છે, તેમ છતાં કેટલાક વિદ્વાનોનું ધારવું એવું છે કે આ પ્રાણી આ દેશનું મૂળ વતની નથી. ઘણે ભાગે એમ ધારવામાં આવે છે કે ચીનાઈ મંગોલિયામાંથી આખી પૃથ્વી પર તે ફેલાયા છે. આ જાતના ઉંદરની વસ્તી ઇરાનમાં બિલકુલ નથી, અને અફઘાનીસ્તાનમાં ઘણી ઓછી છે.

લક્ષણ અને ખોરાક—મ્હોટાં શહેરોમાં અને ગામડાંનાં ઘરોમાં તેમજ બાગ બગીચા અને ખેતરોમાં ઉંદર રાત્રે બહુ જોવામાં આવે છે. વગર વપરાશવાળા બાગોમાં અને અન્ધારા ઓરડાઓમાં તો દિવસે પણ તે દોડાદોડ કરે છે. છાપરાંમાં, ભીંતોની ફાટોમાં, ભોંયમાં ખોદેલાં દરોમાં, ખેતરોની વાડોમાં, તેમજ ખાળની નીકો કે ગટરોમાં તે પોતાનું રેહાણ કરે છે. પક્ષીના જેવો માળો બાંધી તેમાં અથવા તો ઘરની અન્દરનાં ચીંથરાં, રૂ, વગેરે ભેગાં કરી તેનો માળો બાંધી તેમાં બચ્ચાંને રાખે છે. માળામાં પન્દર દિવસ રહે છે ત્યાં સુધીમાં તો બચ્ચાં પોતાની મેળે ખોરાક શોધવા શક્તિવાન થાય છે. ઉંદર બધી વસ્તુઓ ખાય છે. ઘણે ભાગે તે વનસ્પતિ ખાનારો છે, છતાં ઘણી વખત

રાત્રે ઉધતાં ન્હાનાં પક્ષીઓને અને માળામાંથી તેમનાં ઈંડાંને પકડીને ખાય છે. તે પાળેલાં પક્ષીઓનાં પાંજરાંમાં પેશી રાત્રે તેનાં પીછાં કરડી ખાય છે. ઘરોની અન્દર દાણાદૂણી વગેરે ઢાંકેલું હોય.તે ઉઘાડી નાંખીને પણ તે ખાવા ચૂકતા નથી. કેટલીક વાર ખેતરોમાં તે મ્હોટા જથામાં ઉભરાય છે ને પાકને બહુ નુકશાન કરે છે. તેમની વસ્તી ઝપાટાથી વધે છે. માદા વરસમાં ઘણી વખત વિયાય છે, અને દર વેતરે તેને ૪ થી ૧૨ સુધી અને વખતે વધારે બચ્ચાં અવતરે છે. બચ્ચાં અવતરે છે ત્યારે આંધળાં હોય છે, એટલે કે તેની આંખો બન્ધ રહે છે અને થોડા દિવસ પછી ઉઘડે છે. સ્ટર્નડેલ સાહેબ કહે છે કે માદા પોતાનાં બચ્ચાંને ખાઈ જાય છે તેથી તેની વસ્તી અતિશય વધી જતી નથી. કોઈ કોઈ વરસ ખેતરોમાં ઉંદર એટલા બધા એકદમ નીકળી આવે છે કે પાકેલા તૃણનો કચ્ચરઘાણ વાળી નાંખે છે, અને પાછા એકદમ ગુમ થઈ જાય છે, તે ફરી કેટલાંક વરસ સુધી દેખા દેતા નથી. સંવત્ ૧૮૭૦ માં પુષ્કળ ઉંદરો નીકળી તેમનાથી ખેતરોને એટલું બધું નુકશાન પહોચ્યું હતું કે તે સાલને ઉંદરીઆ સાલ કહે છે. તે વરસે ભારે દુકાળ પડ્યો હતો. સંવત્ ૧૮૯૬ માં પણ ઉંદરોએ ભારે નુકશાન કર્યું હતું. ઘરોમાં જે ન્હાની ઉંદરડીઓ નીકળે છે અને મુમ્બઈની ગટરોમાં જે મ્હોટા ઉંદર ( ઘૂસ ) થાય છે તે આ ઉપર લખેલા ઉંદરની જાતના નથી. તેમજ સફેદ ઉંદર, કોળ, વગેરે ઉંદરની ઘણી જાતો છે. ઉંદરનો ત્રાસ એટલો બધો છે કે તેને ઓછા કરવા સારૂ દયાળુ લોકો હોય છે તે ઉંદરીઆં ( પાંજરાં ) મૂકીને પકડે છે, અને બીજા લોકો ખોરાક ભેગું ઝેર નાંખીને તેને ખાવા મૂકે છે તેથી તે ખાઈ મરી જાય છે. ઘણા લોકો તો બિલાડીઓ પાળે છે. કેટલાક ઉંદર પણ એવા ખન્દા હોય છે કે તે માણસોના કોઈ પણ જાતના ફાંદામાં આવતા નથી. ઉંદરને ગણપતિ દેવનું વાહન ગણી, માગશર વદ ૪ ( ગણેશ ચોથ ) ને દિવસે તેને હિન્દુ લોકો લાડુડીઓ કરી ખવરાવે છે. કેટલાક ઉંદર પક્ષીના મધુર સ્વર જેવો રાગ કહાડે છે. પાળવાથી ઉંદર હળી જાય છે, અને પોતાના ધણી પર હેત રાખે છે. આ બાબતમાં લાડૂદ કેદીની વાત તો દરેકના ધ્યાનમાં હશે જ.

---

# નિશાળ અને નિશાળીઆ.

( ડા. ની. ડા. છત્રપતિ. )

( ચાલુ પુ. ૩૮ માના પૃષ્ઠ ૩૮૫ થી. )

આંખનું દુખવું—આ દરદ બાળકોમાં ઘણી સાધારણ રીતે જોવામાં આવે છે. જન્મતી વખતે માના શરીરમાંથી પરૂ અથવા પરૂ જેવું કંઈક આંખમાં લાગવાથી આંખો સૂજી આવે છે. આવે વખતે તેમજ તે પછીની વયે બરાબર ઇલાજ કરવાથી તે દરદ મટે છે. જન્મ પછી તરત આંખ આવી હોય તો ઝાંપતા ઇલાજ લેવા. તેમ ન કરવાથી ઘણાં બાળક સુરદાસ બને છે. આંખનું દરદ ચેપી છે. એનો ચેપ પરૂમાં છે, વાસ્તે આંખ આવેલા બાળકનો રૂમાલ, ચીંથરાં, વગેરે ફેંકી દેવાં, અથવા તો ઉન્હા પાણીએ ખૂબ ધોઈ વાપરવાં. આવી રીતે સમ્ભાળ ન લેવાથી ઘરમાં એક છોકરાની આંખ આવી હોય છે તો પછી બીજાની આવે છે. આથી કરીને લોકો કહે છે કે "આંખ રાંડ અદેખી છે." આ કહેવતનો સાર એ છે કે આંખનો રોગ ચેપી છે. ફટકડીના અથવા હરડાં, બેડાં, અને આંબળાંના પાણીથી આંખ દિવસમાં બે ચાર વાર ધોવી; છતાં દરદ સખત લાગે તો દાકતરની દવા કરવી. બેફિકરા રહેવાથી ખીલ, છારી, ફુલું, વગેરે દરદો ઉત્પન્ન થવાનો સમ્ભવ છે, વાસ્તે સાવધ રહેવા લક્ષામણ છે. આંખ આવેલા છોકરાને નિશાળમાં ન આવવા દેવો, અથવા તો જુદો બેસાડવો.

ખસ—આ ચામડીનું, જન્તુથી પેદા થતું, ગંદાં મેલાં છોકરાંનું દરદ છે. જે છોકરાં ચોકખાં રહે છે તેમને આ દરદ કદી થતું નથી. આ દરદમાં આંગળાંની બેવડમાં ખંજવાળ આવી ધોળા મ્હોના પરૂવાળા ફોલ્લા થાય છે, જેને લીધે હાથમાં પુષ્કળ પીડા થાય છે, અને પીડાથી કોઈ કોઈ વાર તાવ પણ આવે છે. કોઈ કોઈ વાર આખા શરીર પર ફોલ્લા જોવામાં આવે છે. ચોકખાઈ એ જ એનો ખરેખરો ઇલાજ છે.

ગંધક દીવેલ અથવા ભીણુમાં કાલવીને, અથવા સારી મેદકવાળું ધૂપેલ, અથવા કપૂરકાચલીનો ચૂવો શરીરે ચોળી ન્હાવાથી અને લૂગડાંલત્તાં સ્વચ્છ રાખવાથી આ દરદ નાબુદ થાય છે. દરદીના સ્પર્શથી,

તેનાં લુગડાં પહેરવાથી, અથવા તેની જોડે સુવાથી આ રોગ ચઢે છે, વાસ્તે તેમ ન કરવું.

દાદર—આ દરદ વિદ્યાર્થી અવસ્થામાં તેમ મ્હોટી વયે પણ જોવામાં આવે છે. ગંદવાડ એ એનું ખાતર છે, અને જન્તુ એ એનાં બી છે. શરીરના જે ભાગ બરાબર સાફ થતા નથી તેવા ભાગમાં તે ખસની માફક દેખા દે છે. કમ્મર, બગલ, તથા સાથળોની અન્દરના ભાગમાં એ જોવામાં આવે છે. આ દરદમાં ઝીણી ઝીણી ફોલ્લીઓ ગોળાકાર રૂપે જોવામાં આવે છે. આ ફોલ્લીઓનાં ચક્કર એક બીજા સાથે જોડાવાથી ઘણી જગાએ પસરે છે.

સ્વચ્છતા રાખવાથી એ દરદ નાબૂદ થાય છે. દરદીનાં કપડાં પહેરવાથી એ રોગ ચઢે છે. કોઈ કોઈ માણસનાં શરીર દાદરથી છવાઈ ગયેલાં હોય છે, અને તેઓ આખો દિવસ ખંજવાળતા રોકાયેલા જોવામાં આવે છે. આવો માણસ જો છ મહિના ચોખવટ સાચવે, ને ચામડી તનદુરસ્ત રૂપ ધારણ કરે તે પછી એક મહિના લગી દવા જારી રાખે, તો દરદ ફરી થતું નથી.

સરકો લગાડવાથી, તમ્બાકુનો ગર ઘસી લગાડવાથી, તેમ બીજી ઘણી દવાઓથી આ દરદ મટે છે.

જે દેશોમાં બોર્ડિંગ સ્કૂલો છે ત્યાં એક છોકરા પરથી આખી નિશાળના છોકરા પર આ દરદ પસર્યાના દાખલા નોંધાયેલા છે.

ગરીબ અને ભૂખે મરતાં છોકરાંના માથામાં એક જાતની દાદર થાય છે. આ દાદર જન્તુમાંથી પેદા થાય છે. આ રોગ એક બીજાને ચઢે છે. માથે હજામત કરાવી નાંખી ગંધક અને પારાનો મલમ લગાડવાથી અને માથું સાફ રાખવાથી બહુ મને આ દરદ નાબૂદ થાય છે. આ દરદમાં પહેલાં ફોલ્લાઓ થઈ ગંધકના જેવા પીળા રંગના પોપડા બાઝે છે, અને છોકરાના માથામાંથી ઉંદરના મૂત્ર જેની વાસ આવે છે, વાળ ટૂંકા થાય છે, અને તેનાં મૂળ ખરી જવાથી માથે ટાલ પડે છે. પૂરતો ખોરાક, ચોખવટ, અને દવાથી આ દરદ મટે છે.

---

# वनस्पति वर्णन.

( ચાલુ પુ. ૩૮ માના પૃષ્ઠ ૩૫૭ થી. )

## વાંસ.

વાંસ એ એક જાતનું ઘાસ છે તે વાત એકદમ તો આપણને આશ્ચર્યકારક લાગે છે, પણ બારીકીથી તપાસતાં તેમાં અને બીજા ઘાસમાં ફક્ત એટલો જ ફેર માલૂમ પડે છે, કે બીજા ઘાસનાં થડ પાતળાં, પોચાં, અને ન્હાનાં હોય છે, ત્યારે વાંસનાં જાડાં, મજબૂત, અને ઘણાં ઊંચાં થાય છે. તેના આવા પ્રચંડ સ્વરૂપથી જણાય છે કે તે ઉષ્ણ કટિબન્ધની પેદાશ હશે. કારણ કે અનુભવથી આપણે જાણીએ છીએ કે ઠંડા દેશ કરતાં ગરમ દેશમાં પ્રાણી અને ઝાડ પાલો મ્હોટાં અને મજબૂત થાય છે. સઘળા ગરમ દેશોમાં તે કોઈ કોઈ ઠેકાણે જોવામાં આવે છે, પણ તેનાં મ્હોટાં જંગલો તો હિન્દુસ્તાન, ચીન, અને હિન્દી આર્કિપેલેગોના દ્વીપોમાં છે.

વાંસની અનેક જાતો છે. કેટલાક છેક આંગળી જેવા પાતળા અને ફક્ત ૨૫–૩૦ ફુટ ઊંચા હોય છે, ત્યારે વળી કેટલાક તો સો સવા સો ફુટ ઊંચા ને દસ બાર ઇન્ચ જાડા હોય છે. ઘણું કરીને સાધારણ ઊંચાઈના પાતળા વાંસ નક્કર હોય છે, પણ મ્હોટા અને જાડા થાય છે તે પોલા હોય છે. તેને ફુટ બે-ફુટે અકેકી ગાંઠ હોય છે. તેવી બે ગાંઠના વચ્ચેના ભાગને કાતળી કહે છે. આ ગાંઠો પડવાનું કારણ એ છે કે તેની અન્દરના પ્રવાહીને લઈ જનારી રસ વાહિનીઓ આ ઠેકાણે એક બીજા સાથે ગૂંથાઈ જાય છે. દરેક ગાંઠે ન્હાની ન્હાની ડાળીઓ થાય છે, અને તે ડાળીઓ પર સામસામી બાજુએ આશરે વેંત લાંબાં, આંગળ પહોળાં, અને ટોચે અણી વાળાં એટલે ભાલાના આકારનાં પાંદડાં થાય છે. જ્યારે પવનમાં વાંસ હાલે છે ત્યારે આ પાંદડાં અને ડાળીઓ પીછાંની માફક ઊડે છે તેથી ઘણો સુન્દર દેખાવ લાગે છે.

વાંસ હમેશાં વર્ષા ઋતુમાં ફૂટે છે. એમ કહેવાય છે કે ગર્જના થયા સિવાય તે ફૂટતા નથી. તે ફૂટે છે ત્યારે જમીનમાંથી એટલા જોરથી ફણગો નીકળે છે કે ૨૪ કલાકમાં ત્રણ ચાર ફુટ ઊંચો આવે છે, અને તે પછી પણ દર રોજ બે અઢી ફુટ વધે જાય છે, એટલે એકથી ત્રણ માસની અન્દર

તે સંપૂર્ણ ઊંચો થાય છે. તેની આટલા બધા જોરથી ફૂટવાની ક્રિયાને લીધે વાંસના જંગલોમાં રહેવું ઘણું ભય ભરેલું ગણાય છે. એક વાંસમાંથી પન્દર વીસ ફણગા ફૂટે છે. તે હમેશાં જૂથમાં સારા ઉછરે છે. અકેકા જૂથમાં ચાળીસથી સવા સો સુધી ચડ હોય છે.

જુદી જુદી જાતના વાંસના રંગમાં સહેજ ફેર હોય છે. ઘણા ખરા પીળચટા હોય છે, પણ કેટલાક લીલાશ પડતા તેમજ કાળા હોય છે. વળી કેટલાક પર ઝીણી ઝીણી ભાત પડેલી હોય છે. તેમની બહારની છાલ ઘણી કઠણ અને ચળકતી હોય છે, પણ અન્દરનો ભાગ સહેજ પોચો અને ઊભા રેસાની જૂડીઓનો બનેલો છે. આથી વાંસની ઘણી જ પાતળી સળીઓ થઈ શકે છે.

વાંસનું આયુષ પન્દરથી ત્રીસ વર્ષનું છે. પછી તેને ફૂલ આવી તે સુકાઈ જાય છે. તેમાંથી આ વખતે ચોખા નીકળે છે. સારા વાંસમાંથી વધારેમાં વધારે વીસ શેર ચોખા નીકળે છે. પણ તેમાં નવાઈ જેવું એ છે કે દુકાળના વરસમાં આ ચોખા ઘણા નીકળે છે, અને તેથી ભૂખે મરતા હજારો ગરીબોનું પોષણ થાય છે. વળી તેની અન્દરથી સફેદ રંગની ગાંગડીઓ નીકળે છે તેને વાંસ કપૂર કહે છે. તે ક્ષય, શ્વાસ, ઉધરસ, અને રક્ત દોષ ઉપર ઓષધ તરીકે વપરાય છે, તેમજ તેનાથી ઝાડો અને રક્તશ્રાવ બન્ધ થાય છે.

વાંસ જુદી જુદી રીતે એટલા બધા કામમાં આવે છે કે જંગલી તેમજ સુધરેલા સર્વે માણસો તેનો કોઈ પણ રીતે ઉપયોગ કરે છે. વાંસનાં જંગલની પાસે રહેનાર જંગલી લોકનાં ઘરની ભીંતો અને છાપરાં વાંસનાં હોય છે, તેમજ તેમનાં તીર કામઠાં અને રાચરચીલાં તેનાં બનાવેલાં હોય છે, એટલું જ નહિ, પણ બોર્નિઓ બેટના દાયક લોકોનાં તો પાણી ભરવાનાં અને રાંધવાનાં વાસણ પણ વાંસનાં હોય છે. સાધારણ સ્થિતિના લોકના ઘરનાં છાપરાં આખા કે ફાડેલા વાંસથી છાયેલાં હોય છે. મ્હોટા જાડા વાંસના હોડીઓના ડોલ બને છે, અને કેટલેક ઠેકાણે તે નળ તરીકે વપરાય છે. વાંસની ચીપોના ટોપલા, ટોપલીઓ, કંડીઆ, ટટ્ટીઓ, વગેરે ઘણી વસ્તુઓ થાય છે. મિદનાપોરમાં તેની ઘણી ઉત્તમ જાતની સાદડીઓ બનાવે છે. મલબાર કાંઠેથી તેમજ આસામ અને બ્રહ્મ દેશમાંથી ઘણા વાંસ યૂરોપ

જાય છે. ત્યાં તેની લાકડીઓ, છત્રીઓના હાથા, અને બીજી ઘણી શોભાયમાન ચીજો બને છે. ઘણા પાતળા વાંસની આપણા લોક કલમો કરે છે. આ બધાથી પણ ઘણી ઉપયોગી ચીજ બનાવવામાં વાંસ થોડા વખતથી વપરાવા લાગ્યા છે. તેના ગરનો ઘણો સુંવાળો અને સફેદ લોંદો બનાવાય છે તેથી તેના ઉત્તમ જાતના કાગળ બને છે. કુમળા વાંસનાં આથણાં પણ બને છે. ટૂંકામાં, વાંસ એ ગરમ દેશની ઘણી અજાયબ જેવી પેદાશ અને જંગલી મનુષ્ય પર કુદરતની મોટી બક્ષિસ છે.

---

# चर्चा पत्र.

## રા. શાળા પત્રના અધિપતિ સાહેબ,

૧. રાવ સાહેબ મહીપતરામના વ્યાકરણમાં સર્વનામના પ્રકરણમાં પહેલા તથા બીજા પુરૂષનાં સર્વનામને માટે કેટલુંક વિવેચન કર્યું છે, પરન્તુ ત્રીજા પુરૂષને માટે કંઈ કહ્યું નથી. મ્હારા ધારવા પ્રમાણે એના સમ્બન્ધમાં એટલું કહેવું જોઈએ કે માણસ સિવાયનાં બીજાં નામને માટે એ સર્વનામ વપરાયું હોય છે ત્યારે એક વચનનાં તથા બહુ વચનનાં રૂપમાં ફેર હોતો નથી; જેમકે, આ ચાર લાકડાં છે **તેના** ફાડી કડકા કરો ( **તેમના** નહિ ); પાછલા દાંત એવડા છે **તેને** દાઢો કહે છે ( **તેમને** નહિ ); આ ચાર ચોપડીઓ છે **તેમાંથી** એક લાવો ( **તેમનામાંથી** નહિ ). વળી એમાં નામને બદલે વપરાયેલાં ત્રીજા પુરૂષ સર્વનામની બીજી વિભક્તિને સ્થળે હમેશાં ચોથી જ વપરાય છે એમ નથી. એવી વખતે બીજીને સ્થળે બહુધા પહેલીનું રૂપ વપરાય છે; જેમકે, ગાય ઘાસ ખાય છે તેમ ઘોડાએ તે જ ખાય છે; ખુરશીઓ ભાગી હોય તો તે સમી કરો; વિશેષણ હોય તે બધાં લખો.

૨. આ બાબતમાં નિયમ સામાન્ય રીતિએ એવો જણાય છે, કે માણસના સમ્બન્ધમાં જ્યારે એ સર્વનામ વાપર્યું હોય છે ત્યારે જ "તેમને," "તેમણે," "તેમનો," વગેરે રૂપ વપરાય છે, અને તેથી ઇતર નામના સમ્બન્ધમાં તે રૂપ વપરાતાં નથી. સને ૧૮૯૮ ના જૂન માસના શાળા પ-

ત્રમાં એ વિષય ઉપર મ્હેં શંકા ઉઠાવી હતી, પરન્તુ તેનો ખુલાસો હજુ મ્હને મળ્યો નથી. જો એમાં મ્હારી ચૂક થતી હોય તો મ્હને સુધારવા કૃપા કરશો, અગર જો મ્હારું માનવું વિદ્વાનો સ્વીકારતા હોય તો શાળામાં ચાલતાં વ્યાકરણોમાં યોગ્ય સુધારો કરાવશો એવી મ્હારી વિનતિ છે.

૩. રાવ સાહેબ મહીપતરામે સર્વનામના મુખ્ય બે ભેદ પાડ્યા છે. તેમાં બીજા ભેદનું નામ "વિશેષણ સર્વનામ" એટલે વિશેષણ તરીકે વપરાતાં સર્વનામ એવું રાખ્યું છે. આમ કરવાથી જે શબ્દ વિશેષણ તરીકે વપરાયેલો છે તેને સર્વનામ સંજ્ઞા વડે ઓળખાવી તેનો વિશેષ્ય બતાવવો પડ્યો છે (જુઓ પૃષ્ઠ ૫૪, ૫૮, ૬૦). "આ વખતે"—"આ" વિશેષણ સર્વનામ, વિશેષ્ય "વખતે", "આ ભિખારીઓને"—"આ" વિશેષણ સર્વનામ, વિશેષ્ય "ભિખારીઓને", "એ રજપૂતોને"—"એ" વિ૦ સ૦, વિશેષ્ય "રજપૂતોને", વગેરે. અમુક શબ્દને અમુક જાતના સર્વનામ તરીકે ઓળખાવી તેનો વિશેષ્ય બતાવવો પડે એ વાત ગ્રન્થ કર્તાને પણ વિરોધી લાગી છે, અને તેથી ૫૨ મા પૃષ્ઠ ઉપર પદચ્છેદ કરવાની સૂચના આપી છે તેમાં ચોથી સૂચનામાં કહ્યું છે કે, "વિશેષણ સર્વનામની સાથે તેનો વિશેષ્ય હાજર હોય ત્યારે તેમને * વિશેષણ જ કહેવાં, પણ વિશેષ્ય હાજર ન હોય ત્યારે તેમનું* પદચ્છેદ સર્વનામ પ્રમાણે કરવું." માટે તેમાં યોગ્ય સુધારો કરાવવાની જરૂર છે. વળી મ્હારી એવી પણ દરખાસ્ત છે કે એવા શબ્દોની વ્યાકરણમાં આપેલી સંજ્ઞા પણ જો ફેરવી હોય તો શીખનાર શિખવનાર બન્નેની ગૂંચવણ નીકળી જાય.

૪. એ જ વ્યાકરણના ૨૨ મા પૃષ્ઠ ઉપર લખ્યું છે કે, "મ્હેં ગ્રન્થ વાંચ્યો" એમાં "કર્મ પહેલી વિભક્તિમાં ક્રિયાનાથ છે અને કર્મ ક્રિયાનાથ હોય ત્યારે કર્મણિ પ્રયોગ કહેવો." હવે પદચ્છેદનાં જે દૃષ્ટાન્તો આપ્યાં છે તેમાં જ્યાં જ્યાં પ્રયોગ કર્મણિ લખ્યો છે ત્યાં ત્યાં કર્મ બીજી વિભક્તિમાં છે એમ લખ્યું છે (જુઓ પૃષ્ઠ ૫૩, ૫૫, ૫૮). આ પ્રમાણે કદાપિ સરત ચૂકથી થઈ ગયું હશે, પરન્તુ જ્યાં સુધી એ સુધાર્યું નથી

---

* મ્હારા માનવા પ્રમાણે તો એ ઠેકાણે "તેને", "તેનું", એમ જોઈએ.

ત્યાં સુધી એ નમૂનાઓથી દોરવાઈ વિદ્યાર્થીઓ તથા શિક્ષકો ચૂક કરે એવો સમ્ભવ રહે છે.

૫. વિશેષણના પ્રકરણમાં લખ્યું છે કે, " વિશેષણ જેનો ગુણ બતાવે તેને તેનું વિશેષ્ય કહેવું". હવે " તે ઘણો જલદી દોડ્યો", " સુરત ઘણું દૂર પડ્યું", આ દાખલાઓમાં ઉપરની વ્યાખ્યા પ્રમાણે " જલદી " તથા " દૂર " વિશેષ્ય થાય. પરન્તુ આગળ જતાં એવું કહ્યું છે કે, " વિશેષણનાં જાતિ વચન વિશેષ્ય પ્રમાણે હોય છે " એટલે વળી વિરોધ આવે છે. માટે જો એ બે નિયમ કાઢી નાખી એમ કહીએ કે, " વિશેષણ ગમે તે પ્રકારના શબ્દના અર્થમાં વધારો બતાવતું હોય તો પણ જે શબ્દ પ્રમાણે તેનાં જાતિ વચન ફરે તે તેનું વિશેષ્ય " તો ઘણી ગૂંચવણ નીકળી જાય કે નહિ ?

M.

---

# केळवणी खातानी खबरो-

## જાહેર ખબર.

કચ્છમાં જખૌ બન્દરમાં આવેલી શેઠ ગોકળદાસ તેજપાળ ગુજરાતી સ્કૂલ માટે મહેતાજી જોઈએ છે. તે બીજા કે ત્રીજા વરસનો ટ્રેન્ડ હોવો જોઈએ અથવા મેટ્રિક્યુલેશનમાં પાસ થયેલો હોવો જોઈએ. શરૂઆતમાં પગાર રૂ. ૨૦) આપવામાં આવશે. ઉમેદવારોએ સર્ટિફિકેટની નકલો સાથે વિગતવાર અરજી નીચે સહી કરનારને તા. ૧૫ મી જાન્યુઆરી ૧૯૦૦ સુધીમાં મોકલવી.

તારદેવ, મુમ્બઈ.
તા. ૯ મી ડિસેમ્બર ૧૮૯૯.

JAMNADAS M.
શેઠ ગો. તે. ધર્મખાતાના સેક્રેટરી.

---

૧૨૭ હોય તેઓએ નીચલે સરનામે લખવું.
નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોના જ, દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બન્ધબેસતી સ્ટીલપેનો ખાસ ઈંગ્લન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. એ સ્ટીલપેનો ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારસી લખવાને ઘણી સગવડ ભરેલી છે. દરેક બોકસમાં ડઝન—૬ કિંમત રૂ.૦ll વેલ્યુપેબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના રૂ૦ાંl વધારે લાગશે. છુટી જતા નહિ. અને પૈસા પહેલા મોકલવાથી જ ૧ થી ૬ બોક્સના ખર્ચના બે આના લાગશે.

આદરજી કાવસજી માસ્તર, દસ્તક શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા. અને કમિશન એજન્ટ, ધોબી તળાવ મુમ્બઈ.

## લેખનકળા કોપીબુકો.

### ગુજરાતી અને બાળબોધ ૭ નમ્બર.

કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુમ્બઈ ઈલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.

કેળવણીખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણની ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વ કોપીબુકો કરતાં ચઢીઆતી થયાની ખાત્રી થયા પછી; છપાવી બહાર પાડી છે સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપીબુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી વિચારને ટેકો મળવા, અહિં મૂકવા વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કોપીબુકોની સફાઈને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજૂએ સુન્દર રંગની શાહીથી છાપ્યાં છે, કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે.

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રુજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘૂંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘૂંટવાની ને તેની નીચે બીજી લખવાની છે

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે લાગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઈ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે

## સૂચના.

આ પત્ર સંબન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહિ આવે. સહી વગરના લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજૂએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને એસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવા હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલતાં કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સમ્ભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે, ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦. સ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લે. ર દસ રૂપીઆ સુધીના પગાર વાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ.૧ થી રૂ. ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

### જાહેર ખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ભાગ ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે.

### હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦-૦-૦ અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦. તે ઉપરનાને માટે ઠરાવ કરીને લખવું.

અંક ૨. પુસ્તક ૩૯ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.

ફેબ્રુઆરી સને ૧૯૦૦

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી.)

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

ગુજરાતી, ચાન્દા પેરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડિયન સ્પેક્ટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશીમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

**દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.**

૧. શેકડે રૂપીએ દેશાવરથાં માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડીસકાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસકાઉન્ટ મળશે, પણ રેલવે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કોપીબુકોની સાથે અમોએ




બીજી કોઈપણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણો કરી છે. એક વખત કામ પાડી જોવાથી ખાત્રી થશે. પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૩૯ મું. ફેબ્રુઆરી ૧૯૦૦. અંક ૨ જો.

## માસ.

વાયવ્ય પ્રાન્તોના કેળવણી ખાતાના વાર્ષિક રિપોર્ટમા ત્યાં ચાલતા વહિવટ વિષે ત્યાના ડિરેક્ટર સાહેબ ઘણી સખત ફર્યાદ કરે છે, અને ત્યાંની સરકાર તેમને ટેકો આપે છે ડિરેક્ટર સાહેબ લખે છે કે, “આ પ્રાન્તોની કેળવણીમા મ્હોટામાં મ્હોટી ખામી એ છે કે પ્રાથમિક અને મધ્યમ શાળાના શિક્ષકોના પગાર ઘણા હલકા છે, અને તેમની આવડ પણ તેવી જ છે. ગામડાંના પ્રાથમિક શિક્ષકોના પગાર રૂ. ૨) થી રૂ. ૫) સુધીના છે, અને ઈંગ્રેજી શિખવનાર મધ્યમ શાળાના શિક્ષકોને રૂ. ૨૦) થી ઓછા પગાર મળે છે આ પગાર વધવા જોઈએ અને બન્ને વર્ગના શિક્ષકોને ટ્રેનિંગ આપવાની કોશીસ કરવી જોઈએ” આ સમ્બન્ધમાં એજ્યુકેશનલ રિવ્યૂ પત્ર લખે છે કે, “કોઈ પણ સુધરેલા રાજ્યમા એક ઘડી પણ આવી સ્થિતિ ચાલવા દેવામા આવે છે એ માનવામા ન આવે એવું છે. શિક્ષકોને ભૂખમરાના પગાર આપવામા આવે ત્યા સુધી શિક્ષણની ખામી, બન્દોબસ્તની ખામી, અને નીતિની ખામી જોવામા આવે એમા નવાઈ જેવું નથી. હલકા પગારના શિક્ષકો આખા હિન્દુસ્તાનમા જોવામા આવે છે, પણ હમે આશા રાખીએ છીએ કે વાયવ્ય પ્રાન્તો જેટલા હલકા પગાર બીજે કોઈ ઠેકાણે નહિ હોય. હિન્દુસ્તાનના પ્રાથમિક શિક્ષકોના પગારનો સવાલ બહુ જોરથી ઉપાડવો ઘટે છે એ શિક્ષકોમા અન્દર અન્દર બહુ મેળ નથી, એકઠા થઈ કામ કરવાની આવડ નથી, અને હાથ જોડી જડની પેઠે બેશી રહેવાનો સ્વભાવ છે એકઠા મળી પોતાના દુઃખ જાહેર કરવાના તેમની પાસે સાધન નથી, અને તેમને તેવો લોભ પણ નથી આવા જડ લોકોને બહારના લોકોએ મદદ કરવી જોઈએ.”

---

વાયવ્ય પ્રાન્તોની ઍંગ્લોવ્હર્નાક્યુલર શાળાઓના ઇંગ્રેજી શિક્ષણ બાબત ડિરેક્ટર સાહેબ લખે છે કે, " છોકરાઓને પોતાની અક્કલનો ઉપયોગ કરવાની એટલી ઓછી ટેવ પાડવામાં આવે છે, કે પરીક્ષાના પ્રશ્ન તેમને રોજ વર્ગમાં પૂછાતા પ્રશ્નના જેવા આબેહૂબ હોય તો જ તેઓ જવાબ દઈ શકે છે. તેમાં જરા ફેરફાર થાય તો જવાબ દઈ શકાતો નથી. ઇંગ્રેજી ભાષાનું વાસ્તવિક જ્ઞાન આપવા કરતાં ઠરાવેલી ચોપડીઓ અને અર્થની નોટો વગેરે ગોખી ઠઠાવવા પર વધારે ધ્યાન અપાય છે. શિક્ષકો અને વિદ્યાર્થીઓનો હેતુ માત્ર એટલો જ છે કે પરીક્ષામાં મ્હોટી સંખ્યા પાસ કરાવવી. ઇંગ્રેજી પાઠોનો તરજુમો ઘણે ઠેકાણે તરજુમાની ચોપડીઓમાંથી ગોખાવી દેવામાં આવે છે; છોકરો પોતાની મેળે ભાગ્યે જ તરજુમો કરી શકે છે. ઇતિહાસ ભૂગોળ પણ તેવી રીતે શિખવાય છે."

---

ત્યાંની પ્રાથમિક નિશાળોનું શિક્ષણ એથી એ ભૂંડું છે. કેટલેક ઠેકાણે ગોખણ છેક બેવકૂફી ભરેલે દરજ્જે પહોંચે છે. દાખલા તરીકે, ડાક્ટર જેનરે શીતળાનો શોધ કર્યો તે સમ્બન્ધી છોકરાઓને પ્રશ્ન પૂછતાં તેના ઉત્તરમાં તેઓ લખે છે.કે, " આશરે ૮૦ વરસ ઉપર એટલે સને ૧૭૯૬ માં તેણે આ શોધ કર્યો." છોકરાઓએ જે ચોપડીમાંથી આ વાત ગોખી છે તે સને ૧૮૭૭ માં છપાઈ હતી, એટલે તેમાં ૧૭૯૬ ની વાત આશરે ૮૦ વરસ ઉપર બનેલી લખી છે તે બરાબર છે. છોકરા સને ૧૮૯૭ માં જવાબ આપવા છતાં ચોપડીના શબ્દે શબ્દ લખી જાય છે, પણ વિચારતા નથી કે ત્યાં સુધીમાં એ વાતને સો વરસ થઈ ગયાં છે. લગભગ બધા જ છોકરા ૧૭૯૬ ની સાલ અને ૮૦ વરસ લખે છે, એટલે કોઈ ઠેકાણે છોકરાઓને વિચાર કરતાં શીખવ્યાનું જણાતું નથી. શિક્ષકોએ જાતે પણ એ વાતનો ભાગ્યે જ વિચાર કર્યો હશે. આ ઉપરથી જણાય છે, કે શિક્ષકોનો હેતુ વિચાર કરતાં શિખવવાનો દેખાતો નથી, માત્ર છાપેલી ચોપડીઓ ગોખાવવાનો છે. આ ઇલાકાના ઘણા ભાગમાં પણ એથી બહુ સારું ચાલતું હોય એમ લાગતું નથી.

---

થોડા માસ ઉપર નદીઆલના લોકોના માન પત્રનો જવાબ આપતાં મદ્રાસના નામદાર ગવ્હર્નર સાહેબે નીચે મુજબ કહ્યું હતું:—

"ઔદ્યોગિક કેળવણી સમ્બન્ધી હાલ સરકાર વિચાર ચલાવે છે, અને ઘણું કરીને એવો વિચાર છે કે આખા પ્રાન્તમાં છેલ્લે પગથીએથી માંડીને સઘળા પ્રકારની શાળાઓમાં ઔદ્યોગિક શિક્ષણ દાખલ કરવું. પ્રાથમિક નિશાળોમાં અને તેથી ઉપરના વર્ગની નિશાળોમાં પણ ઔદ્યોગિક શિક્ષણ દાખલ થશે, અને એ બધાની ટોચે વધારે મ્હોટી જરૂરીઆતો પૂરી પાડવા માટે ઊંચી જાતની ખાસ જુદી ઉદ્યોગ શાળાઓ સ્થાપવામાં આવશે. પરન્તુ સાધારણ વિચાર આખી કેળવણીની યોજનામાં બધે સામાન્ય ઉદ્યોગ શિક્ષણ દાખલ કરવાનો છે."

---

હલકા પ્રકારની પ્રાથમિક શાળાઓના સમ્બન્ધમાં આસામના ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબ લખે છે કે, "પોતાનો છોકરો નિશાળે જવાથી વધારે સારો ખેડુત થશે એમ આસામનો ખેડુત માનતો નથી. ઉલટો તે એમ માને છે, કે છોકરો નિશાળે જવાથી આસામમાં ચાલતી ખેતી માટે નાલાયક બને છે. નિશાળમા શીખેલો છોકરો ખેડુત થવાના બદલામાં હલકા પગારનો કારકુન થવાનું વધારે પસન્દ કરે છે, અને એક ન્હાની વાડીવાળાના કહેવાથી જણાય છે, કે નિશાળોમા ભણવાથી ખેતીનો જે અભાવ પેદા થાય છે તેથી થોડા વખતમાં આસામના ખેડુતો પોતાની જમીન ખોઈ બેસશે અને તે બહારના લોકોના હાથમાં જશે."

---

એમ કહેવાય છે, કે ઇગ્લાન્ડનાં ગામડાંમાં જમીનદાર વર્ગ લોકોની કેળવણી વધવા દેવાને નારાજ હોય છે. બોર્ડો વગેરેમા આગેવાન તે હોય છે, અને તેઓ છોકરાંને થોડા ધોરણ શીખ્યા પછી ધન્ધે લાગવાની છૂટ આપે છે, તથા ગેરહાજરી માટે ફર્યાદો કરતા નથી. ખેતીની મોસમમાં તેઓ ઘણાં છોકરાંને નોકર રાખે છે, તેથી એવી રીતે કરવામાં તેમનો પોતાનો સ્વાર્થ સમાયો છે. વળી તેઓ એમ ધારતા જણાય છે, કે મજૂર વર્ગનાં છોકરાં વધારે ભણશે તો તેમને ખેતર ખોદવું કે ઘટાટા

વાવવા ગમશે નહિ, અને તેઓ ધન્ધા ખોળવાને ગામડાં છોડી શહેરોમાં ચાલ્યા જશે.

---

# परचूरण सूचनाओ.

( ચાલુ પૃષ્ઠ ૨૦ થી. )

**લેખન**—સ્લેટ ઉપર કેટલીક મુદ્દત સુધી અક્ષર લખ્યા પછી કાગળ ઉપર કોપી લખવા માંડતી વખત છોકરાંને શરૂઆતમાં અઘરૂં લાગે છે. એક શિક્ષક પોતાના વહિવટનું નીચે મુજબ વર્ણન કરે છે: "દરેક બાળકને કલમ, ખડીઓ, અને છૂટો કાગળ આપવામાં આવે છે, અને પ્રથમ તેને કલમ કેમ પકડવી તથા ખડીઆમાં કેટલી બોળવી એ શિખવવામાં આવે છે. પછી તેને કાગળ ઉપર લીટીઓ દોરવાનો મહાવરો કરાવવામાં આવે છે. લીટીઓ કેવી દોરાઈ તે ઉપર બહુ લક્ષ આપવામાં નથી આવતું, પણ કલમ બરાબર ન પકડે અથવા ખડીઆમાં કલમ વધારે બોળીને હાથ શાહીવાળા કરે કે ડાઘા પાડે તો તરત બાળકને રોકવામાં આવે છે. કેટલીક મુદ્દત આ પ્રમાણે ચાલ્યા પછી કાગળની ટોચથી નીચે સુધી કલમ ઉપાડ્યા વિના ઉભી લીટીઓ દોરવાનું કહેવામાં આવે છે. થોડી વારમાં છોકરાં આ બાબતમાં બહુ કુશળ બને છે, અને સારી મઝેની સીધી લીટીઓ દોરતાં થાય છે. ત્યાર પછી મ્હોટી વાંકી લીટીઓ દોરવાનું કહેવામાં આવે છે, અને કેટલીક મુદ્દત એ મહાવરો થયા પછી ખરેખરી કોપી બુકમાં લખવાનું કહેવામાં આવે છે. આ યુક્તિથી કોપી બુકમાં લખવા માંડતા પહેલાં બાળકને કલમ બરાબર પકડવાનો ને ખડીઆમાં બોળવાનો, આંગળાં સ્વચ્છ રાખવાનો, અને લીટીઓ દોરવાનો મહાવરો થાય છે."

**શીવણ**—છોકરીઓની નિશાળોમાં દર પખવાડીએ એક વખત છોકરીઓને પોતાના ઘરનાં થોડાં ફાટેલાં લુગડાં સાંધવા માટે લાવવા કહેવું, અને તે સંધાવવાં. એમ કરવાથી તેમને ઉપયોગી જ્ઞાન થશે, અને છોકરીઓની માઓને પણ નિશાળના કામથી સારું લાગશે.

**જોડણી**—ડિક્ટેશન લખાવતા પહેલાં જે પાઠમાંથી તે લખાવવાનું

હોય તેના બધા અઘરા શબ્દો પાટીઆ ઉપર લખીને તથા વિવેચન કરીને તેમની જોડણી શિખવવી, અને ડિકટેશન લખાવ્યા પછી જે શબ્દોની ભૂલો થઈ હોય તે શબ્દો છોકરાં પાસે પાંચ પાંચ સાત સાત વખત લખાવવા. આથી જોડણી પાકી થશે અને કદી ભુલાશે નહિ. રસ પડે તેવી રીતે જોડણી પાકી કરાવવાને એક બીજી યુક્તિ છે. તેવા શબ્દો એકલા લખવાના બદલામાં તે આવે એવાં ટૂંકાં વાક્યો બનાવવાનું છોકરાને કહેવું. આથી જોડણી શીખાશે અને વાક્યો રચવાનો પણ મહાવરો થશે, અને છોકરાને મઝા લાગશે. તેમને વિચાર કરવાની પણ જરૂર પડશે. જોડણી મ્હોએ ગોખાવવાનો પ્રયત્ન કરવો એ તો મૂર્ખાઈ જ છે. જોડણી આંખથી શીખાય છે, અને તે લખવાનો હાથને મહાવરો કરાવાય છે.

**અંકગણિત**—એકમ, દશક, શતક, આદિની સમજ આપવા તથા સરવાળા બાદબાકી કરાવવા હમે મણકાનો ઉપયોગ કરવાનું આગળના એક અંકમાં સૂચવ્યું હતું કચૂકા વગેરે બીજી વસ્તુઓથી પણ તેમ થઈ શકશે. વળી એક બીજી યુક્તિ દીવાસળી જેવી સળીઓનો ઉપયોગ કરીને શિખવવાની છે. છૂટી સળીઓથી એકમ, દસ દસ સળીઓની જૂડીઓથી દશક, દશકવાળી દસ દસ જૂડીઓ એકઠી બાંધવાથી શતક, વગેરે સમજાવી શકાશે, અને તે મૂકીને રકમો બનાવાશે, તથા પાછલા અંકમાં કહ્યા પ્રમાણે સરવાળા બાદબાકી કરાવાશે.

**સાંકળીઆનો ઉપયોગ**—બાળકોને કોઈ પાઠ કાઢવાનું કહેતાં ઘણી વખત તેઓ એક પછી એક ઘણા પાઠ ઉથલાવ્યા પછી કેટલીક વારે કહેલો પાઠ કાઢે છે. આથી ઘણો વખત નકામો જાય છે. તેમને સાંકળીઆનો ઉપયોગ કરતાં શિખવવું કયો પાઠ કયે પાને છે તે સાંકળીઆમાં જોઈને તરત તે પાનું કાઢવાની તેમને ટેવ પાડવી. આમાં બહુ તસ્દી નથી, અને જરા મહેનતથી ઘણો વખત બચે છે.

**વાંચન**—નીમેલી વાંચન ચોપડી ઉપરાન્ત કોઈ કોઈ વખત બાળકો પાસે બીજી બહારની ચોપડીઓ વંચાવવી. કોઈ કોઈ વાર જેમાં હસવાનું કે ગમ્મત જેવું હોય તેવું વાંચવા આપવું. મશ્કરી વાળી ઇબારત વાંચવા છતાં છોકરાંને હસવું ન આવે તો જાણવું કે તેઓ સમજ્યા વિના માત્ર

યત્રની પેઠે વાંચે છે. હમેશાં ભાવ સમજીને વાંચવાની ટેવ પાડવી.

**કોપી બુકો**—કોપી બુકોમાં ઉપરની છાપેલી લીટી જોઇને નીચે કેટલીક લીટીઓ બાળકે લખવાની હોય છે. ઘણી વખત એમ બને છે, કે બાળક પહેલી લીટી લખતી વખત ઉપરની છાપેલી લીટી તરફ જોઇને લખે છે, પણ ત્યાર પછીની નીચેની લીટીઓ લખતી વખત ટોચની છાપેલી લીટી તરફ ન જોતાં પોતાની લખેલી લીટી તરફ ધ્યાન આપે છે. આથી તેની ભૂલો સુધરવાના બદલામાં દૃઢ થાય છે. એક ઇન્સ્પેક્ટર સૂચવે છે, કે બાળકને નીચેથી કોપી લખવાનું કહેવાથી આ ભૂલ નહિ થાય. એટલે તેણે સૌથી નીચેની લીટી પ્રથમ લખવી, ત્યાર પછી તેની ઉપરની લખવી, એમ નીચેથી ઉપર આવતા જવું. આ બધી વખત તેને ટોચની છાપેલી લીટી તરફ જોવું પડશે, પોતે લખેલી લીટી તરફ જોવાનું મળશે નહિ, એટલે ભૂલો દૃઢ નહિ થાય પણ સુધરશે. આ રીત પકડનારે નીચેની લખેલી લીટીઓ ઉપર બ્લોટિંગ પેપર મૂકાવી લખાવવું, કે હાથના પરસેવાથી લખેલી લીટીઓ બગડે નહિ.

---

# हिन्दुस्तानमां केळवणी.

## હિન્દી સરકારનો ઠરાવ.

મિ. જે. એસ. કોટનના કેળવણીના પંચવાર્ષિક (ઇ. સ. ૧૮૯૨–૯૩ થી ૧૮૯૬–૯૭ સુધીના ) રિપોર્ટના સમ્બન્ધમાં હિન્દી સરકારનો ઠરાવ તા. ૪ થી નવેમ્બર સને ૧૮૯૯ના ઇન્ડિયા ગેઝેટમાં બહાર પડ્યો છે તે નીચે મુજબઃ—

હિન્દી સરકારે મિ. જે. એસ. કોટનનો કેળવણીનો પંચવાર્ષિક ( ઇ. સ. ૧૮૯૨–૯૩ થી ૧૮૯૬–૯૭ સુધીનો ) રિપોર્ટ ધ્યાન દઇને વાંચ્યો છે. તેમણે વળી ઇ. સ. ૧૮૯૭–૯૮ તથા ૧૮૯૮–૯૯ની સાલના આંકડા મેળવ્યા છે, કારણ કે આ બે વરસમાં દુકાળ અને મરકીને લીધે કેળવણીની સ્થિતિ ઉપર થયેલી અસર ધ્યાનમાં લેવા જેવી છે. વળી મિ. કોટનને હિન્દુસ્તાનનો અનુભવ બરાબર નહિ હોવાથી દરેક વર્ષના અને મુખ્યત્વે કરીને આ વર્ષના સ્થાનિક રિપોર્ટો પણ જોવાની જરૂર જણાઈ છે.

હિન્દી સરકાર જણાવવાને દિલગીર છે કે હિન્દના કેળવણીના કમિશને ઠરાવેલા અને હિન્દી સરકારે મંજૂર કરેલા નિયમોને કોરાણે મુકીને કેટલીક બાબતોમાં વર્તવામાં આવ્યું છે. આમોના કેટલાક વધારે અગત્યના નિયમો ઉપર કયી કયી બાબતોમાં સ્થાનિક સરકારોએ લક્ષ આપ્યું નથી તે તથા આ રિપોર્ટથી થયેલો અનુભવ આ જગાએ જણાવવાની જરૂર છે.

૨. મિ. કોટનના રિપોર્ટમાં નીચેનો કોઠો આપ્યો છે તે વાંચવા જેવો છે. આ કોઠા ઉપરથી પાછલાં પન્દર વર્ષમાં થયેલી કેળવણીની વૃદ્ધિ તથા છેવટનાં વર્ષમાં મરકી અને દુકાળને લીધે કેળવણી ઉપર થયેલી અસર જણાશેઃ—

| જાહેર શાળાઓ. | ૧૮૮૧-૮૨ | | ૧૮૯૬-૯૭ | | ૧૮૯૮-૯૯ | |
|---|---|---|---|---|---|---|
| | શાળાઓ. | વિદ્યાર્થીઓ. | શાળાઓ. | વિદ્યાર્થીઓ. | શાળાઓ. | વિદ્યાર્થીઓ. |
| ાઠ શાળાઓ ............ | ૮૫ | ૭૫૮૨ | ૧૬૦ | ૧૮૭૮૩ | ૧૬૮ | ૨૦૬૮૧ |
| ીજા દરજ્જાની શાળાઓ | ૪૧૨૨ | ૨૨૨૦૯૭ | ૫૨૬૭ | ૫૩૫૧૫૫ | ૫૩૮૨ | ૫૬૬૬૦૩ |
| ા શાળાઓ (છોકરાઓની) | ૮૩૫૯૧ | ૨૦૭૦૯૬૩ | ૯૭૮૮૧ | ૨૮૯૨૨૬૪ | ૯૫૧૯૭ | ૨૮૨૦૪૨૧ |
| " " (છોકરીઓની) | ૨૬૫૮ | ૮૫૨૬૯ | ૬૦૩૯ | ૩૧૭૫૬૧ | ૫૬૧૧ | ૩૧૨૮૭૧ |
| ટ્રેનિંગ સ્કૂલો (છોકરાઓની) | ૯૭ | ૩૫૬૩ | ૧૩૯ | ૪૪૯૭ | ૧૩૪ | ૪૩૬૯ |
| " (છોકરીઓની). | ૧૬ | ૫૧૯ | ૪૫ | ૧૧૭૦ | ૪૬ | ૧૨૩૦ |
| બીજી ખાસ શાળાઓ...... | ૧૨૫ | ૫૦૬૮ | ૩૫૫ | ૧૮૯૫૨ | ૫૩૯ | ૨૨૫૪૭ |
| કુલ જાહેર શાળાઓ....... | ૮૦૭૧૪ | ૨૩૯૫૦૭૧ | ૧૦૯૮૮૬ | ૩૫૮૮૩૮૨ | ૧૦૩૭૭૭ | ૩૭૪૮૭૨૨ |
| ખાનગી શાળાઓ ........ | ૪૨૭૫ | ૫૬૯૧૮ | ૪૨૧૩૯ | ૫૬૮૪૮૮ | ૪૨૬૭૧ | ૫૯૮૩૧૯ |
| કુલ એકંદર...... | ૧૨૪૯૮૯ | ૨૪૫૧૯૮૯ | ૧૫૨૦૨૧ | ૪૧૫૬૮૭૦ | ૧૪૬૭૪૮ | ૪૩૪૭૦૪૧ |

નીચેનો કોઠો જુદા જુદા પ્રાન્તોમાં અધિકારીઓના સમ્બન્ધમાં કરેલી વ્યવસ્થા જણાવે છેઃ—

| પ્રાન્તો. | હિન્દી કેળવણી ખાતાના નોકરો. | | પ્રાન્તિક કેળવણી ખાતાના નોકરો. | | વસ્તીના પ્રમાણમાં દરેક પ્રાન્તને ભાગ આવતી અધિકારીઓની સંખ્યા. | |
|---|---|---|---|---|---|---|
| | સંખ્યા. | માસિક ખર્ચ. | સંખ્યા. | માસિક ખર્ચ. | હિન્દી કેળવણીખાતાના નોકરો. | પ્રાન્તિક કેળવણી ખાતાના નોકરો. |
| મદ્રાસ ... ... | ૧૯ | ૧૬૮૯૩ | ૩૨ | ૧૦૮૫૦ | ૧૪ | ૩૫ |
| મુમ્બઈ ... ... | ૨૧ | ૧૭૧૬૬ | ૨૩ | ૮૪૦૦ | ૧૩ | ૨૭ |
| બંગાળા... ... | ૨૭ | ૨૩૩૩૬ | ૧૧૩ | ૨૯૨૫૦ | ૩૧ | ૭૧ |
| વાયવ્ય પ્રાન્તો અને આઉદ.... | ૧૧ | ૯૬૮૩ | ૨૪ | ૭૭૫૦ | ૨૧ | ૪૭ |
| પંજાબ.... ... | ૮ | ૬૬૫૦ | ૧૭ | ૬૧૦૦ | ૮ | ૨૧ |
| મધ્ય પ્રાન્તો... | ૬ | ૫૨૮૩ | ૪ | ૧૨૦૩ | ૫ | ૧૨ |
| | ૯૨ | ૭૯૦૦૮ | ૨૧૩ | ૬૩૫૫૩ | ૯૨ | ૨૧૩ |

આ કોઠા ઉપરથી સાફ જણાય છે કે કેટલાક પ્રાન્તોમાં અધિકારીઓની સંખ્યા પૂરતી નથી. વાયવ્ય પ્રાન્તો અને આઉદમાં પ્રાથમિક અને બીજા દરજ્જાની કેળવણીની સ્થિતિ સન્તોષકારક નથી તે જોતાં તે પ્રાન્તમાં અધિકારીઓની સંખ્યા પૂરતી નથી એ વાત પર ખાસ લક્ષ ખેંચવાની જરૂર છે.

૪. ઇન્સ્પેક્ટરોના સમ્બન્ધમાં નીચેનો કોઠો વાંચવા જેવો છેઃ—

| પ્રાન્તો. | ઇ.સ-૧૮૯૫-૯૬ની સાલના તપાસણી કરનાર અમલદારો. | | | | |
|---|---|---|---|---|---|
| | ઇન્સ્પેક્ટરો | મદદનીશ ઇન્સ્પેક્ટરો. | ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો. | મદદનીશ ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો. | તપાસણી કરનાર શાળાના મહેતાજીઓ. |
| મદ્રાસ........ | ૪ | ૯ | ૬૨ | ૦ | ૨૫૫ |
| મુમ્બઈ ... ... | ૫ | ૦ | ૩૧ | ૫૨ | ૦ |
| બંગાળા ... ... | ૬ | ૧૦ | ૪૮ | ૨૧૦ | ૪૬૯ |
| વાયવ્ય પ્રાન્તો અને આઉદ... | ૫ | ૯ | ૦ | ૦ | ૦ |
| પંજાબ........ | ૫ | ૭ | ૩૦ | ૦ | ૦ |
| મધ્ય પ્રાન્તો.... | ૪ | ૦ | ૨૫ | ૩ | ૧ |

આ કોઠામાં પણ વાયવ્ય પ્રાન્તો અને આઉદ ઘણા જ પાછળ જણાય છે. આંકડા ઉપરથી જોતાં તે પ્રાન્તમાં તપાસણીનું કામ જાણે બિલકુલ ચાલતું જ નથી. મુમ્બઈ સિવાય બીજા દરેક પ્રાન્તમાં ઇન્સ્પેક્ટરોની સંખ્યા પૂરતી હોય એમ લાગતું નથી. બંગાળામાં ઇન્સ્પેક્ટરોની એકન્દર સંખ્યા પૂરતી જણાય છે, પણ યોગ્ય અધિકારીઓ જોઈએ તેટલા નથી. મિ. કોટન પોતાના રિપોર્ટના ૩૩ મા પેરેગ્રાફમાં જણાવે છે, કે *મુખ્ય ગુરૂને પોતાની શાળા પાછળ ધ્યાન આપવાનું હોવાથી પાડોશની* બીજી શાળાઓ તપાસવાનો પૂરતો વખત મળતો નથી, અને પંડિતો ઉપર પક્ષપાતનું, રૂશવત લેવાનું, અને પોતાના દર રોજના કામની નોંધ જૂઠી બનાવવાનું તહોમત આવે છે. આ પ્રાન્તમાં મદદનીસ ડેપ્યુટી ઇન્સ્પેક્ટરોની સંખ્યા વધારવી એ જ ઉપાય છે. મદ્રાસમાં ખાનગી શાળાઓને મદદ આપવાનો (ગ્રાન્ટ ઇન એઇડનો) રિવાજ ચાલતો હોવાથી ત્યાં. તપાસણી કરનાર અમલદારો પૂરતા છે એમ કહેવાય નહિ. તપાસણીનું કામ

મ્પેમાં કહેવાનું છે. મિ. કોટને પોતાના રિપોર્ટને ૭૭ મે પાને ૪૭ મા કોઠામાં પરીક્ષાના આંકડા આપ્યા છે તેમાં કોલેજોની વ્યવસ્થા મુજબ યુનિવર્સિટીઓની આર્ટસની પરીક્ષાઓનાં પરિણામ આપ્યાં છે, અને ૮૬ મે પાને ૫૩ મા કોઠામાં આર્ટસ કોલેજોનું ખર્ચ બતાવ્યું છે. આ આંકડા ઉપરથી જણાય છે, કે હોમ ખાતાના તા. ૨૩ મી ઓકટોબર સને ૧૮૮૪ ના ઠરાવ નં. ૩૬૯/૬૬ ના પેરેગ્રાફ ૩૭ માં સ્થાનિક સરકારોની છેવટ કબુલાતને માટે જણાવેલા નિયમો ઉપર જોઈતું લક્ષ આપવામાં આવતું નથી. આ ઠરાવની મતલબ એ છે કે સઘળી જાતની ઊંચા પ્રકારની કેળવણીને માટે ખાનગી પ્રયાસ ઉપર વિશેષ આધાર રાખવો જોઈએ, અને દરેક જાતના ખાનગી પ્રયાસને નીચેની ત્રણ રીતે ઉત્તેજન આપવું જોઈએ:—

(૧) જરૂર પડે ત્યાં હાલની સરકારી શાળાઓ સતેજ જાળવી રાખવા ઉપરાન્ત ખાનગી શાળાઓના સુધારા વધારા ઉપર ખાતા તરફથી વિશેષ લક્ષ આપવામાં આવે છે એમ બતાવીને,

(૨) પાડોશની શાળાઓનું અયોગ્ય સ્પર્ધામાંથી રક્ષણ કરી તેમને સતેજ જાળવી રાખવાનો પ્રયત્ન કરીને, અને

(૩) ખાનગી શાળાઓને ઉદારપણે મદદ આપીને, તથા દિવસે દિવસે તેમને ઓછી મદદની જરૂર પડે માટે ફી વધારવામાં તેમની સાથે સામેલ થઈને.

૭. સ. ૧૮૮૩થી ૯૧ સુધીનાં પાંચ વરસમાં પ્રાન્તિક ઉપજમાંથી સરકારી કોલેજોને મળતા ખર્ચમાં વધારો થયો છે, અને ફીમાં ઘણો થોડો જ વધારો થયો છે તે ઉપરના નિયમોથી વિરૂદ્ધ છે.

૮. તા. ૧૨ મી એપ્રિલ સને ૧૮૯૪ ને દિવસે મદ્રાસની કાઉન્સિલમાં ગવર્નર લૉર્ડ વેન્લોકે ભાષણ કર્યું હતું (આ ભાષણ ત્યાંના સ્થાનિક ગઝેટમાં પ્રસિદ્ધ થયું છે ) તેમાં તેમણે કહ્યું હતું કે—

"જ્યારે જ્યારે સરકારી કામને માટે પૈસાની માગણી થાય છે ત્યારે તાબડતોબ પૈસા મળે છે, પણ બીજા કામને માટે માગણી થાય છે ત્યારે 'હાલમાં પૈસા આપી શકાય તેમ નથી' એવો જવાબ મળે છે એમ લોકોનું કહેવું છે તે કેટલેક અંશે ખરું છે. જો ૨૧ માણસ સરકારની મદદ માગે તો કોને પ્રથમ મદદ મળવાનો સમ્ભવ છે? સ્વાભાવિક રીતે સ-

રકાર પોતાના માણસને પ્રથમ મદદ આપશે, અને તેનું પૂરું કર્યા પછી બાકીના ૨૦ ઉપર તે લક્ષ આપશે."

'ખાનગી શાળાઓમાં સુધારો વધારો કરવા ઉપર સરકાર પ્રથમ લક્ષ આપશે' એમ ઉપર કહેવામાં આવ્યું છે તેનાથી લૉર્ડ વેન્લોકના શબ્દોની મતલબ ઉલટી જણાય છે. લૉર્ડ વેન્લોકનું કહેવું પ્રતિસ્પર્ધા કામોને માટે વાજબી ગણાય, પણ તા. ૧૮ મી જૂન ૧૮૮૮ના હોમ ખાતાના ઠરાવમાં સ્પષ્ટ જણાવ્યું છે, કે ખાનગી સાહસમાં સરકારે સ્પર્ધા કરવી નહિ. મદ્રાસના કેળવણી ખાતાના ડિરેક્ટરની ટીકાનો મિ. કોટને પોતાના રિપોર્ટના ૭૧ મા પેરેગ્રાફમાં ઊતારો કર્યો છે તે ઉપરથી જણાય છે, કે ફીના સમ્બન્ધમાં કરેલા નિયમો પાળવામાં આવતા નથી, અને સરકાર તરફથી મળતી મદદ કેટલેક ભાગે ખાનગી વ્યવસ્થાપકોએ જાણી જોઈને વ્હોરી લીધેલી ફ્રીની ખોટ પૂરી પાડે છે. મદ્રાસની સરકાર ઠરાવેલા નિયમોનો ભંગ કરે છે તે જણાવવાને આ ટીકાઓનો ઉતારો કર્યો નથી, પણ ઠરાવેલા નિયમોનો ભંગ થાય છે એવું સરકારનું સામાન્યરીતે ધારવું છે તે આ ટીકાઓ ઉપરથી સ્પષ્ટ થાય છે. ઠરાવેલા નિયમોનો ખરેખર ભંગ કરનાર વાયવ્ય પ્રાન્તો અને આઉદની સરકાર છે, કારણ કે તેમણે ૧૮૯૨ થી ૧૮૯૭ સુધીનાં પાંચ વરસમાં પ્રાન્તિક ફન્ડમાંથી કૉલેજોને મળતું ખર્ચ પ્રાથમિક કેળવણીના ખર્ચ કરતાં પણ વધારી દીધું છે. ઠરાવેલા નિયમોનો આવી રીતે ભંગ કરવો વાજબી નથી, અને તેથી ઉપરના ઠરાવમાં જણાવેલી સૂચનાઓ પ્રમાણે વર્તવાની હિન્દી સરકાર ભલામણ કરે છે.

૯. બીજા દરજ્જાની કેળવણીના સમ્બન્ધમાં હિન્દી સરકારે એવો વિચાર જણાવ્યો હતો, કે હવે પછી એ દરજ્જાની કેળવણીનો વધારો કરવામાં સરકારના પ્રયાસની જ્યાં લોકોને જરૂર પડશે અથવા સરકારના પ્રયાસમાં લોકો સામેલ થશે ત્યાં જ સરકાર પ્રયાસ કરશે. વળી કેળવણી ખાતાએ બીજા દરજ્જાની શાળાઓની જાતે વ્યવસ્થા કરવાનું ધીમે ધીમે બન્ધ કરતા જવું એ વિચાર તરફ હિન્દી સરકારે તા. ૭ મી સપ્ટેમ્બર ૧૮૯૪ ના ઠરાવમાં લક્ષ ખેંચ્યું હતું. બીજા ઠરાવની મતલબ પહેલા જેવી નથી. પહેલા ઠરાવ પ્રમાણે એકન્દરે વર્તવામાં

પરીક્ષા પણ યુનિવર્સિટીના અભ્યાસમાં દાખલ થવા માટે છે એમ કહેવાય. આથી ઉલટું પંજાબની યુનિવર્સિટીએ વિદ્યાના વિષયમાં ડીગ્રી મેળવવાને માટે પ્રવેશક પરીક્ષા દાખલ કરી છે, અને બીજી એક સ્કૂલની છેવટની પરીક્ષા રાખી છે તેનું નામ ધન્ધા, ઓફીસો, વગેરેને માટે લાયક કરનારી મહેતાગરી અથવા વ્યાપારના કામની પરીક્ષા એવું રાખ્યું છે. મિ. કોટનના રિપોર્ટમાં બતાવ્યા પ્રમાણે ફક્ત આ પ્રાન્તમાં જ આવી જાતની પરીક્ષા થાય છે. આ વાત ઉપર સ્થાનિક સરકારોએ વધારે લક્ષ આપવું ઘટે છે. દરેક સ્થાનિક સરકારે આ બાબતમાં શાં પગલાં ભર્યાં છે તે હિન્દી સરકાર જાણવા માગે છે.

૧૨. પ્રાથમિક કેળવણીના સમ્બન્ધમાં મિ. કોટનના રિપોર્ટને ૮ મે પાને આપેલા પહેલા કોઠામાંથી નીચેના આંકડા લીધા છે તે જુદી જુદી જાતની શાળાઓની સંખ્યામાં કેટલા ટકા વધારો થયો છે તે બતાવે છેઃ—

| શાળાઓનો પ્રકાર. | | શાળાઓની સંખ્યામાં વધારો. | વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો. |
|---|---|---|---|
| આર્ટસ કૉલેજો | ( છોકરાઓની ) | ૧૩ ટકા. | ૧૧ ટકા. |
| ,, | ( સ્ત્રીઓની ) | ૧૫૦ ,, | ૯૩ ,, |
| બીજા દરજ્જાની નિશાળો | ( છોકરાઓની ) | ૯ ,, | ૧૩ ,, |
| ,, | ( છોકરીઓની ) | ૧ ,, | ૧૭ ,, |
| પ્રાથમિક નિશાળો | ( છોકરાઓની ) | ૭ ,, | ૧૩ ,, |
| ,, | ( છોકરીઓની ) | ૧૫ ,, | ૧૭ ,, |

સરકારની મદદ ઉપર પ્રાથમિક કેળવણીનો વિશેષ હક છે તે બાબત ધ્યાનમાં લેતાં ઉપરના આંકડા અસન્તોષકારક ગણાય. મિ. કોટનના રિપોર્ટને ૧૮૧ મે પાને ૮૯ મા કોઠામાં આપેલા આંકડા હિન્દુસ્તાનમાં પ્રાથમિક કેળવણી કેટલી પછાત છે તે બતાવી આપે છે. નિશાળમાં જઈ શકે એવી ઉમ્મરના છોકરાઓમાંથી દર સેંકડે માત્ર ૧૭.૯૫ છોકરા પ્રાથમિક નિશાળોમાં જાય છે. પંજાબ અને વાયવ્ય પ્રાન્તોમાં પ્રાથમિક નિશાળોમાં જતા છોકરાઓની સંખ્યા ઘણી ઓછી છે, એટલે પંજાબમાં ૮.૦૬ ટકા જેટલી અને વાયવ્ય પ્રાન્તોમાં ૬.૮૩

ટકા જેટલી છે. ઉપરના આંકડા જોતાં વધારાનો દર ઘણો થોડો લાગે છે. મિ. કોટનના રિપોર્ટને ૩૧ મે પાને ૨૪ મા કોઠામાં આપેલા ખર્ચના આંકડા ઉપરથી પણ જણાય છે કે પ્રાથમિક કેળવણી તરફ સરકાર જે વલણ બતાવે છે તેનો અનાદર કરવામાં આવ્યો છે. એકન્દર ખર્ચમાં સેંકડે ૧૫ ટકાનો વધારો થયો છે, કોલેજોના ખર્ચમાં સેંકડે ૧૪ ટકા, બીજા દરજ્જાની સ્કૂલોના ખર્ચમાં ૧૬ ટકા, અને પ્રાથમિક સ્કૂલોના ખર્ચમાં ૧૫ ટકાનો વધારો થયો છે. બીજા દરજ્જાની નિશાળોનું ખર્ચ ૧૧૪ા લાખ રૂપિયા છે, અને પ્રાથમિક શાળાઓનું ખર્ચ ૧૧૦ાા લાખ છે. કેળવણીને માટે ઠરાવેલી લોકલ ફન્ડની રકમ ઉપર માત્ર પ્રાથમિક કેળવણીનો હક છે, અને પ્રાન્તિક રેવિન્યુ ઉપર પ્રાથમિક કેળવણીનો મ્હોટે ભાગે હક છે. આ વાત તા. ૭ મી સપ્ટેમ્બર ૧૮૮૪ ના હોમ ખાતાના ઠરાવમાં કબૂલ રાખેલી છે, છતાં આ હકીકત ફરીથી કહેવાની જરૂર પડી છે, કારણ કે પ્રાથમિક શાળાઓના વિદ્યાર્થીઓની સંખ્યાના તથા ખર્ચના આપેલા આંકડા અસન્તોષકારક છે. વાયવ્ય પ્રાન્તો અને આઉદ તથા પંજાબમાં સુધારો કરવાની જરૂર છે. મિ. કોટન ૧૧૫ મા પેરેગ્રાફમાં બતાવે છે તેમ આ બાબત ઉપર વાયવ્ય પ્રાન્તોના લેફ્ટેનન્ટ ગવ્હર્નરનું લક્ષ ગયું હતું. ગરીબાઈને માટે કેટલીક છૂટ મૂકીને બધા વર્ગના છોકરાઓ પાસેથી ફી લેવાના હિન્દી સરકારના ઠરાવનો અમલ થવાની જરૂર છે (જુઓ તા. ૨૩ મી ઓક્ટોબર ૧૮૮૪ ના હોમ ખાતાના ઠરાવનો ૧૭ મો પેરેગ્રાફ). દરેક પ્રાન્તની પ્રાથમિક કેળવણીની સ્થિતિનો ખાસ રિપોર્ટ હિન્દી સરકાર માગે છે.

૧૩. મિ. કોટનના રિપોર્ટને ૨૦૭ મે પાને ૧૦૬ મા કોઠામાં આપેલા દર છોકરા દીઠ સરાસરી ખર્ચના આંકડા ઉપરથી પ્રાથમિક શાળાઓમાં કેવા પ્રકારની કેળવણી અપાય છે તે કેટલેક અંશે નક્કી કરી શકાય. આ કોઠા ઉપરથી જણાય છે કે બંગાળામાં પ્રાથમિક કેળવણી પાછળ ઓછામાં ઓછું ખર્ચ થાય છે, અને ત્યાંની પ્રાથમિક શાળાઓમાં અપાતી કેળવણી પણ હલકા પ્રકારની છે. બંગાળાના લેફ્ટેનન્ટ ગવ્હર્નર આના સમ્બન્ધમાં વિચાર ચલાવે છે (જુઓ તા. ૧૧ મી જુલાઈ ૧૮૮૯ નો કેળવણી સમ્બન્ધી બંગાળી સરકારનો ઠરાવ નં.

ટ્રેનિંગ સ્કૂલોના સમ્બન્ધમાં જે આકારમાં હકીકત મળે છે તે જોઈએ તેવો નથી, અને હવે પછી તેમાં સુધારો કરવામાં આવશે. મળતી હકીકત વધારે ઉપયોગી થઈ પડે તેટલા માટે તે હકીકત મેળવવાના આકારમાં સુધારો કરવાની જરૂર છે. આ સુધારો માત્ર ટ્રેનિંગ સ્કૂલોના સમ્બન્ધમાં કરવાનો છે એમ નથી. મિ. કોટનના રિપોર્ટના ૧૪૦ મા પેરેગ્રાફમાં જણાવ્યા મુજબ ટ્રેનિંગ સ્કૂલોના સમ્બન્ધમાં મળેલી હકીકત ઉપરથી જણાય છે કે આ સ્કૂલો ઉપર ઘટતું લક્ષ અપાતું નથી. મદ્રાસ, મુમ્બઈ, અને મધ્ય પ્રાન્તોમાં આ બાબત ઉપર બીજા પ્રાન્તો કરતાં વધારે લક્ષ અપાય છે, છતાં આ પ્રાન્તોમાં પણ ઘણું કરવાનું બાકી છે. બંગાળા અને વાયવ્ય પ્રાન્તોની સરકારનું લક્ષ આ બાબત ઉપર ગયું છે અને તેઓ શું કરે છે તે જોવાનું છે. પ્રાથમિક અને બીજા દરજ્જાના શિક્ષકો માટેની નોર્મલ સ્કૂલોના સમ્બન્ધમાં કેળવણીના કમિશને પોતાના રિપોર્ટના ૨૨૪ અને ૩૮૯ મા પેરેગ્રાફમાં કરેલી ૧૬ અને ૨૧ મા નમ્બરની ભલામણો ઉપર હિન્દી સરકાર લક્ષ ખેંચે છે, અને દરેક સ્થાનિક સરકારને ટ્રેનિંગ સ્કૂલોના સમ્બન્ધમાં ખાસ રિપોર્ટ મોકલવાનું ફરમાવે છે.

૧૭. સ્કોલરશિપોના સમ્બન્ધમાં હિન્દી સરકારના વિચારો તા. ૨૩ મી ઓક્ટોબર ૧૮૮૪ ના હોમ ખાતાના ઠરાવના ૨૪ મા પેરેગ્રાફમાં જણાવ્યા છે તે તરફ લક્ષ ખેંચવામાં આવે છે. સરકારનો હેતુ એવો હતો કે હોંશિયાર છોકરાઓ હલકા દરજ્જાની સ્કૂલોમાંથી ઉંચા દરજ્જાની સ્કૂલોમાં જઈ શકે તેટલા માટે સ્કોલરશિપો આપવાની યોગ્ય રીત દાખલ કરવી. વળી એવું જણાવવામાં આવ્યું હતું કે સ્કોલરશિપોના ફન્ડની એવી રીતે વહેંચણી થવી જોઈએ કે પ્રાથમિક શાળાઓમાંથી બીજા દરજ્જાની શાળાઓમાં સારી કેળવણી લેવાનું સહેલથી બની શકે. યુનિવ્હર્સિટીના અભ્યાસ માટે સ્કોલરશિપો આપવામાં એટલા બધા ઉદાર થવાની જરૂર નથી. આના સમ્બન્ધમાં કેળવણીના કમિશને પોતાના રિપોર્ટના ૨૮૩ અને ૩૩૮ મા પેરેગ્રાફમાં કરેલી ભલામણો હિન્દી સરકારે મંજૂર કરી હતી. મિ. કોટનના રિપોર્ટને ૧૦૨, ૧૭૦, અને ૨૧૬ મે પાને નીચેના આંકડા આપ્યા છે તે વાંચવા જેવા છેઃ—

| પ્રાન્તો. | સ્કોલરશિપો માટે નીમેલી રકમમાંના કેટલા ટકા ઇ. સ. ૧૮૯૬-૯૭ માં અપાયા. | | |
|---|---|---|---|
| | છોકરાઓની પ્રાથમિક શાળાઓમાં. | બીજા દરજ્જાની છોકરાઓની શાળાઓમાં. | આર્ટ્સ કૉલેજમાં. |
| મદ્રાસ. ... ... ... | ૧ | ૨૨ | ૩૧ |
| મુમ્બાઈ ... ... ... | ૧૪ | ૩૮ | ૨૦ |
| બંગાળા ... ... ... | ૮ | ૩૭ | ૪૨ |
| વાયવ્ય પ્રાન્તો અને આઉદ. | ૧ | ૪૧ | ૩૬ |
| પંજાબ ... ... ... | ૯ | ૫૧ | ૬૭ |
| મધ્ય પ્રાન્તો ... ... ... | ૧૩ | ૬૫ | ૧૫ |
| બ્રહ્મદેશ ... ... ... | ૧૩ | ૨૨ | ૧૯ |
| આસામ ... ... ... | ૭ | ૪૪ | ૩૮ |
| કૂર્ગ ... ... ... | ૨ | ૦ | ૬૨ |
| વરાડ ... ... ... | ૨ | ૭૮ | ૨૦ |
| સરાસરી | ૭ | ૪૧ | ૩૦ |

આ કોઠા ઉપરથી જણાશે કે બીજા દરજ્જાની કેળવણીમાટે વિશેષ સ્કોલરશિપો રાખવાના હિન્દી સરકારના હુકમનો મદ્રાસ અને બંગાળામાં અમલ થયો નથી, અને બીજા પ્રાન્તોમાં તે ઉપર પૂરતું લક્ષ આપવામાં આવ્યું નથી. કૂર્ગના આંકડા છેક નિયમ બહાર હોવાથી ત્યાંની સ્થાનિક સરકારનો જવાબ માગવાની જરૂર છે. વળી મિ. કોટનના રિપોર્ટને

આભાસ દેખાય છે. તેની જાતનાં બીજાં પ્રાણીઓ કરતાં કાળની મઝે મ્હોટી હોય છે.

વસ્તી—આખા હિન્દુસ્તાનમાં હિમાલયથી કેપ કુમારી સુધી અને પશ્ચિમમાં સિન્ધથી પૂર્વમાં કાચાર અને આસામ સુધી તેમની વસ્તી છે. ભેજવાળી ગોરાડુ જમીનમાં તે વધારે જોવામાં આવે છે. કાશ્મિરની ખીણોમાં અને સિલોનમાં, તેમ જ બ્રહ્મદેશમાં અને મરગ્વાઈ દ્વીપકલ્પમાં પણ તેમની વસ્તી છે.

આદતો—આ પ્રાણી રહેણીમાં જંગલી અને એકલવાયું છે. જમીનમાં બખોલો પાડી તેમાં તે રહે છે. આ બખોલને "કોળની વહી" કહે છે. ખેતરો, વાડીઓ, મ્હરા, અને વસ્તીમાં ખંડેરો અને નીચાણનાં ઘરો આગળ, અને ફળ ફળાદિ તથા દાણાની વખારોમાં તે પોતાની વહીઓ ખોદે છે. તેના નખ એવા તો જબરા છે કે કઠણ અને ચૂના વાળી જમીનોમાં પણ તે એક રાતમાં તો લાંબી ઊંડી બખોલ ખોદી તેમાંની માટી કાંકરા વગેરે દરના મ્હો પર લાવી તેનો ઢગલો કરે છે. તે પોતાની ખોને ઘણાં મ્હો રાખે છે. ખોના વચલા ભાગમાં તે પોતે રહે છે, અને ત્યાં આગળ ઉપર જોઈતા દાણા વગેરે ખોરાક ભરી રાખે છે. એક બખોલમાંથી શેર અને વખતે વધારે અનાજ નીકળે છે. કેટલીક વાર તો અનાજનાં ભરેલાં કણસલાં આખાં ને આખાં ત્યાંથી મળી આવે છે. દક્ષિણમાં તળાવ કૂવા ખોદનારા ઓડ લોકો બધી જાતના ઊંદર અને કોળ ખાય છે. આ ઓડ લોકો આ પ્રાણીઓને પકડીને તેનો આહાર કરે છે, અને તેમનાં દર ખોદી તેમાંનું અનાજ ભેગું કરે છે. કોઈ કોઈ વખત તો એક આખી મોસમ પહોંચે એટલું અનાજ તે લોકો આવી બખોલો ખોદીને એકઠું કરે છે. હલક ઘરોમાં કોળ પેસીને અન્દર એટલી તો બખોલો કરે છે કે તે આખું ઘર નીચેથી પોલું થઈ જાય છે. અનાજ નથી મળતું ત્યારે કોળ લીલું ઘાસ અને મૂળીઆં પર ગુજરો કરે છે. બખોલો ખોદતી વખતે આડાં જાડાં મૂળીઆં આવે તો તેને પણ તે કાપી નાંખે છે. ન્હાના બગીચામાં તે બહુ નુકસાન કરે છે. પાળવાથી તે હળી જાય છે. મિ. સ્ટર્નડેલ નામે સાહેબ

લખે છે કે મ્હેં એક કોળ પાળ્યો હતો તે મ્હારી સાથે એટલો તો હળી ગયો હતો કે તેનું પાડેલું નામ દઈ બોલાવવાથી તે પાસે આવતો. એક બખોલમાં એક કરતાં વધારે કોળ ભાગ્યે જ જોવામાં આવે છે. આ પ્રાણી જરા વિકાળ છે. તે જ્યારે ગુસ્સે થાય છે ત્યારે તેના શરીર પરના વાળ ઊભા કરીને ગળામાંથી એક જાતનો અવાજ કરે છે. પાણીમાં તે તરી શકે છે. તેને હીંગ બહુ ભાવે છે; તેથી તેને પકડવા બનાવેલાં પાંજરાં જેને કોળવાઈ અથવા કોળીઉં કહે છે, તેના મધ્ય ભાગે ઉપરના હુલાળાનો જે કાંટો પાંજરાની અન્દર ઉતારેલો હોય છે, તેમાં હીંગ ચોપડેલો રોટલો કે રોટલી મજબૂત ભેરવે છે; અને પાંજરાનું બારણું ઉપરના હુલાળામાં ભેરવી ખુલ્લું રાખે છે. હીંગની સોડમથી કોળ પાંજરામાં પેસી ભેરવેલો ખોરાક લેવા ખેંચતાણ કરે છે, એટલે હુલાળામાં ભેરવેલું પાટીઉં પડી જઈ બારણું વસાઈ જાય છે, એટલે કોળ તેમાં કેદ પકડાય છે. કેટલીક વાર લાકડાનું બારણું કોચી નાંખી તે બહાર નીકળી જાય છે.

માદાને દર વેતરે ૮ થી ૧૦ અને વખતે તેથી પણ વધારે બચ્ચાં અવતરે છે. બચ્ચાં જાતે ખોરાક શોધવા જેવડાં થાય છે એટલે માદા તેમને પોતાના દરમાંથી હાંકી કહાડે છે.

---

# निशाळ अने निशाळीआ.

( ચાલુ પૃષ્ઠ ૨૭ થી. )

### નિશાળમાં જન્મ પામતાં દરદો.

૧. ટૂંકી નજર—આ વિષે હમે આગળ કહ્યું છે, વાસ્તે ફરી લખવાની જરૂર નથી.

૨. માથું દુખવું—આ નિશાળીઆનું ખાસ દરદ છે. અભ્યાસના બોજાથી મગજને વધારે તસ્દી પડે છે, અને તેની સાથે રમત અને કસરત ઉપર જોઈતું ધ્યાન અપાતું નથી, તેથી કરીને આ દરદ આપણાં છોકરાંમાં વધારે જોવામાં આવે છે. ભણવા જોડે જો રમત અને કસરત પર તેટલુંજ ધ્યાન અપાતું હોય તો આ દરદ જેટલું આપણાં છોકરાંમાં

જોવામાં આવે છે તેટલું આવે નહિ. વાસ્તે શિક્ષકોએ આ વાત પર લક્ષ આપી છોકરાં પર પડતો અભ્યાસનો બોજો કમી કરવો, અને છોકરાંને રમત અને કસરત પર લક્ષ આપવા ભલામણ કરવી. વળી ઓછા અજવાળાવાળી જગામાં લાંબો વખત બેસી આંખ ખેંચી વાંચવાથી તથા ઝીણા અક્ષરની ચોપડીઓ વાંચવાથી પણ આ દરદ થાય છે, વાસ્તે છોકરાંને અજવાળાવાળી જગામાં રાખવા તથા ઝીણા અક્ષરની ચોપડીઓ વાંચતા બન્ધ કરવા હમારી ભલામણ છે.

આ દરદ શહેરીઓમાં જેટલું સાધારણ છે તેટલું ગામડીઆઓમાં નથી; વળી સખત તાવ આવતાં શહેરીઓમાં મુઝારો ઝટ દેખા દે છે, અને અંગ્રેજી ભણેલાઓ મગજના દરદથી બીજા લોકો કરતાં મ્હોટી સંખ્યામાં મરે છે એ આપણે વારંવાર સાંભળીએ છીએ. આનું કારણ વિશેષે કરીને તેમના પર પડતો અભ્યાસનો બોજો છે. મદ્રાસના માજી સેનેટરી કમિશનર ડોકટર બી. ડી. આ વાતને ટેકો આપે છે, અને આરોગ્ય વિદ્યાને લગતા ઇંગ્રેજી ગ્રન્થો પણ એ જ અભિપ્રાય દર્શાવે છે. વાસ્તે શિક્ષકો અને મા બાપોનું લક્ષ હમે ખાસ કરીને સોલોમનના સૂચક વાક્ય પર ખેંચીએ છીએ. તે કહે છે કે બહુ અભ્યાસના બોજાથી શરીર બસાઈ નિર્માલ્ય થાય છે, વાસ્તે અભ્યાસથી શરીર નિર્માલ્ય થતું અટકાવવાને મન જોડે શરીરને પણ એક સરખું કસવું. સાર એ કે ભણવા જોડે રમતો પર પણ યોગ્ય લક્ષ આપવું.

૩. ક્ષય—આ દરદને વિદ્યાર્થી અવસ્થાનું દરદ ગણ્યું છે, અને તે તે અવસ્થામાં ફાટી નીકળતું જોવામાં આવે છે. આપણા ઉછરતા વિદ્વાનોમાંથી મ્હોટી સંખ્યા આ દરદના ભોગ થઈ પડે છે, અને વેપારી, સુતાર, લુહાર, વગેરે આ દરદના પંજામાં સપડાતા ઓછા જોઈએ છીએ. આમ થવાનાં કારણ અભ્યાસનો બોજો, રમત અને કસરતની ગેરહાજરી અને તેથી ચોખ્ખી હવાની ન્યૂનતા, ઘરની બન્ધ હવામાં લાંબી વખત લગીની કેદ, સારો પૌષ્ટિક અને નિયમિત ખોરાક લેવા પર બેદરકારી, વગેરે છે. આ દરદ પચીસ ત્રીસ વરસની ઉમ્મર થતા સુધીમાં વધારે જોવામાં આવે છે.

# अन्ध शिक्षण.

## બ્રેઈલ કક્કા ઉપરથી ગુજરાતીમાં તૈયાર કરેલો કક્કો અને આંકડા.

## તે તૈયાર કરવામાં નજર આગળ રાખેલા નિયમો, અને તેની સમજુતી.

( ડો. નીલકંઠરાય ડાહ્યાભાઈ )

સુદર્શનના નવેમ્બર મહિનાના અંકમાં અપગ શિક્ષણની વિલાયતમાં શરૂઆત થઈ તે વિષે કાંઈક હકીકત આપવામાં આવી છે. શિક્ષણની આ રીતે શરૂઆત થતા પહેલા તેની ખિલવણી શી રીતે થઈ તે વિષે કાંઈક આભાસ આપવાની જરૂર છે.

હિન્દુસ્તાન દેશમાં આધળાઓને વાંચતાં શિખવવાનો કાંઈ પ્રયત્ન થયો હતો કે નહિ તે વિષે ખરેખરી માહીતી મેળવવી મુશ્કેલ છે. કેટલાક શાસ્ત્રી પુરાણી જોડે વાત કરતાં એમ સાંભળવામા આવે છે, કે અપંગ શિક્ષણ અગાડી અપાતું હશે એમ સંસ્કૃત ભાષામાં કેટલાક શબ્દો છે એ ઉપરથી જણાય છે. પણ અપંગને શિખવવાનાં પુસ્તકો અથવા અપંગ શાળાઓ અમુક સ્થળે હતી એવો કાંઈ નક્કી પુરાવો મળતો નથી. સુપ્રસિદ્ધ પડિત ગટુલાલજી ચાર વર્ષની કિશોર વયે અપંગ થયા હતા એમને તેમના વિદ્વાન બાપે ઊંચા પ્રકારની સંસ્કૃત કેળવણી આપી હતી. તેઓ શીઘ્ર કવિ હતા અને શાસ્ત્રનું સારું જ્ઞાન ધરાવતા હતા. તેમના ઉત્તમ પકિતના વિચાર, વિદ્વત્તા, કવિત્વ શક્તિ, અને હિન્દુ શાસ્ત્રના જ્ઞાનથી તેમનું નામ ગુજરાત અને કાઠીઆવાડમાં મશહુર છે. થોડા વર્ષ ઉપર રાયકવાડ જ્ઞાતિના એક અપંગ બ્રાહ્મણે શેઠ બહેચરદાસ અબાઈદાસની સંસ્કૃત શાળામા પુરાણ વગેરેનો સારો અભ્યાસ કર્યો હતો, અને તે પોતાનો નિર્વાહ કથા કહાનિ કરે છે. અમદાવાદમાં ચંપકલાલ વેરાગીની દરીઆપુરમાં આવેલી ધર્મશાળામા હમણાં એક અપંગ સન્યાસી રહે છે. તે હિન્દુ શાસ્ત્રનું સારુ જ્ઞાન ધરાવે છે, અને તે લોકોને શાસ્ત્રનો ઉપદેશ કરી પોતાના વખતનો સદુપયોગ કરે છે. આવા ઘણા દાખલાઓ આપી શકાય એમ છે. પરંતુ આ બધાને જે શિક્ષણ આપ-

વામાં આવ્યું છે તે બધું મોઢાનું જ. આવી જાતના શિક્ષણનો આધાર ફક્ત યાદદાસ્તી ઉપર રાખવામાં આવે છે.

ગ્રેટ બ્રિટન અને આયર્લાન્ડ, યૂરોપના બીજા દેશો, કેનડા, યુનાઇટેડ સ્ટેટ્સ, બ્રાઝિલ, ઓસ્ટ્રેલીઆ, ન્યૂઝીલેન્ડ, અને જાપાન દેશમાં અપંગ શિક્ષણનો આધાર યાદદાસ્તી પર ન રાખતાં સ્પર્શેન્દ્રિય પર રાખવામાં આવે છે. સ્પર્શેન્દ્રિય પર અપંગ શિક્ષણનો પાયો નાંખ્યાનું પહેલું માન દક્ષિણ અમેરિકાના પેરૂ દેશને ઘટે છે. એ દેશમાં અપંગને શિખવવાના સાધન તરીકે એક દોરી લઈને તે દોરી પર જુદી જુદી તરેહની ગાંઠો વાળી તથા તે ગાંઠોને અમુક અક્ષર સૂચક ગણી દોરીને બે આંગળી વચ્ચે ખેંચવાથી સ્પર્શેન્દ્રિય પર જે અસર થાય તેની તુલના કરીને વાંચવાની રીત ઊભી થઈ. આ રીત અપંગને કઠણ લાગી તેથી તેનાં મૂળ જડ ઘાલી નહિ.

૨. આ પછી હૌ નામના ગૃહસ્થે ૧૭૮૪ ના વર્ષમાં રોમન લિપિના ઉપસાવેલા અક્ષર દ્વારાએ અપંગ શિક્ષણ આપવાની રીત શરૂ કરી. તેણે પારિસ શહેરમાં 'ઇન્સ્ટિટ્યુશન ડીસ જુઆનીસ એવેન્જલ્સ' (Institution des Jeunes Avengles) નામની શાળા સ્થાપી આ લિપિ મારફતે શિક્ષણ આપવા માંડ્યું. આ પછી લગભગ ૫૦ વર્ષે લાકથર નામના ગૃહસ્થે આ રીત ગ્રેટ બ્રિટનમાં દાખલ કરી, અને સને ૧૮૩૪ ના વર્ષમાં બાઇબલમાંના નવા કરાર પૈકી મેથ્યુની વાર્તા આ લિપિમાં છાપી.

(અધુરૂં.)

---

# ચર્ચા પત્ર.

જા. ૨. નં. ૫

સને ૧૮૯૯ ના માહે જુલાઈ—ઓગસ્ટના ગુ. શા. પત્રના એકત્ર અંકને પાને ૨૪૮ મે "જનક બારનીશીના હોપ સાહેબના નમૂનામાંથી ઉતારો" એ મથાળા નીચે આપેલા નમૂનાના કોઠક ૩ માં

૧. પેટી તૂટી ગયા બાબત રિપોર્ટ છે ને કોનો રિપોર્ટ છે તે લખાય તો ઠીક.

## સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેડ કાગળ લેવામા નહિ આવ સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજૂએ લખવું તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછુ મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવુ.

**શાળા ખાતાના ડેપ્યુટી અને એસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમા છપાવવી હોય તેના આગલા મહિનાની પાચમી તારીખ પહેલા પહોચવી જોઈએ હેન્ડબિલો જે માસના અંક સાથે વહેચવા હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમા આવવા જોઈએ

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણુ, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવુ તે વિ॥ ભૂલ થવાનો સમ્ભવ છે પોસ્ટની ટિકેટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકેટો લેવામા આવશે નહિ

આ પત્રની કિમ્મત આગાઉથી જ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના પદરના ખર્ચે લેનાર દશ રૂપીઆ સુધીના પગાર વાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવુ

વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી રૂ. ૨ સુધી આપવામા આવશે. ચર્ચા પત્રનો એમા સમાસ થશે નહિ.

### જાહેર ખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| રૂ. લીટી. | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ગણો ચાર્જ પડશે બાર મહિનાથી ઓછી મુદ્દત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે. |
| ૧.............................૩ | |
| ૨............................. ૮ | |
| ૩.............................૧૫ | |
| એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ બાર માસ લગી લાગલાગટ હશે | |

### હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ ૧૦-૦-૦ અને એક તોલા સુધીના રૂ ૧૨-૦-૦ તે ઉપરનાને માટે હમને લખવુ.

અંક ૩. પુસ્તક ૩૯ મું.

# The Gujarat School-Paper.

# गुजरात शाळा पत्र.

માર્ચ સને ૧૯૦૦

---

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી.)

---

અમદાવાદ.
યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

## પ્રોફેસરો, પ્રિન્સીપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ, માજી હે. મા, એલ્ફિન્સ્ટન હાઈસ્કુલ:
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ એલ એલ બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેકટર અને ગુજરાત કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ ડોસાભાઈ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર. જે. જી. પા. બે. ઇન્સ્ટિટયુશન, મુમ્બઈ.
ખા. બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કોલેજ.
શેઠ એદલજી દોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ હાઈસ્કૂલ.
શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પૂના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ; હેડમાસ્તર ભરૂચ હાઈસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ, ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ, સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ.
મિ. વિલિયમ બીટી. બી એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઈસ્કુલ.
શેઠ હોરમજજી જહાંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.
શેઠ. ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઈ સ્કુલના માલિક.
શેઠ. માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઈ સ્કૂલના માજી હેડમાસ્તર.
શેઠ બરજોરજી ખરશેદજી સેંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખમ્બાતા, બી. એ. ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો.
શેઠ. માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, ટી, હેડમાસ્તર આલફ્રેડ હાઈ સ્કુલ ભુજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ. રુસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ

### મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકસી.
મે. પ્રાણજીવનદાસ કહાનદાસ.
મે. હરકિશનદાસ વ્રિજલાલ.
મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ.
શેઠ. મહેરવાનજી શોરાબજી દલાલ.
શેઠ. ફકીરજી સોરાબજી મદ્રોષના.
મે. માણેકલાલ ધીરજરામ અધ્યારુ.
મે. આત્મારામ જેકિશનદાસ.
મે. મોહનલાલ પ્રસાદરાય.
મે. વ્રજલાલ પાનાચન્દ

**મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાનો મત:**—રાસ્ત ગોફતાર, મુમ્બઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિન્દ ગુજરાતી, પબજદાં પરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડિયન સ્પેકટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

### દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે

# गुजरात शाळा पत्र.

પુસ્તક ૩૯ મું. માર્ચ ૧૯૦૦. અંક ૩ જો.

## मास.

મુમ્બઈના મહેરબાન ડિરેક્ટર સાહેબનો સને ૧૮૯૮-૯૯ નો વાર્ષિક રિપોર્ટ હમને મળ્યો છે. મરકીના કારણથી આગલા વરસ કરતાં એ વરસમાં શાળાઓ તથા છોકરાંની સંખ્યામાં ઘણો ઘટાડો થયો જણાય છે. એ બે વરસના આંકડા નીચે મુજબ છે:—

| જાહેર શાળાઓ | સને ૧૮૯૭-૯૮. | સને ૧૮૯૮-૯૯. | ઘટાડો. |
|---|---|---|---|
| શાળાઓની સંખ્યા | ૮,૯૧૭ | ૮,૭૬૮ | ૧૪૯ |
| વિધાર્થીઓની સંખ્યા | ૫,૮૦,૮૫૫ | ૫,૫૮,૮૭૦ | ૨૧,૯૮૫ |

એટલે આગલા વરસને મુકાબલે સને ૧૮૯૮-૯૯ માં સુમારે દોઢસો જાહેર શાળાઓ અને બાવીસ હજાર વિધાર્થીઓની ઘટ પડી હતી. છોકરા છોકરીઓની ઘટ નીચે મુજબ માલૂમ પડે છે:—

| | સને ૧૮૯૭-૯૮. | સને ૧૮૯૮-૯૯. | ઘટ. |
|---|---|---|---|
| છોકરા | ૫,૦૬,૪૬૩ | ૪,૮૮,૮૨૪ | ૧૭,૬૩૯ |
| છોકરીઓ | ૭૪,૩૯૨ | ૭૦,૦૪૬ | ૪,૩૪૬ |
| | ૫,૮૦,૮૫૫ | ૫,૫૮,૮૭૦ | ૨૧,૯૮૫ |

ઊંચી કેળવણીની પાઠ શાળાઓ, બીજા દરજ્જાની નિશાળો, ટ્રેનિંગ કાલેજો, તથા બીજી ખાસ શાળાઓની તેમ જ તેમાં ભણતા વિધાર્થીઓની સખ્યામાં થોડો વધારો થયેલો જણાય છે. ઘટાડો માત્ર પ્રાથમિક શાળાઓમાં થયો છે. સને ૧૮૯૭-૯૮ ને મુકાબલે સને ૧૮૯૮-૯૯ માં ૧૫૩ પ્રાથમિક શાળાઓ અને ૨૪,૮૩૦ પ્રાથમિક વિધાર્થીઓની ઘટ પડી છે.

સને ૧૮૯૮-૯૯ માં વિદ્યાર્થીઓની જાતવાર સંખ્યા નીચે મુજબ હતી:—

| | |
|---|---|
| યુરોપીયન અને યુરેશિયન | ૪,૨૧૭ |
| પોર્તુગીઝ અને દેશી ખ્રિસ્તી | ૧૦,૭૨૫ |
| યહુદી | ૧,૬૫૨ |
| પારસી | ૧૪,૨૫૩ |
| મુસલમાન | ૫૫,૬૬૬ |
| હિન્દુ | ૪,૨૩,૩૫૨ |
| ડુંગરી જાતો | ૮,૮૩૮ |
| બીજા | ૮૭ |
| | ૫,૫૮,૮૭૦ |

આગલા વરસને મુકાબલે એ વરસમાં હિન્દુ અને મુસલમાન વિદ્યાર્થીઓની સંખ્યામાં ઘણો ઘટાડો થયો હતો.

| | સને ૧૮૯૭-૯૮. | સને ૧૮૯૮-૯૯. | ઘટ. |
|---|---|---|---|
| મુસલમાન | ૫૯,૦૦૫ | ૫૫,૬૬૬ | ૩,૩૩૯ |
| હિન્દુ | ૪,૪૩,૮૩૪ | ૪,૨૩,૩૫૨ | ૨૦,૪૮૨ |

---

મુમ્બઈ ઇલાકામાં પાંચ હજાર અને તેથી વધારે માણસની વસ્તી વાળાં ૩૬૨ ગામો તથા નગરો છે, અને તેથી ઓછી વસ્તી વાળાં ૪૦,૩૦૪ ગામડાં છે. ગામોની સંખ્યા સાથે મુકાબલો કરતાં સરેરાશ ૩૧ ગામ વચ્ચે એક નિશાળ પડે છે. આ ઇલાકાની વસ્તી નીચે મુજબ છે:—

| | |
|---|---|
| પુરૂષો | ૧,૩૯,૧૪,૬૯૨ |
| સ્ત્રીઓ | ૧,૩૦,૫૧,૫૫૦ |
| કુલ | ૨,૬૯,૬૬,૨૪૨ |

કુલ વસ્તીમાંથી દર સેંકડે પન્દર જણ નિશાળે જવા લાયક ઉમ્મરનાં ગણવામાં આવે છે. આવી નિશાળે જવા લાયક ઉમ્મરની વસ્તી

પૈકી દર સો છોકરે ૨૬ અને દર સો છોકરીએ ૪ નિશાળે જાય છે, એટલે બાકીના દર સેંકડે ૭૪ છોકરા અને ૯૬ છોકરીઓ કેળવણીથી બેનસીબ રહે છે.

---

ઉપર બતાવેલા ૫,૫૮,૮૭૦ વિદ્યાર્થીઓની કેળવણી પાછળ સને ૧૮૯૮-૯૯ માં નીચે મુજબ ખર્ચ કરવામાં આવ્યો હતો:—

| | રૂપિયા | |
|---|---|---|
| સરકારમાથી | ૨૦,૨૮,૫૦૬ | |
| લોકલ ફન્ડમાંથી | ૯,૯૩,૧૨૧ | કુલ લોકોના રૂ. ૫૨,૯૧,૭૩૦ |
| મ્યુનિસિપાલિટીઓમાથી | ૪,૦૫,૭૭૬ | |
| ફીમાંથી | ૧૫,૦૭,૨૭૬ | |
| બીજી ઉપજમાંથી | ૨૩,૮૫,૫૫૭ | |
| કુલ | ૭૩,૨૦,૨૩૬ | |

---

સને ૧૮૯૮—૯૯ માં જુદા જુદા વર્ગની જાહેર શાળાઓ, તેમાં ભણતા વિદ્યાર્થીઓ, તથા તે પાછળ થયેલા ખર્ચની વિગત નીચે મુજબ છે:—

| | શાળાઓની સંખ્યા. | વિદ્યાર્થીઓની સંખ્યા. | કુલ ખર્ચ રૂપિયા. | તે પૈકી સરકારી ખર્ચ રૂ. |
|---|---|---|---|---|
| ઊંચી સામાન્ય કેળવણીની પાઠશાળાઓ. | ૧૦ | ૧,૮૪૩ | ૩,૭૨,૫૪૩ | ૧,૫૫,૦૮૧ |
| ધન્ધાની ઊંચી કેળવણીની પાઠ શાળાઓ. | ૪ | ૯૫૧ | ૧,૧૩,૩૫૨ | ૩૭,૪૦૪ |
| બીજા દરજ્જાની નિશાળો. | ૪૬૭ | ૪૪,૦૭૩ | ૧૯,૦૨,૨૧૦ | ૪,૩૪,૫૮૦ |
| પ્રાથમિક નિશાળો. | ૯,૨૩૭ | ૫,૦૮,૭૪૭ | ૩૩,૮૦,૩૯૫ | ૮,૨૪,૧૬૨ |
| ટ્રેનિંગ સ્કૂલો. | ૧૮ | ૮૯૩ | ૫,૧૦,૦૫૪ | ૨,૭૧,૬૮૩ |
| બીજી ખાસ શાળાઓ | ૩૨ | ૨,૩૬૩ | | |
| | ૯,૭૬૮ | ૫,૫૮,૮૭૦ | ૬૨,૭૮,૫૫૪ | ૧૭,૨૨,૯૧૦ |

૧૮૯૮-૯૯ માં ઉત્તર ભાગની પ્રાથમિક નિશાળોના શિક્ષકોના સરેરાશ માસિક પગાર નીચે મુજબ હતાઃ—

| | લોકલ બોર્ડની નિશાળોમાં. | મ્યુનિસિપલ નિશાળોમાં. | દેશી રાજ્યોની નિશાળોમાં. |
|---|---|---|---|
| દર ટ્રેન્ડ હેડ માસ્તરનો | ૧૯—૨—૧૧ | ૨૦—૮—૫ | ૧૭—૧૦—૯ |
| દર અન્ટ્રેન્ડ હેડ માસ્તરનો | ૧૦—૬— ૬ | ૯—૮—૫ | ૧૧—૧૫—૧૧ |
| દર ટ્રેન્ડ આસિસ્ટંટનો | ૧૧—૧૪— ૫ | ૧૩—૨—૫ | ૧૧—૧૪— ૪ |
| દર અન્ટ્રેન્ડ પણ પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયેલા આસિસ્ટંટનો | ૭—૬— ૬ | ૭—૩—૧૧ | ૬— ૬—૧૦ |
| દર પબ્લિક સર્વિસમાં પાસ નહિ થયેલા આસિસ્ટંટનો | ૭—૧—૧૧ | ૬—૧૫—૬ | ૫—૪—૧૧ |

એ જ વરસમાં કાઠિયાવાડની પ્રાથમિક નિશાળોમાં શિક્ષકોના સરેરાશ પગાર નીચે મુજબ હતાઃ—

| | ફંડની નિશાળોમાં રૂપિયા. | સ્ટેટની નિશાળોમાં રૂપિયા. | ખાનગી નિશાળોમાં રૂપિયા. |
|---|---|---|---|
| દર ટ્રેન્ડ હેડ માસ્તરે | ૧૯—૩—૧ | ૧૮—૫—૭ | —— |
| દર અન્ટ્રેન્ડ માસ્તરે | ૧૨—૭—૭ | ૯—૫—૪ | ૮—૧૩—૫ |
| દર ટ્રેન્ડ આસિસ્ટંટે | ૧૨—૫—૪ | ૧૨—૯—૨ | —— |
| દર અન્ટ્રેન્ડ પણ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ વાળા આસિસ્ટંટે | ૧૫—૦—૦ | —— | —— |
| દર પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ વિનાના આસિસ્ટંટે. | ૪—૧૦—૦ | ૫—૭—૭ | ૪— ૦—૦ |

ઉપર બતાવેલા સરેરાશ પગારો બસ નથી, અને તે ઘણા વધવાની જરૂર છે. પેટપૂર પગાર વિના સારા શિક્ષક મળવા કઠણ છે. કાઠિયાવાડના

પગારો નિશા કરતાં કાંઈક ઓછા જણાય છે. ખસુસ કરીને આસિસ્ટં- ટોના પગારમાં તેવું જોવામાં આવે છે. મ્યુનિસિપાલિટીના ભંગીઓને પણ ચાર પાંચ રૂપિયાથી વધારે પગાર મળે છે. શિક્ષકોને અવશ્ય તેમના કામના મહત્ત્વ મુજબ પગાર આપવા જોઈએ.

---

ઉપરના વરસમાં ઉત્તર ભાગ અને કાઠિયાવાડમાં પ્રાથમિક શિક્ષ- કોની કુલ સંખ્યા નીચે મુજબ હતીઃ—

| | ઉત્તર ભાગમાં. | | કાઠિયાવાડમાં. | | | |
|---|---|---|---|---|---|---|
| | લોકલ બોર્ડની નિશાળોમાં. | મ્યુનિસિપલ નિશાળોમાં. | દેશી રાજ્યોમાં. | ફન્ડની નિશાળોમાં. | સ્ટેટની નિશાળોમાં. | ખાનગી નિશાળોમાં. |
| ટ્રેન્ડ હેડ માસ્તરો | ૭૮૬ | ૧૨૨ | ૨૧૬ | ૩૨૦ | ૨૩૪ | — |
| અન્ટ્રેન્ડ હેડ માસ્તરો | ૩૩૧ | ૧૯ | ૨૯૬ | ૧૦૪ | ૧૮૬ | ૨૭ |
| ટ્રેન્ડ આસિસ્ટંટો | ૫૩ | ૧૫૧ | ૨૭ | ૫૧ | ૬૦ | — |
| અન્ટ્રેન્ડ પણ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ વાળા આસિસ્ટંટો | ૫૪૪ | ૪૧૫ | ૨૧૩ | ૧ | — | — |
| પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ વિનાના આસિસ્ટંટો | ૧૬૮ | ૧૫૩ | ૨૭૫ | ૮૧૧ | ૬૫૦ | ૧ |

હજી ઉત્તર ભાગ અને કાઠિયાવાડની ત્રીજા ભાગથી વધારે નિશા- ળોમાં અન્ટ્રેન્ડ હેડ માસ્તરો જોવામાં આવે છે. સઘળે ઠેકાણે હેડ માસ્તરો તો ટ્રેન્ડ હોવા જ જોઈએ. નિશાળોના પ્રમાણમાં ટ્રેન્ડ આસિસ્ટંટોની સંખ્યા પણ જોઈએ તેટલી નથી. ઉત્તર ભાગમાં હજી સુમારે ૭સેં આસિ- સ્ટંટો પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયા વિનાના છે તે વિષે ઘટતા ઉપાય લેવાની જરૂર છે. આખા કાઠિયાવાડમાં માત્ર એક જ આસિસ્ટંટ પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયેલો છે, અને બાકીના બધા પાસ થયા વિનાના છે એ ખેદકારક છે. આ સમ્બન્ધમાં ઘટતા ઇલાજ લેવા જોઈએ. સારા શિક્ષકો વિના સારા શિક્ષણની આશા રાખવી ફોકટ છે.

---

# યૂરોપની શાળાઓ.

( ચાલુ પૃષ્ઠ ૧૬ થી. )

## ૭. ગામડાંના શિક્ષકોનો મેળાવડો.

ફીનીશ પ્રશિયાના એક પરગણાના શિક્ષકોના મેળાવડામાં જવાનો એક વખત મ્હારે પ્રસંગ આવ્યો. પ્રથમ ત્યાં જવાની મ્હારી બહુ મરજી નહોતી, પણ ગયા પછી મ્હને જે નવો અનુભવ મળ્યો તેથી પસ્તાવાનું કાંઈ કારણ રહ્યું નહિ. શિક્ષકો બધા બહુ બુદ્ધિમાન જણાતા હતા, અને તેઓ જે ચર્ચા કરતા હતા તેમાં ફક્ત પોતાની હુંશિયારી બતાવવાનો તેમનો ઇરાદો દેખાતો નહોતો. મેળાવડામાં સ્ત્રી શિક્ષકો નહોતી.

શિક્ષકોનો જે જે નિબન્ધો વાંચવાનો ઇરાદો હતો, તેમની યાદી બનાવીને તે ઉપર સમાજમાં મળેલા શિક્ષકોના મત લેવામાં આવ્યા, અને જે ત્રણ નિબન્ધો માટે સૌથી વધારે મત પડયા તે ત્યાં વંચાયા. એટલે બીજી રીતે કહીએ તો સમાજમાં કઈ બાબતોની ચર્ચા કરવી તે સમાજે પોતે જ ઠરાવ્યું. જે ત્રણ નિબન્ધ વાંચવામાં આવ્યા તે "મૂળ તત્ત્વો વિરૂદ્ધ વહિવટ," "પ્રાથમિક શાળાઓમાં અંકગણિતનું શિક્ષણ," અને "અમેરિકાની કેળવણી" એ વિષે હતા.

પહેલા બે નિબન્ધોની ચર્ચા ઘણી જુસ્સા ભરી હતી, અને મત લેતાં ઘણા મત નિબન્ધ વાંચનારના વિચારોની તરફેણમાં પડયા. મ્હને સૌથી વધારે રસ ત્રીજા નિબન્ધમાં પડયો. નિબન્ધ વાંચનારે અમેરિકાની ભૂગોળ, ત્યાંની પ્રાથમિક નિશાળો, અને ત્યાંના આંકડાઓ વિષે એટલી ચોક્કસ અને સમ્પૂર્ણ માહિતી બતાવી કે તે જોઈ હું ચકિત થઈ ગયો. જર્મનીના શિક્ષકો અમેરિકાની કેળવણી વિષે આટલી બધી માહિતી ધરાવે છે, છતાં જર્મનીની કેળવણી વિષે અમેરિકાના શિક્ષકો કાંઈ જાણતા નથી, એ જોઈ મ્હને ઘણો ખેદ થયો. નિબન્ધ પૂરો થયેથી મ્હેં તે વાંચનારને પૂછ્યું કે, "તમે અમેરિકામાં કેટલી મુદત રહ્યા છો?" તેણે જવાબ આપ્યો કે, "હું એ દેશમાં ગયો જ નથી. ત્યાંના કેળવણી ખાતા તરફથી જે જે હકીકત અને રિપોર્ટો પ્રસિદ્ધ થાય છે

તે વાંચીને એ દેશ વિષે મ્હેં સઘળી માહિતી મેળવી છે." મ્હેં જોયું તો સમાજની લાઇબ્રેરીમાં અમેરિકાના સઘળા રિપોર્ટ એકઠા કરેલા હતા. આ જાણીને મ્હને ફરીથી દિલગીરી થઈ. અમેરિકાના શિક્ષકો પરીક્ષા રૂપી તલવાર માથા ઉપર ઝઝુમતી હોય ત્યારે જ પરાણે વાંચે છે, અને જર્મનીના શિક્ષકો સઘળા સુધરેલા દેશોની હકીકતથી વાકેફ થવાની મહેનત કરે છે. આ મેળાવડામાં ઘણે ભાગે માત્ર ગામડાંની નિશાળોના મહેતાજીઓ આવ્યા હતા. તેમના પગાર ટૂંકા હતા, તેમને ઘર સંસારની તથા બીજી ફિકરો હતી, છતાં તેઓ આટલા બુદ્ધિમાન, ખંતી, અને વાકેફગારી વાળા દેખાતા હતા.

## ૮. જર્મનીમાં સ્ત્રી શિક્ષકો.

જર્મનીની નિશાળોમાં ઘણું અઠવાડીઆં ગાળ્યા છતાં મ્હેં ફક્ત પુરૂષ શિક્ષકોને જ શિખવતાં જોયા હતા. એક વખત એક નિશાળમાં બે સ્ત્રી શિક્ષકોને શિખવતાં જોઈ. પહેલી બાઈ પૃથક્કરણ–સંયોગીકરણની મિશ્ર પદ્ધતિએ ન્હાનાં બાળકોને વાંચતાં શિખવતી હતી. પ્રથમ "માછલી" વિષે કથિત પાઠ ચાલ્યો, અને તે ઉપરથી તેને લગતું વાંચન શરૂ થયું. પહેલો "માછલી" શબ્દ ભેગો બોલવામાં આવ્યો, પછી તેમાં આવતા અવાજો જુદા પાડવામાં આવ્યા. દરેક અવાજ જુદો સમજાય તેવી રીતે શિક્ષકે આખા શબ્દનો ધીમે ધીમે ઉચ્ચાર કર્યો, તેથી છોકરાં સઘળા અવાજ પારખીને જુદા કરી શક્યાં. ત્યાર પછી તે શબ્દ લખવામાં આવ્યો, છોકરાંએ તેની નકલ કરી, અને જે અક્ષરો અને ઉચ્ચારણો શિખવામાં હતાં તે ઉપરથી નવા શબ્દો બનાવવામાં આવ્યા. આથી પાઠ પૂરો થતા પહેલાં ઘણા નવા શબ્દો લખાયા તથા શીખાયા. એ શબ્દોને એકઠા કરી તેમનાં ન્હાનાં વાક્યો પણ બનાવવામાં આવ્યાં. એકન્દરે પાઠ ઘણો સુન્દર માલૂમ પડ્યો.

બીજી બાઈનો પાઠ ધર્મ સમ્બન્ધી હતો. પવિત્ર મેરીને પેટે ક્રાઇસ્ટનો જન્મ થશે એવી ભવિષ્ય વાણી વિષે તે પાઠ આપતી હતી. છોકરાં સુમારે આઠ વરસની ઉમ્મરનાં હતાં, અને શિક્ષક જે જુવાન બાઈ હતી તેણે પાઠ રસિક બનાવવાને ઘણી ચતુરાઈ

હાથ કામ શીખે છે. ઘણા જણું ફુરસદનો વખત સાહિત્ય પાછળ ગાળે છે. લગભગ બધાનેજ ગાયનનો શોખ હોય છે, અને તેનો અભ્યાસ વધારી તેઓ દેવળમાં વાજું વગાડવાનું કે ગવડાવવાનું માથે લે છે. આ રીતે કાયમ નોકરીને લીધે આજીવિકાની ફિકર મટવાથી તેઓ ફુરસદમાં કાંઈને કાંઈ કામ કરી શકે છે. વળી શિક્ષણ શાસ્ત્રના સમ્બન્ધમાં તેઓ નવું નવું શીખતા જ રહે છે. શિક્ષકોની સ્થાનિક સમાજો, પરગણાની સમાજો, પ્રાન્તની સમાજો, સંસ્થાનની સમાજો, અને સમગ્ર દેશની સમાજો વારંવાર ભેગી થાય છે, કેળવણીને લગતાં ઘણાં મહત્ત્વનાં વર્તમાન પત્રો નીકળે છે, રાજ્ય તરફથી નિશાળોની તપાસણી થાય છે, અને શિક્ષકો પણ એક બીજાની નિશાળો જોવા જાય છે, તેથી સઘળા શિક્ષકોને પોતાના જ્ઞાનમાં તથા વહિવટમાં વધારો કર્યા વિના ચાલતું નથી.

એક શિક્ષક મ્હારો જૂનો મિત્ર હતો અને ઘણાં વરસથી એક જ ગામમાં પડેલો હતો. તેનું કયા રાજકીય પક્ષ તરફ વલણ હતું તે મ્હેં પૂછ્યું. તેણે જવાબ દીધો કે રાજકીય બાબતોમાં હું માથું મારતો નથી; હું તો શિક્ષક, શિક્ષક, અને શિક્ષક જ છું.

---

# परचूरण सूचनाओ.

( ચાલુ પૃષ્ઠ ૩૮ થી. )

**વાંચન**—એક ઇન્સ્પેક્ટરે નિશાળની તપાસણી વખત મહેતાજીને સૂચના કરી, કે વાંચતી વેળા ન્હાનાં બાળકોને શબ્દો ઉપર આંગળી ફેરવવાની ટેવ છે એ ઠીક નથી. તેથી છોકરાં શબ્દે શબ્દ છૂટા પાડી વાક્યો તોડી નાંખે છે, અને વાંચન સારું થતું નથી. છોકરાંએ આંગળીની મદદ વિના માત્ર નજરથી વાંચવું જોઈએ. તેઓ વારંવાર લીટી ભૂલતાં હોય તો તે અટકાવવાની એક યુક્તિ કરી શકાય છે. જાડા કાગળની લીટી જેવડી લમ્બાઈની બે આંગળ પહોળી એક ચીપ કાપી વંચાતી લીટીની નીચે રખાવવી, અને જેમ જેમ એક એક લીટી વંચાતી જાય તેમ તેમ તે ચીપને નીચે ઉતરાવતા જવું, એટલે છોકરાં લીટી ભૂલશે

નહિ, અને શબ્દો ઉપર આંગળી ફેરવ્યા વિના માત્ર નજરથી વાંચશે. આ યુક્તિથી ચોપડી પણ સ્વચ્છ રહેશે.

બાળ વર્ગનું ગણિત—એક નિશાળની તપાસણી વખત બાળ વર્ગનો શિક્ષક અગીઆરનો અંક શિખવતો હતો. તેણે દીવાસળી જેવી ૧૧ સળીઓ એક પછી એક ગણાવી. ઇન્સ્પેક્ટરે કહ્યું કે આ વહિવટ બરાબર નથી. દસ સળીઓની એક ઝૂડી બાંધીને તેની પાસે એક સળી મૂકવી જોઈતી હતી, કે એક દશક ને એક એકમ મળીને અગીઆર થાય છે તેનો બાળકોને ખ્યાલ આવે. દસ પછીના અંકો શિખવતાં હમેશ એકમથી દશક જુદો રાખવો. આ પ્રમાણે શિખવવાથી સમજ સારી પડે છે, એટલું જ નહિ, પણ અંકો લખવાનો વહિવટ બાળકોના ધ્યાનમાં તરત ઉતરી જાય છે. ૧૧, ૧૨, વગેરે લખતાં પ્રથમ આપણે દશકનો એકડો અને પછી એકમનો ૧, ૨, વગેરે લખીએ છીએ.

ભૂગોળ—છોકરાંને ન્યૂસ્પેપરો જોવાનું, અને ચાલતી બિનાઓ વિષે પ્રશ્નો પૂછવાનું ઉત્તેજન આપવું.

નિબન્ધ—નિશાળે આવતાં છોકરાંએ જે જોયું હોય તેનું તેમની પાસે પ્રથમ મ્હોએ વર્ણન કરાવવું, અને પછી તે લખી લાવવા કહેવું. કોઈ વખત મ્હોએ કાંઈ વાર્તા કહેવડાવી પછી તે લખાવવી. કોઈ વાર કોઈ વાર્તાનો શરૂનો ભાગ કહેવડાવી પછી તે આખી લખાવવી, અથવા નવીન વાર્તા જોડી લાવવા કહેવું.

શાન્તિ—શિક્ષકોએ બહુ જ શાન્તિથી અને ધીમે અવાજે બોલવું જોઈએ. છોકરાંને પણ તેમ કરવાની ટેવ પાડવી. આથી ઘોંઘાટ કમી થશે, રીતભાત સુધરશે, વિવેક વધશે, અને ફેફ્સાંને તસદી ઓછી પડશે.

બાળ વર્ગ—બાળ વર્ગનાં છેક ન્હાનાં છોકરાં પાસે લાંબો વખત એકનું એક કામ કરાવવું નહિ. તેમની રમતો, તેમના પાઠ, સઘળું ટૂંકું જોઈએ. દિવસમાં વચ્ચે એક વખતના બદલામાં તેમને બે વખત છૂટા રમવાની રજા આપવી. વળી તેમને નિશાળે રાખવાના કલાક કમી કરવા.

સામાન્ય જ્ઞાનના પાઠ--એક મહેતાજી લખે છે, કે થોડા રોજ ઉપર મ્હારી નિશાળની ઇન્સ્પેક્ટરે મુલાકાત લીધી હતી. તે વખત એક

વર્ગનો શિક્ષક દેડકા વિષે કથિત પાઠ આપતો હતો. દેડકાનું છાપેલું ચિત્ર ઘોડી ઉપર ટાંગ્યું હતું, અને શિક્ષકે કાળા પાટીઆ પર પણ દેડકાનું અને તેના શરીરના ભાગોનાં ચિત્ર કાઢેલાં હતાં. પાઠ પૂરો થયા પછી ઇન્સ્પેક્ટરે તે વિષે પોતાની ખુશી જણાવી. પરન્તુ તેમણે સૂચના કરી કે, "પાટીઆ ઉપરનું ચિત્ર પાઠ શરૂ કરતા પહેલાં કાઢીને તૈયાર રાખવું નહિ; દરેક ભાગની વાત ચાલતી જાય તેમ તેમ તેનું ચિત્ર કાઢતા જવું જોઈએ. આ રીતે આખું ચિત્ર ધીમે ધીમે વાતની સાથે છોકરાંની રૂબરૂ તૈયાર થશે, તેથી દરેક ભાગ ઉપર તેમનું ધ્યાન સારું રોકાશે, અને તેમને સમજણ પણ વધારે પડશે. કોઈ ચીજ આપણી આગળ આણી તૈયાર રજુ થાય તેના કરતાં તે સઘળી આપણી નજર સામે બને તેથી આપણને વધારે સમજ પડે છે. આખું ચિત્ર આ પ્રમાણે ધીમે ધીમે તૈયાર થઈ રહે તે પછી તેના ઉપરથી પાઠનું પુનરાવર્તન કરાવવું."

**આંક**—આંકનાં પલાખાં હમેશ વસ્તુઓની મદદથી છોકરાં પાસે તૈયાર કરાવવાં. "સાત દુ ચૌદ" શિખવવા હોય તો બે બે વસ્તુઓની સાત ઢગલીઓ કરાવવી, અને સાત વખત બે બે લેવાથી ચૌદ થયા એ વાત છોકરાં પાસે કહાવવી. ત્યાર પછી તે ઉપરથી "સાત દુ ચૌદ" એવું પલાખું બોલાવવું અને યાદ કરાવવું. આ પ્રમાણે આંક શિખવવાથી સમજ સારી પડશે, છોકરાંમાં પોતાની મેળે આંકના ઘડીઆ તૈયાર કરવાની શક્તિ આવશે, અને શીખેલું કદી ભૂલાશે નહિ. "સાત દુ ચૌદ" ના ગુણાકારની સાથે સાથે જ "ચૌદ લખોટા સાત જણ વચ્ચે સરખા વહેંચીએ તો દરેકને બે બે આવે," "ચૌદ રૂપિયાના સાત સરખા ભાગ કરીએ તો દરેક ભાગમાં બે બે રૂપિયા આવશે," "ચૌદમાં બે સાત વાર સમાયા છે," એવા ભાગાકાર પણ કરાવવા. વસ્તુઓની મદદ વડે આ પ્રમાણે કરવાથી કાંઈ જ અઘરું પડશે નહિ, અને ગુણાકાર તથા ભાગાકાર સાથે ચાલશે. ભાગાકાર ગુણાકારથી ઉલટા છે તેની પણ તેથી સમજ પડશે. આ રીતે આખો ઘડીઓ તૈયાર થાય એટલે તે સવળો અને અવળો બોલવાનો મહાવરો કરાવવો. "એક દુ દુ," "બે દુ ચાર," "ત્રણ દુ છ," એની રીતે સવળું બોલાવવું, એટલું જ નહિ, પણ "દસ

વીસ," "નવ દુ અરાઢ," "આઠ દુ સોળ," એમ અવળું પણ બોલાવવું. સાતુનો ઘડીઓ આવે ત્યારે "સાત દુ ચૌદ" અને "બે સતાં ચૌદ" એ બેનો ફેર કહાવવો. વસ્તુઓની ઢગલીઓ કરવાથી છોકરાં ઝટ કહી શકશે કે, "બે બે વસ્તુઓ સાત વખત લેવાથી ચૌદ થાય તે સાત દુ ચૌદ," અને "સાત સાત વસ્તુઓ બે વાર લેવાથી ચૌદ થાય તે બે સતાં ચૌદ." આવી રીતના ભેદ તરફ ધ્યાન ખેંચવાથી છોકરાંને વિચાર કરવાનો મહાવરો થશે, અને આંકમાં સમજ સારી પડશે. આ બાબતનો વિચાર કરેલો નહિ હોવાથી કોઈ કોઈ વાર શિક્ષકો પણ તેમાં ગુંચવાયેલા જોવામાં આવે છે.

**બીજી નિશાળોની મુલાકાત**—એક ઇન્સ્પેકટર ઇંગ્લાન્ડને માટે લખે છે તે આ દેશને પણ લાગુ પડે છે. તે કહે છે કે, "વિદ્યાર્થીઓ વરસે વરસે ટ્રેનિંગ કાલેજની પરીક્ષામાં પાસ થઈ મહેતાજી થાય છે, પણ તેઓ કાલેજમાંથી બહાર નીકળ્યા પછી બીજા શિક્ષકોના અનુભવનો લાભ લેવાની કોશીસ કરતા નથી. કાલેજમા હોય છે ત્યારે શિક્ષણ પદ્ધતિની એક બે ચોપડીઓનો અભ્યાસ કરે છે, પણ ત્યાર પછી તે જ્ઞાન વધારવાની મહેનત કરતા નથી. ઘણા તો કેળવણીને લગતું કોઈ ચોપાનીઉં પણ રાખતા નથી; જેઓ રાખે છે તે બીજા શિક્ષકના અનુભવથી વાકેફ થવાને તસ્દી લેતા નથી. શિક્ષણ કળા વિષે કાંઈ શીખવાના ઇરાદાથી બીજી નિશાળોની મુલાકાત લેવાનું તો તેમને સ્વપ્નું પણ આવતું નથી. આવી મુલાકાતો લેવાનું હું શિક્ષકોને વારવાર ઉત્તેજન આપું છું, અને મ્હારી જાણની કેટલીક સારી નિશાળો ઉપર ભલામણના કાગળ પણ લખી આપું છું. મ્હને યાદ છે કે એક વખત મ્હેં એક મહેતીજીને એક સારી નિશાળ ઉપર ભલામણ લખી આપીને મોકલી હતી. તે બાઈની શીખવાની મરજી હોત તો એ નિશાળ જોવાથી ઘણું શીખી શકાય તેમ હતું. તે ત્યાં જઈ આવ્યા પછી કેટલેક વખતે હું તેને મળ્યો, અને પૂછ્યું કે તમે એ નિશાળ તથા તેની પદ્ધતિ વિષે શું ધારો છો. જવાબથી મ્હને જણાયું કે એ મહેતીજી કાંઈ શીખી લાવવાના ઇરાદાથી ત્યાં ગઈ નહોતી, માત્ર તેનો પોતાની નિશાળ સાથે મુકાબલો કરવાને

ગઈ હતી. તેણે મ્હને કહ્યું કે, 'સાં જે રીતે કામ ચાલે છે તે જ રીતે મ્હારે સાં પણ ચાલે છે, કદાચ મ્હારે સાં વધારે સારી રીતે ચાલતું હશે. સાં શીવણુ બીજી રીતે શિખવાય છે, પણ મ્હારી રીત મ્હને વધારે પસન્દ છે. સાંનું વાંચન સારું છે, પણ મ્હારે સાંના જેવું સારું નથી. ગણિતમાં સાંના કરતાં મ્હારી છોકરીઓ વધારે સારી છે.' ખરું જોતાં પોતાની નિશાળ અમુક નિશાળના જેવી અથવા તેના કરતાં વધારે સારી છે કે કેમ તે નક્કી કરવાનો આ મુલાકાતોનો હેતુ નથી; બે નિશાળોનો મુકાબલો કરવો એવો પણ હેતુ નથી. હેતુ માત્ર એટલો જ છે કે કાંઈ સૂચના, કાંઈ અનુભવ મેળવવો. મ્હેં જોયેલી નઠારામાં નઠારી નિશાળોમાંથી પણ કાંઈ શીખવાનું મળે છે; બીજું કાંઈ નહિ, તો ફલાણું ન કરવું જોઈએ એટલું પણ સાં જાણવાનું મળે છે. હું ધારું છું કે બધા શિક્ષકો પોતાનાં મન ખુલ્લાં રાખે, અને બીજાની સલાહ, અનુભવ, દાખલો લેવાને તૈયાર હોય તો ઘણો લાભ થાય. બીજાના કહેવાથી આપણો વહિવટ એકદમ બદલી દેવાની આપણી ફરજ નથી; પણ બીજાના અભિપ્રાયનો વિચાર કરવો, અમુક વહિવટની તરફ તથા તેની સામે શું કહેવાનું છે તે જાણવું, એટલું તો જરૂરનું છે. આપણે માથે શિખવવાની ફરજ છતાં આપણે શીખવાનો પ્રયત્ન નથી કરતા તે અજબ જેવું છે. આપણા વિદ્યાર્થીઓને આપણે ખરો લાભ કરવા ઇચ્છતા હોઈએ તો આપણું મન અને આપણું જ્ઞાન તાજું અને પૂર્ણ રાખવું જોઈએ."

---

# सामान्य ज्ञानना प्रश्नो.

( ચાલુ પુસ્તક ૩૮ માના પૃષ્ઠ ૩૮૦ થી. )

## પત્તું ૨૧ મું.

ખાંડ બનાવવાની રીતનું વર્ણન કરો.

કયા કયા પદાર્થોમાંથી ખાંડ બનાવવામાં આવે છે ?

હાલમાં રાણી સરકારનો મુખ્ય પ્રધાન કોણ છે ? રાણી ગાદીએ બેઠાં સારથી આજ સુધીમાં થઈ ગયેલા મુખ્ય પ્રધાનોનાં નામ ગણાવો.

૪. તમે વાંચેલા એક પુસ્તક વિષે તમ્હારો અભિપ્રાય પત્ર રૂપે તમ્હારા મિત્રને દર્શાવો.

### પત્રું ૨૨ મું.

૧. આબુના પહાડનું વર્ણન કરો.
૨. ગુજરાત પ્રાન્તનાં જે જે શહેરોમાં સેશન્સ કોર્ટો હોય તેમનાં નામ દો.
૩. સારામા સારા ચાર ગવૈયા ગણાવો.
૪. યુરોપનાં રાજ્ય બળોની સમતુલ્યતાનો નિયમ એટલે શું તે સમજાવો.

### પત્રું ૨૩ મું.

૧. હિન્દુ લોકોના જાહેર તહેવારોનાં નામ દો.
૨. ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતાં મુખ્ય ન્યૂસ પેપરો ગણાવો.
૩. હિન્દુસ્તાનનાં યાત્રાનાં મુખ્ય ધામો ગણાવો. તે દરેક ધામ ક્યાં છે અને ત્યાં શાની યાત્રા છે તે કહો.
૪. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સની માતૃ ભૂમિ ઇંગ્લાન્ડ શાથી ગણાય છે ?

---

# सामान्य ज्ञानना पाठ.

( ચાલુ પૃષ્ઠ ૨૩ થી. )

## પાઠ ૧૦ મો.

### કપૂર.

આ પાઠ શિખવતી વખતે જોઇતી વસ્તુઓ—એક બે કપૂરના કકડા, એક શગડીમા દેવતા, તથા પાણીનું વાસણ.

પાછલા બે પાઠમાં જે સવાલ પૂછ્યા હતા તેવા જ સવાલ પૂછીને શિક્ષકે છોકરાઓ પાસે કપૂરના સાધારણ ગુણ કહાવવા.

સવાલના જવાબમાં છોકરાઓ કહેશે કે કપૂર રંગે ધોળું છે, દાબી જોતાં કઠણ લાગે છે, ચાખવાથી બેસ્વાદ લાગે છે, અને સુંઘવાથી તેની વાસ સખત અને તરેહવાર લાગે છે.

ત્યાર પછી શિક્ષકે કપૂર-સમ્બન્ધી નીચેની હકીકત પ્રયોગ કરીને સમજાવવીઃ—

(૧) કપૂર પાણી કરતાં હલકું છે, કારણકે પાણીમાં નાખવાથી તે ઉપર તરે છે.

(૨) કપૂર પાણીમાં ઓગળતું જણાતું નથી, પણ ખરું જોતાં પાણીને તેનો પાસ લાગે તેટલો ભાગ ઓગળે છે.

(૩) દેવતાના સમ્બન્ધમા આવવાથી કપૂર બળવા માંડે છે અને તેમાથી ખૂબ ધુમાડો નીકળે છે.

(૪) એક લોઢાના ચમચામાં નાખીને કપૂરને દેવતા ઉપર રાખ્યું હોય તો તે પીગળતું નથી, પણ ઊકળતા પાણીમાંથી જેમ વરાળ નીકળી જાય છે તેમ તે હવામા ઊડી જાય છે.

---

## પાઠ ૧૧ મો.

### ગંધક.

આ પાઠ શિખવતી વખતે જોઈતી વસ્તુઓ—એક બે ગંધકના ગાંગડા, એક શગડીમાં દેવતા, તથા પાણીનુ વાસણ.

પાછલા ત્રણ પાઠમાં જે સવાલ પૂછ્યા હતા તેવા જ સવાલ પૂછીને શિક્ષકે છોકરાઓ પાસે ગંધકના સાધારણ ગુણ કઢાવવા.

સવાલના જવાબમાં છોકરાઓ કહેશે કે ગંધકનો રંગ ચળકતો પીળો છે, તે કઠણ તથા બરડ છે, ચાખી જોતાં તેનો બિલકુલ સ્વાદ લાગતો નથી, અને મસળી જોયા સિવાય તેની વાસ પણ આવતી નથી.

ત્યાર પછી પાછલા પાઠની માફક ગંધક સમ્બન્ધી નીચેની હકીકત શિક્ષકે પ્રયોગ કરીને સમજાવવીઃ—

(૧) ગંધક પાણી કરતાં ભારે છે, કારણકે પાણીમાં નાખવાથી તે નીચે બેસે છે.

(૨) ગંધક પાણીમાં નાખવાથી ઓગળતો જણાતો નથી, પણ ખરું જોતાં પાણીને તેનો પાસ લાગે તેટલો ભાગ ઓગળે છે.

(૩) દેવતા ઉપર રાખવાથી ગંધક પીગળી જાય છે. પીગળતી વખતે તે જુદાં જુદાં રૂપ ધારણ કરે છે. એક ટેસ્ટ ટયૂબ (કસોટીની નળી) માં નાખી તેને દેવતા ઉપર રાખીએ, અને ઊકળતા પાણી કરતાં જરા વધારે ગરમ કરીએ, તો તેનો રંગ બદલાઈને નારંગીના જેવો થાય છે. વળી જરા વધારે ગરમ કરીએ તો તેનો રસ ગોળના જેવો જાડો થાય છે, અને તેનો રંગ બદલાઈને ઘેરો લાલ થાય છે. આ વખતે તેમાં ઠંડું પાણી રેડીએ તો તે રસની નરમ, વળી શકે એવી, પણ નક્કર દોરીઓ થઈ જાય છે. આ દોરીઓ થોડા વખત પછી બરડ થઈ જાય છે.

(૪) દેવતાના સમ્બન્ધમાં આવવાથી ગંધક બળવા માંડે છે. તેની જ્વાળા આસમાની રંગની હોય છે, તથા તેમાંથી ગૂંગળાવી નાખે એવો ઝેરી ગ્યાસ નીકળે છે. (આ પ્રયોગ સમજાવતી વખતે ઘણો જ થોડો ગંધક બાળવો.)

ઉપયોગ—ગંધકની ગ્યાસમાં સફેતી લાવવાનો એટલે વસ્તુઓના રંગ કાઢવાનો ગુણ છે. લાલ ગુલાબના ફુલને એક બે મિનિટ બળતા ગંધકના ધુમાડામાં રાખીએ તો તેનો રંગ ઘણે ભાગે જતો રહે છે.

---

# प्राणी वर्णन.

(સાંધણ પૃષ્ઠ ૫૭ થી.)

## ઉંદરડી અને બીજી જાતના ઉંદરો.

વર્ગ—કરોડવાળાં. જાત—સ્તનવાળાં. પ્રકાર—કાતરનારાં.

**ઉંદરડી**—કેટલાક લોકોના સમજવામાં એમ છે કે ઘરમાં જે મ્હોટા ઉંદર રાત્રે નીકળે છે તેનાં બચ્ચાં તે આ ઉંદરડીઓ છે, પણ તેમ નથી. જેને આપણે ઉંદરડી કહીએ છીએ તે ઉંદરની એક જાત છે. તેને ઉત્તર હિન્દુસ્તાનમાં મુસી કે ચુઈ કહે છે તેના શરીર પરનાં રૂવાં ન્હાનાં અને

સુંવાળાં છે. તેની પૂંછડી પર વાળ હોતા નથી. કેટલીક ઉંદરડીની પૂંછડી તેના શરીર તથા માથાની કુલ લમ્બાઈ જેટલી અને કેટલીકની વધારે ઓછી લાંબી હોય છે. તેના કાન ગોળ છે, અને ઊભા કરેલા હોય ત્યારે આંખ સુધી પહોચે છે. તેના શરીર પરનો રંગ ઘેરો ભૂરો અને વખતે આછો ભૂરો છે. તેના પેટ આગળના ભાગ ભૂરા રંગના છે. જેવો શરીરનો રંગ તેવો તેની પૂંછડીનો રગ હોય છે.

કદ—તેનું માથું અને શરીર મળીને તે ૨॥ થી ૩ ઇન્ચ લાંબી છે. તેની પૂંછડી ૨॥ થી ૩॥ ઇન્ચ લાંબી છે, અને તેના કાન આશરે $\frac{1}{2}$ ઇન્ચ છે.

વસ્તી—આખા હિન્દુસ્તાનમાં આ ઉંદરડી બધાને જાણીતી છે. પંજાબ, સિન્ધ, રજપુતસ્થાન, અને વાયવ્ય પ્રાન્તોમાં બીજી જાતની ઉંદરડી થાય છે. સિલોન અને બ્રહ્મદેશમાં તો આપણે ત્યાં હોય છે તેવી જ ઉંદરડીઓ થાય છે. આ ઉંદરડીઓ હિન્દુસ્તાનની પેદાશ છે કે કોઈ બીજા દેશમાંથી અહિંયાં દાખલ થયેલી છે તે નક્કી નથી. ખરું જોતાં તો દરેક દેશમાં કોઈ કોઈ જાતની ઉંદરડી હોય છે જ.

લક્ષણ—ઘણે ભાગે તો ઉંદરડીઓ ઘરમાં જ માલૂમ પડે છે. પણ જો ઘરની પાસે બાગ કે ખેતર હોય તો ત્યા પણ તે જાય છે. તે બહુ ચપળ છે અને ઊભી ભીંતો પર પણ ચઢતી નજરે પડે છે. એના જેવડાં બીજાં પ્રાણીઓ કરતા તે લાંબો કુદકો મારે છે. ઉંદરડીઓ માંસાહારી નથી. તે દાણા, વનસ્પતિ, અને ઘરનો એંઠવાડ ખાય છે એક વરસમાં તે ત્રણથી પાંચ વખત વિયાય છે અને તેને દર વેતરે ચારથી આઠ સુધી બચ્ચાં આવે છે. બચ્ચાં અવતરે છે ત્યારે આંધળાં હોય છે, પણ થોડા વખતમાં તે મ્હોટાં થઈ એક વરસ કરતાં ઓછી મુદતમાં પુખ્ત ઉમરે આવે છે. તેનો સ્વભાવ અટકચાળો હોવાથી ગમે તે વસ્તુ તે કાતરી નાંખે છે. ઘણે ભાગે કપડાંની પેટીઓમાં અને ગોદડાંના કામચિયામાં પેસી તે બહુ નુકસાન કરે છે. લૂગડાં કે ગોદડાંમાં રૂ કે લૂગડાંના ઝીણા ઝીણા કાપલા પાથરી તેમાં તે વિયાય છે. પાળવાથી તે ઝટ હળી જાય છે.

ઉંદરની બીજી જાતો—રાની ઉંદર—એક જાતના ઉંદર થાય

છે તેને રાની ઉંદર કહે છે. તે ખિસકોલી અને ઘરના ઉંદરના વચલા ભાગનું પ્રાણી છે. તે ગરમ દેશોના જંગલોમાં કાચલાં વાળાં ફળો, શિંગો, અને બીજો ખોરાક શિયાળા સારૂ સંઘરી રાખે છે.

જર્બોઆ—કાંગારૂને મળતું આ પ્રાણી છે. તે બાર્બરી દેશમાં, કાસ્પિયન સમુદ્રને કાંઠે, અને કેપ ઓફ ગુડ હોપના ઉત્તર ભાગમાં જોવામાં આવે છે.

ખેતરનો ઉંદર—આ ઉંદર યૂરોપના ઘણા ભાગો, દક્ષિણ હિન્દુસ્તાન, અને સૈબીરિયામાં જોવામાં આવે છે. ખેતરની ઊંચી પાળોમાં પોતાનું દર બનાવી તેને ઘણાં મ્હો રાખી તેમા તે રહે છે, અને શિયાળા તથા ઉન્હાળામાં ખેતરોમાં અનાજનું સંઘરાના વાળે છે. ખેતરોમાં એક બીજી જાતનો ઉંદર થાય છે, તેના શરીર પર કાંટા જેવા વાળ હોય છે તેને સેગ્વોક કહે છે.

---

# નિશાળ અને નિશાળીઆ.

## નિશાળમાં બનતા અકસ્માત.

(ચાલુ પૃષ્ઠ ૫૯ થી.)

ન્હાની વયનાં છોકરાં ગેરસમજથી કેટલીક વાર રમતાં રમતાં નાક કે કાનમાં ચણા, તુવેર, પત્થર પેન, વગેરે ઘાલે છે. આ વસ્તુઓમાંનો સેંદ્રિય પદાર્થ અન્દરના ભેજના સમાગમથી ફૂલી આસપાસના ભાગ ઉપર દબાણ કરી દરદ ઉત્પન્ન કરે છે, ને સોજો આણે છે. વાસ્તે આવી વસ્તુઓ તજવીજથી કાઢી લેવામાં શરીરના ભાગને નુકસાન ન થાય ને કઢાય એમાં જ હુંશિયારી રહેલી છે. આ વસ્તુઓ અન્દર રહેવા દેવાથી મુખ્યત્વે કરીને કાનની બાબતમાં સખત માઠું પરિણામ નીપજવાના દાખલા જોવામાં તેમ જ સાંભળવામાં છે. જો કાનમાં આવી વસ્તુ પેઠી હોય તે નીચો રાખી માથાની બીજી બાજુ ઠોકવાથી કોઈ કોઈવાર તે વસ્તુ બહાર નીકળી જાય છે. આમ કરતાં ન નીકળે તો પાણીની પીચકારી મારવી. આથી પેઠેલી વસ્તુનું સ્થલાન્તર થાય છે, અને બહાર નીકળતો પાણીનો પ્રવાહ તેને બહાર

ઘસડી લાવે છે. આમ કરવામાં પણ કાંઈક હુંશિયારી વાપરવાની જરૂર છે. આમ કરવાથી તે વસ્તુ ન નીકળે તો હથિયાર વડે કાઢવાની જરૂર પડે છે. આમ કાઢવામાં જોખમ છે, વાસ્તે સમજુના હાથે કઢાવવી. પણ જોખમ છે વાસ્તે તે સહજ જોખમમાં ઉતરતાં બ્હીવું નહિ. બ્હીને નહિ કઢાવવાથી વધારે જોખમમાં ઉતરવું પડે છે. સારા માણસને હાથે કઢાવવાથી જે સહજ જોખમ છે તે તદન નહિ જેવું જ બને છે.

કોઈ કોઈ વાર છોકરાઓ પાટીએ પાટીએ, સ્લેટે સ્લેટે, અથવા ગુમે ગુમે લઢે છે તેથી, અથવા પડી જવાથી, અથવા કોઈ કારણથી વાગવાથી વાગેલા ભાગ પર ઢીમણું આવી ચકામું થાસે છે. આવું થતાં તે ફૂલે છે, અને કાળું અથવા ભૂરું રૂપ ધારણ કરે છે. બે ચાર અથવા વધારે દિવસમાં આપોઆપ આ ચકામું વેરાઈ જાય છે, અને કાંઈ પણ કરવાની જરૂર રહેતી નથી. ભીના પાણીમાં ચોકખું ચિંથરૂં પલાળી ઉપર મેલવાથી તે વહેલું વેરાઈ જાય છે. આંખમાં વાગતો ઝોકો આ વર્ગનો અકસ્માત છે. ઉપર આપેલી તજવીજ તેને વાસ્તે પણ બસ છે. આપણા લોકો આવા અકસ્માત વખતે હળદર અને મીઠું ઉન્હાં કરી ભરે છે એ રીત પણ ઠીક છે. જો આવા અકસ્માતમાં ચામડી તૂટી તેમાંથી સહજસાજ લોહી વહે તો, અને ઘા ન્હાનો હોય તો, તે ભાગ પર આંગળી દાબી રાખી તેના પર પાણીમાં પલાળી ચોકખું ચિંથરૂં વીંટવું. આથી લોહી બન્ધ થશે અને રૂઝ આવશે. અથવા તો કરોળીઆનું ધોળું પડ અથવા બાળેલું રૂ તે પર ચોઢી દેવું. આથી લોહી ગંઠાઈ ઘટ થઈ લોહી નીકળતું બન્ધ થશે, અને રૂઝ આવતાં પોપડો આપોઆપ ઉપડી જુદો પડશે. વારંવાર છેડવાથી બગડે છે માટે તેમ કરવું નહિ.

કેટલાંક છોકરાં બેદરકારીથી ચાલે છે તેથી કરીને વારંવાર તેમને પગે ઠોકર વાગે છે. ઠોકર વાગવાને વાસ્તે પણ ઉપર આપેલા પ્રલાજ બસ થશે. કોઈ વાર ઠોકર વાગવાથી અંગૂઠાનો અથવા આંગળીનો નખ પૂરેપૂરો અથવા અધૂરો તેના મૂળમાંથી નીકળી આવે છે. આવી વખતે લોહી નીકળવા જોડે પુષ્કળ દરદ થાય છે. નખ એ ચામડીનું બીજું રૂપ છે, અને તે ખરી ત્વચામાંથી ઉત્પન્ન થાય છે. આ વાત લક્ષમાં રાખી નખ બરાબર ઠેકાણે બેસાડી દઈ ચોકખું ભીનું ચિંથરૂં તે પર મેલી

પાટો બાંધવો. આથી નખ પાછો બેસી જશે–ચોટી જશે. પાટો ભીનો રાખવો તથા ગન્દો થવા દેવો નહિ, અને પગે ચાલવું નહિ. આમ કરવાથી લોહી નીકળતું બન્ધ થશે, સોજો આવતો કબજામાં રહેશે, અને નખ ચોટશે.

કોઈ કોઈવાર નબળાઈને લીધે, અથવા કામનો બોજો વધારે પડવાને લીધે છોકરું વર્ગમા તમ્મર ખાઈ પડે છે. આવે વખતે બીજાં છોકરાંને ભેગા થવા દેવા નહિ, તમ્મર ખાધેલા છોકરાને ચત્તો સુવાડવો, અને તેને વર્ગના જે ભાગમાં વધારે ચોકખી હવા હોય ત્યાં લઈ જઈ તેની બંડી તથા ધોતિયું નરમ કરી તેના મ્હો પર જોસથી થડું પાણી છાંટવું. ( અપૂર્ણ. )

---

# अन्ध शिक्षण.

## ( ડા. ની. ડા. છત્રપતિ. )

( ચાલુ પૃષ્ઠ ૬૭ થી. )

૩. આ પછી ગોલ નામના ગૃહસ્થને આમાં કાંઈ સુધારો કરવાની જરૂર જણાઈ. આ પરથી તેણે ગોળાકાર અક્ષરો કાઢી નાખી ખુણાવાળા બનાવ્યા તથા કોર દાતાદાર કરી, અને જહોનની સુવાર્તા આવી લિપિમાં છાપી.

૪. આ પછી ફ્રાયની સૂચના ઉપરથી મિ. આલ્સ્ટને ગ્લાસગો શહેરમા રોમન લિપિના મ્હોટા કદના અક્ષરો ઉપસાવી તે વાપરી અપંગોને શિખવવા માંડયું. આ રીત યુનાઇટેડ સ્ટેટ્સના ફિલાડેલ્ફીઆ શહેરમાં દાખલ થઈ અને ત્યા પણ અપંગ શિક્ષણ આ રસ્તે અપાવા માંડયું.

૫. જ્યારે ગ્લાસગોમા ફ્રાયની સૂચના લક્ષમાં લઈ આલ્સ્ટને રોમન લિપિના મ્હોટા અક્ષરોનો ઉપયોગ કરી અપંગોને વાસ્તે પુસ્તકો તૈયાર કર્યાં, ત્યારે યુનાઇટેડ સ્ટેટ્સમાં એ જ ધોરણે બીજો તુરંગ જન્મ પામ્યો. રોમન લિપિના ન્હાના અક્ષરો વાપરી પુસ્તકો છપાવી

પણ તે એમ માનતો હતો કે મારી યોજના સારી છે, પણ લોકો તરફથી તેને ટેકો મળ્યો નહિ.

मुन, ल्युकास, अने फ्रेरौनी रीत उपर टीका—આ ત્રણે ગૃહસ્થોની રીત ગુંચવણ ભરેલી હતી, કારણ કે તેમાં વપરાતી સંજ્ઞાઓ એક ને એક અક્ષર અથવા આંકડા સૂચવતી નહોતી, અને તે વાંચવાની રીત ઉલટી સુલટી હતી. (અપૂર્ણ.)

---

# चर्चा पत्र.

મહેરબાન ગુજરાત શાળા પત્રના અધિપતિ સાહેબ.

આપના માસિકના ઓક્ટોબર ૧૮૯૯ ના અંકમાં રા. જયકૃષ્ણ ગંગાદાસ ભક્તના 'શુદ્ધ શબ્દ પ્રદર્શન' પુસ્તક ઉપર સબળ વિવેચન આવ્યું છે, ત્હેમાંના એક પ્રશ્ન વિષે થોડુંક બોલવાની રજા લઉં છું.

આપ લખો છોઃ—

"૨૨ મે પાને 'પૂનેમ =पूर्णिमा' આટલું જ આપ્યું છે. પરન્તુ ત્યાં સમજાવવું જોઈએ, કે હિન્દુસ્તાનના કેટલાક ભાગમાં હજી પણ મહિનો પૂનેમે પૂરો થાય છે, અને તેમ ગણવાનો રિવાજ પૂર્વે સામાન્ય હશે, તેથી તે દિવસનું નામ 'પૂર્ણિમા' અથવા 'પૂર્ણમાસી' પડયું છે."

આ અભિપ્રાયમાં સ્પષ્ટ રીતે જણાય છે કે 'મહિનો પૂરો કરનારો દિવસ માટે પૂર્ણિમા' એમ એ શબ્દનો અર્થ આપ લ્યો છો; તથા **पूर्णमासी** માં **मास** શબ્દનો અર્થ 'મહિનો' ગણો છો. પરન્તુ હું ધારું છું કે આમ કરવામાં Putting the cart before the horse જેવું થાય છે, તે 'ચંદ્ર' અને 'મહિનો' એ બેનો સંબન્ધ—વાચક શબ્દમાં તથા અર્થમાં—વિચારવાથી જણાઈ આવશે. '**मास**' '**मास्**' એ સંસ્કૃત શબ્દનો પ્રાથમિક અર્થ 'ચન્દ્ર' છે અને લાક્ષણિક (રૂઢ લાક્ષણિક) અર્થ 'મહિનો' છે. મહિના જેટલો કાળનો કકડો માપવાનું સાધન એક પૂર્ણ ચન્દ્ર અને બીજા પૂર્ણ ચન્દ્ર વચ્ચેના સમયમાં આધસહિતું અવલોકન

કરનારા આપણા પુરાણ પૂર્વજોને સહજ સૂઝ્યું. તેથી એક ચન્દ્ર=એક મહિનો એમ અર્થ થયો. અંગ્રેજી શબ્દ month નું મૂળ પણ ચન્દ્રના અર્થના moon શબ્દમાં આ રીતે છે. પરન્તુ એ શબ્દમાં moon નો વિકાર થઈને month થવાથી ચન્દ્રથી મપાયલો કાલ વિભાગ એમ સ્પષ્ટ થાય છે. તો પણ મહિનાના અર્થમાં moon શબ્દ પણ અંગ્રેજીમાં વપરાતો પ્રસિદ્ધ છે. 'વર્ષ' શબ્દનો અર્થ પણ આ રીતે જ આવ્યો છે, એક વર્ષા અને બીજી વર્ષા ઋતુ વચ્ચેનો કાલ વિભાગ એમ પ્રથમ અર્થ છે. 'શરદ્' શબ્દ પણ એ રીતે शतं जीवाम शरदः ઇત્યાદિમાં જોઈએ છિયે. અંગ્રેજીમાં પણ અમુક winters અથવા Summers એમ વર્ષના માપ માટે બોલાય છે. કાલ વિભાગ માપવાનું સાધન બાહ્ય સૃષ્ટિના બનાવોમાં સર્વત્ર છે. આ વાતને, કાનડી ભાષામાં 'હોત્તુ' શબ્દ 'સૂર્ય' તેમ જ 'દિવસ'ના અર્થમાં વપરાય છે તે વાતથી પુષ્ટિ મળે છે.

આ રીતે કાલમાપક સાધન એ કારણ હોવાને લીધે પ્રથમ અને મપાયલો કાલ વિભાગ તે કાર્ય હોવાને લીધે પછી એમ જ અર્થક્રમ સમ્ભવે, સ્વાભાવિક ક્રમ જ એ છે. તો પૂર્ણિમા શબ્દમાં મહિનાનો અર્થ પ્રથમ હોવાનો સમ્ભવ નથી જ, અને આપે કરેલા અનુમાનમાં તેમ થઈ જાય છે.

પ્રારસીમાં પણ 'માહ' શબ્દનો અર્થ 'ચન્દ્ર' તેમ જ 'મહિનો' બે છે; ત્હેનો પણ વિચારક્રમ એ જ પ્રમાણે હોવો જોઈએ. આમ હોવાનું એક બીજું કારણ એ છે કે સ્વાભાવિક રીતે મનુષ્યની બુદ્ધિ અમૂર્ત કરતાં મૂર્ત પદાર્થનું ઝટ ગ્રહણ કરી શકે છે.

સંસ્કૃતમાં पूर्णमास શબ્દનો પણ અર્થ પૂર્ણ ચન્દ્ર છે, પૂર્ણ મહિનો નહિ. दर्श पौर्णमास यज्ञ ( ઇષ્ટિ ) જે છે તે જોતાં પણ જણાશે કે दर्श તે ચન્દ્ર સૂર્યના સયોગનો સમય હોવાથી તે વખતે કરવાની ઇષ્ટિ અને पौर्णमास તે પૂર્ણ ચન્દ્રના સમયે કરવાના યજ્ઞનું નામ છે; મહિનો પૂર્ણ થયો એમ અર્થનો સંપર્ક છે જ નહિ.

આ ચર્ચા પ્રથમ દર્શને નિષ્પ્રયોજન લાગશે. પરન્તુ આપે કરેલા અર્થ ઉપરથી પ્રાચીન સમયમાં મહિનો પૂનમે પૂરો થતો ગણવાના રિવાજનું ઐતિહાસિક અનુમાન ફલિત કરવાનો પ્રયત્ન થયો છે તેથી આ

તર્કવાચસ્પતિ લખે છે કે, यथा मण्डलपूर्णत्वविवक्षया पूर्णिमाशब्दः प्रयुज्यते तथा मासपूर्णत्वविवक्षया पौर्णमासीशब्दः प्रयुज्यते। तदुक्तं भविष्योत्तरे—

पौर्णमासी महाराज सोमस्य दयिता तिथिः ।
पूर्णो मासो भवेद् यस्मात् पौर्णमासी ततः स्मृता ॥

એટલે 'પૂર્ણિમા, પૂર્ણમાસ્, પૂર્ણમાસ, પૌર્ણમાસી, વગેરે શબ્દોમાં ચન્દ્રની કળા પૂર્ણ થવાનો ભાવ છે, તેમ જ મહિનો પૂરો થવાનો પણ અર્થ રહેલો છે. આથી ચન્દ્ર મુજબ મહિના ગણીને જે દિવસે ચન્દ્રની કળા પૂર્ણ થાય તે જ દિવસે મહિનો પણ પૂરો થાય એવો વહિવટ જણાય છે. હજી કેટલેક ઠેકાણે પૂનમીઆ મહિના ચાલે છે તે એ વહિવટની સાક્ષી પૂરે છે. અમાવાસ્યા વિષે મિ. નરસિંહરાવ લખે છે તે અસમ્બદ્ધ હોવાથી તે વિષે અહિં વિવેચન કરવાની જરૂર નથી.

એડિટર.

---

# केळवणी खातानी खबरो.

## જાહેર ખબર.

(ઠ. નં. ૨૯૩૬ તા. ૮-૨-૧૯૦૦)

## સને ૧૯૦૦ ની પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષાઓ માટે પુસ્તકો.

### ઉત્તર ભાગ.

તા. ૧૭ મી જાન્યુઆરી ૧૮૯૫ના મુમ્બઈ સરકારી ગઝેટમાં પ્રસિદ્ધ કરેલા સુધરેલા ધારાઓ+ અને ત્યાર પછી થયેલા ફેરફારો* જે તા. ૧૧ મી ઓગસ્ટ ૧૮૯૮ ના મુમ્બઈ સરકારી ગઝેટના ૧ લા ભાગને ૭૨૦ મે

---

+ જુલાઈ સને ૧૮૯૫ના શાળા પત્રનાં પૃષ્ઠ ૨૧૪-૨૨૩ જુઓ.

* સપ્ટેમ્બર સને ૧૮૯૮ના શાળા પત્રનાં પૃષ્ઠ ૨૮૧-૨૮૩ જુઓ.

પાને પ્રસિદ્ધ થયેલા છે તે મુજબ સને ૧૯૦૦ના સપ્ટેમ્બર માસમાં થવાની પરીક્ષાઓ માટે નીચેના પુસ્તકો ઠરાવવામાં આવ્યા છેઃ—

૧ લો દરજ્જો.

(૧) ઇંગ્રેજી —ગદ્ય—સ્કોટ કૃત "આઇવ્હેનો."
પદ્ય—શેકસ્પીઅર કૃત "૮ મો હેન્રી."

(૨) ગુજરાતી—"બાળમિત્ર ભાગ ૧ લો."

(૨) ફ્રેન્ચ—'સુ વેસ્ટ્ર' કૃત 'ફિલોઝોફ સુલેત્વા'.

૨ જો દરજ્જો. (પરિશિષ્ટ અ.)

યોજના ૧ લી.

(૨) ઇંગ્રેજી—ગદ્ય—(૧) સર ડબલ્યુ લી વોર્નર કૃત "સીટિઝન ઓફ ઇન્ડિયા" પ્રકરણ ૧-૫, પૃષ્ઠ ૧-૭૬;

અથવા

ઇર્વિંગ કૃત "સ્કેચ બુક."

પદ્ય—"પેરેડાઇસ લોસ્ટ, સ્કન્ધ ૨જો;"

અથવા

કાઉપર કૃત "ટાસ્ક, સ્કન્ધ ૨જો."

(૩) ઉર્દુ—"બાગોબહાર, ૨ જો દર્વેશ."

યોજના ૨ જી.

(૨) ઇંગ્રેજી—ગદ્ય—ચેમ્બર્સ કૃત "એગ્રીકલ્ચરલ બાયોગ્રાફી," ૧ લો ત્રીજો ભાગ;

અથવા

શેક્સ્પીઅરમાંથી લેમ્બ કૃત વાર્તાઓમાંથી નીચેની:

"ટેમ્પેસ્ટ," આખી;
"ટાઈમન ઑફ આથેન્સ," આખી;
"ઓથેલો," આખી.

પદ્ય—ગોલ્ડસ્મિથ કૃત "ટ્રાવેલર;"

અથવા

સ્કૉટ કૃત "રોકબી," લીટીઓ ૧-૪૦૦.

(૩) ગુજરાતી—"નર્મગદ્ય," ૫ મી આવૃત્તિ, પૃષ્ઠ ૧-૧૯૭.

(૩) ઉર્દુ—"આબેહયાત," અથવા "તૉબતૂન નસૂહ."

૩ જો દરજ્જો (પરિશિષ્ટ ઘ.)

યોજના ૧ લી.

(૨) ઇંગ્રેજી—ગદ્ય—"રોબિન્સન ક્રૂઝો;"

અથવા

બનિયન કૃત "પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ."

પદ્ય—"સ્કૉટ કૃત માર્મિયન," લીટીઓ ૧-૪૦૦.

યોજના ૨ જી.

(૨) ગુજરાતી—કેળવણી ખાતાની "સાતમી ચોપડી," અને તે જ પુસ્તકમાંથી કવિતાની પહેલી ૩૦૦ લીટીઓનો સમજુતી સાથે મુખ પાઠ.

(૨) ઉર્દુ—આબેહયાત, અથવા મૌલ્વી નઝીર અહમદ કૃત તૉબતૂન નસૂહ.

ટીપ—મધ્ય પ્રાન્ત માટે જે પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે તે જ પુસ્તકો ઠાણા મધ્ય સ્થળના ઉમેદવારો માટે ઠરાવવામાં આવ્યાં છે.

અમદાવાદ, તા. ૧૬-૧૨-૯૯ — J. OLIVER, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

તેઓને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વે નો સર્વે ખર્ચ આપવામા આવશે

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતા કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યા માલ કયે રસ્તે અને કયાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાના ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણુ લખવુ

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કોપીબુકોની સાથે અમોએ




બીજી કોઈ પણ ગુજરાતી તથા અગ્રેજી બુકો સેકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણો કરી છે. એક વખત કામ પાડી જોવાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું

નોટપેઈડ કાગળ લીધામા આવશે નહિ

દસ્કત શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બંધબેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લન્ડથી મોટે ખર્ચે બનાવી મગાવી છે. એ સ્ટીલપેનો ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારસી લખવાને ઘણી સગવડ ભરેલી છે. દરેક બોકસમાં ડજન ૧૨ કિમ્મત રૂ. ૦ા વેલ્યુપેબલથી રવાના

બોકસ મંગાવનારને ખર્ચના રૂ ૦ા≈ વધારે લાગશે. ભૂલશો જતા નહિ. અને પૈસા પહેલા મોકલવાથી ૧ થી ૯ બોકસના ખર્ચના બે આના લાગશે.

આદરજી કાવસજી માસતર, દસતક શિક્ષક, કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા અને કમિશન એજન્ટ. ધોબીતળાવ મુમબઈ.

---

## મોતીલાલ મગનલાલ શાહ બુકસેલર અને સ્ટેશનર.

ઠે. રીચીરોડ ઉપર પોસ્ટ આફીસ સામે પુલ ઉપર; મુ. અમદાવાદ.

૧. થર્ડગ્રેડ અને પ્રવેશક પરીક્ષામાં બેશનાર ઉમેદવારોથી ઉપયોગી ઘણા ચાર્થી નીચેની ચોપડીઓ હાલમાં તેમના માલિકો પાસેથી લાટબંધ ખરીદીને, થોડા, નફે પણ બહોળા વકરે વધારે લાભ સમજી, જુજ નફાથી વેચવા માંડી છે; તે જાણ થવા આ નોટીસ કાઢવી પડીછે વાંચી જાહેર થએલા ઉમેદવારોએ પોતાના શાર્થીઓને ખબર આ પવી કે બીજેથી ખરીદતાં તેઓ ઠગાતા રહે.

૨. **अघरा दाखला** ૫. ના. ઠીનારી વાળા કૃત નવી આવૃત્તિ-મૂળ કી. રૂ. ૧-૦-૦ હાલમાં ૦-૧૩-૦; **सवालसंग्रह** થર્ડગ્રેડના તથા ગુજરાત રાજકોટ, વડોદરા ટ્રેનિંગ કોલેજના પ્રવેશકના સવાલ પત્રોનો સંગ્રહ-શાળાપત્રની સૂચનાથીજ કર્તાએ તે પ્રગટ કરી છે. મૂળ કી ૦-૫-૦ હાલમાં ૦-૪-૦; **भूमिति स्कन्ध १लाना मनोयत्ननो संग्रह** ગુ. ટ્રે. કોલેજના સંત વરસનો અનુભવથી રચનાર પી. ગો. મેહેતા. પરક્ષાગાં બુદ્ધિબળ જોવાને ભૂમિતિના સિદ્ધાંતો ઉપરથા બાહેરના સિદ્ધાંતો સિદ્ધ કરવાને આપવામાં આવે છે. તેવા સિદ્ધાંતોનો સંગ્રહ-મૂળ ઇંગ્રેજી ટેકસ્ટ બુક ઉપરથી આકૃતિ તથા સિદ્ધતા સાથે છપાએલછે મૂળ કી. રૂ. ૧-૪-૦ હાલમાં ૦-૧૨-૦; બેલસરે માસતર કૃત **हिंदुस्थाननी राज्यपद्धति** મોટી મૂળ કી. ૦-૮-૦ હાલમાં ૦-૪-૦ ઇ. ચારે સાથે, ઘટાડેલા કીંમતથી, પોણી કીંમતે આપવામાં આવેછે.

૩ **लेखां** આ. ૨. દેશાઇકૃત જે ટેકસ્ટબુક તરીકે ચલાવવાને સરકારે **मंजुर** કર્યાં, તેનો વહીવટ મારા પાસે છે. **कमिशन** જથાબંધ લેનારને વીસટકા.

૪. **तैयार** છે. સંસ્કૃત ગુજરાતી **मार्गोपदेशिका** સુધારા વધારા સાથે કી. ૦-૬-૦ **निबंध -रिपोर्ट**-દરેક જાતનો નિબંધ સારો રચતાં આવડે તેવો, સમજુતી, કી-ખુલાસાવાર નમુના સાથેઃ વ. સરકારી કે. ખા.એ **मंजुर** કર્યો છે. કી. ૦-૮-૦ પો.માફ **आंकनीचोपडी** નાના બાળકોને માટે મોટા મોટા જાડા અક્ષરમાં સારા કાગળમાં સફાઇબંધ. સો નંગની કીંમત ૦-૧૪-૦

૫. મું ઇ કે.ખ.એ **इनाम लायब्रेरि** માટે મંજુર કરેલા જે પુસ્તકો સામટાં ખરીદીને સારા કમિશને વેચવા કાઢયાંછે. તેની **यादी** તથા **कमिशन** ના ધારા લખી મોકલવામાં આવે છે. વળી **गुजरातट्रेनिंग कॉलेजमां चालती** તેમજ **इंग्रेजी गुजराती** શાળોપયોગી તમામ ચોપડીઓ પણ ફાયદેથી મળશે. **वैदक, कायदा विगेरे** પરચુરણ પુસ્તકોનું છેવટ કીંમત ભરેલું લીસ્ટ મફત.

---

# लेखां भाग ५

મુમબઈ ઇલાકાની તમામ નિશાળોમાં ચલાવાને ટેકસ્ટ બુકતરીકે મંજુર થએલાં,—પોતાની જવાબદારી સમજે છે. જે માસ્તરોની પોતાનાં શિષ્યોને શિખવવાની જ મરજીછે. અને કામનો ફંદો...

નથી તેઓ પોતાની નિશાળની દરેક કલાસમાં આજ ચોપડીઓ ચલાવીને પદ્ધતિ ગ્રહણ કરે છે—

આખું પુસ્તક જવાબસહિત, કાચાપુઠાનું રૂ ૦॥=॥; પાકાપુઠાનું રૂ ०॥॥; છૂટા ભાગ ૧; ૨, ૩, ૪, ૫, (કિંમત રૂ૦) ०॥. ०)⌐, ०)=, ०)=॥, ०)=,

## લેખનકળા કોપીબુકો.

### ગુજરાતી અને બાળબોધ છ નમ્બર.

**કેળવણી ખાતાના મેં. ડિરેક્ટર સાહેબે મુમ્બઈ ઇલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજુર કરી છે.**

કેળવણીખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણ હબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વે કોપીબુકો કરતાં ચઢીઆતી થવાની ખાત્રી થયા પછી, છપાવી બહાર પાડી છે સુજ્ઞ શિક્ષકો આગળ સેકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપીબુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જોગી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી વિચારોને ટેકો મળવા, અહિં મૂકવી વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કોપીબુકોની સફાઇને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજુએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે.

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાયછે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રૂજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઈ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેકડે ત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે અને ૨૦૦ કોપી લેનારને રેલવે ખર્ચ આપીશું: પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો સસ્તાઈ લઈ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—**આત્મારામ અને દલાભાઇની કમ્પની, રંગારી સ્ટ્રીટ, મુમ્બઈ.**

આત્મારામ અને દલાભાઇની કમ્પની વ. દલાભાઈ ઠાકોરદાસ દેસાઈ.

જજ અને, સુરત મ્યુનિસિપલ સ્કૂલ કમિટિના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સૂર્યરામ, ત્રિપાઠી, જુનાગઢ સ્ટેટના એજન્ટ.
રા. સા. રણછોડભાઇ ઉદયરામ, કચ્છના નાયબ દિવાન.
મર્હૂમ રા. બા. ભોળાનાથ સારાભાઈ.
રા. રા. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ.
ખા. સા. બમનજી એદલજી મોદી, એમ. એ, ડે'પુટી કલેકટર અને સ્કૂલ કમિટિના ચેરમેન, ભરૂચ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઈ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
શેઠ કેખસરૂ એદલજી મોદી, બી. એ, સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
મર્હૂમ રા.રા. કવિ નર્મદાશંકર લાલશંકર, ગો૦ તે૦ના ધર્મખાતાના માજી સેક્રેટરી.

## કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેક્ટરો.

રા. બા. મોતીરામ રાજારામ, માજી, ડે. એ. ઇ, સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઇ. અમદાવાદ
રા. સા. શિવરામ સદાશિવ નાડકરની, બી. એ; ડે. એ. ઇ. રત્નાગિરિ.
રા. સા. વ્રજરાય સન્તોકરાય દેસાઇ, બી. એ; માજી, ડે. એ. ઇ. મુમ્બઈ.
રા. સા. કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા, ડે. એ. ઇ; ઝાલાવાડ પ્રાન્ત, કાઠિયાવાડ.
રા. સા. હરિવલ્લભ મૂળજી વિજય, માજી, ડે. એ. ઇ, હાલાર પ્રાન્ત કાઠિયાવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ. ઇ, સોરઠ પ્રાન્ત કાઠિયાવાડ
ખા. સા. કરમઅલી રહીમઅલી નાનજીઆની બી. એ, ડે. એ. ઇ, ખેડા.
રા. સા. આર. એસ. તાકી, બી. એ; ડે. એ. ઇ, મસકી સ્કૂલ, મુમ્બઈ.
રા. સા. મનસુખલાલ મુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી. હાઈ કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
રા. સા. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.
શેઠ જહાંગીરજી હોરમજજી પન્થકી જી૦ દા૦ સ્કૂલના સેક્રેટરી.
રા. સા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ; જુનાગઢના નાયબ દિવાન.
રા. સા. મણિલાલ નભુભાઈ બી. એ૦ ભાવનગર કોલેજના માજી પ્રોફેસર
રા. સા. ગોવિન્દ બલવન્ત લપાટે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી

મુમ્બઈની જોઇન્ટ સ્કૂલ કમિટિના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી કોપીબુકો સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એજ કોપી વાપરવી

| | |
|---|---|
| મે. ડોક્ટર ટોમસ બ્લેની | મે. ક્રેટન જીઅરી |
| મે. કેખશરૂ નવરોજજી કાબરાજી | મે. પ્રોફેસર આર. જી. ઓકસનહામ |
| મે. અબદુલાં મીરઅલી ધરમશી | મે. કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ. |
| મે. ગણેશરામ નીલકંઠ નાડકરની. | |

મે. નવરોજજી નસરવાનજી વાડીઆ સી. આઈ. ઈ.
મે. ન્હાનાભાઈ નસરવાનજી સેક્રેટરી સ્કૂલ બોર્ડ

સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને સૌમાં શ્રેષ્ઠ લેખવેલી અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખાડેલી

| | |
|---|---|
| મે. રેવરન્ડ જે. સિંક્લેર | મે. ભાનુશંકર નારણશંકર |
| મે. મંછારામ ઘેલાભાઈ | મે. હરિલાલ ગુલાબરામ ધ્રુવ. |
| મે. સૈયદ મોલવી અબદુલ કાદર | મે. નનુમીઆં બશુમીઆં શેખ |

## પ્રોફેસરો, પ્રિન્સીપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ. માજી હેડમાસ્તર એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલ.
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ એલ. એલ. બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેક્ટર અને ગુજરાતકોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ ડોસાભાઈ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપાલ, સર. જ. જી. પા. ચે. ઇન્સ્ટિટયુશન, મુમ્બઈ.
ખા.બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કોલેજ.
શેઠ. એદલજી હોરમસજી તેમોટી, બી. એ; અમદાવાદ હાઈસ્કૂલ.
શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પૂના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ; હેડમાસ્તર ભરૂચ હાઈસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ ટ્રેનિંગ કોલેજ અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ.
મિ. વિલિયમ બીટી. બી એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કાલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઈસ્કૂલ.
શેઠ હોરમસજી જહાંગીર પ્રોપ્રાયટરી સ્કૂલના માલિક.
શેઠ. ફરામજી બમનજી મરચંટ બી. એ. ફોર્ટ હાઈ સ્કૂલના માલિક.
શેઠ. માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઈ સ્કૂલના માજી હેડમાસ્તર.
શેઠ બરજોરજી ખરશેદજી સંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક
શેઠ. જમશેદજી, ખંડુભાસ, બી. એ; ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો
શેઠ. માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ જૂનં.
રા. રા. એમ. એમ. બલસારી બી એ. માજી હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલરસ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ ઢણીબાઈ સ્કૂલ.
શેઠ. રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી. | શેઠ. ફકીરજી સોરાબજી મદ્રેસના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ બાધ્યારે. |
| મે. હરકિશનદાસ [illegible] | મે. આત્મારામ જેકિશનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મહેરવાનજી શોરાબજી દલાલ | મે. વ્રજલાલ પાનાચન્દ. |

મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતો:—રાસ્ત ગોફતાર, મુંબઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિન્દ ગુજરાતી, પંજદો પરસ્તઃ રિપન રિપોર્ટર, ઇન્ડીઅન રેપેક્ટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સુર્યપ્રકાશ, સુરત અખબાર, દેશમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

દસ્કતશિક્ષક કોપીબુકો નીચેલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ વેચાતી માલ મંગાવનારા માસ્તરો તથા બેપારીઓ જેઓ, એકમાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદે

# गुजरात शाळा पत्र.

પુસ્તક ૩૯ મું. એપ્રિલ ૧૯૦૦. અંક ૪ થો.


## मास.

ગયા માસમાં હમે સને ૧૮૯૮–૯૯ ની મુમ્બઈ ઇલાકાની કેળવણીની કેટલીક હકીકત આપી હતી આ વખત પ્રાથમિક કેળવણીને લગતી વિશેષ હકીકત આપીશુ. એ વરસમા મુમ્બઈ ઇલાકામાં પ્રાથમિક શાળાઓ અને તેમા ભણનાર વિદ્યાર્થીની સખ્યા નીચે મુજબ હતી —

| | છોકરાની નિશાળો | | છોકરીઓની નિશાળો. | |
|---|---|---|---|---|
| | નિશાળો. | વિદ્યાર્થી | નિશાળો. | વિદ્યાર્થી. |
| સરકારી | ૯ | ૯૯૩ | ૩ | ૪૩૬ |
| લોકલ બોર્ડની | ૩,૮૯૨ | ૨,૧૦,૮૨૬ | ૧૩૨ | ૫,૭૯૪ |
| મ્યુનિસિપલ | ૫૫૧ | ૫૬,૪૨૯ | ૧૬૩ | ૯,૨૮૧ |
| દેશી રાજ્યોની | ૨,૧૫૮ | ૧,૨૫,૫૦૧ | ૨૧૯ | ૧૪,૪૮૭ |
| મદદ લેનારી | ૧,૭૮૬ | ૫૭,૭૦૭ | ૨૨૭ | ૧૩,૫૯૨ |
| મદદ નહિ લેનારી | ૫૬ | ૩,૭૧૭ | ૧ | ૨૫ |
| કુલ | ૮,૪૫૨ | ૪,૬૫,૧૭૩ | ૭૪૫ | ૪૩,૫૭૪ |

પુરૂષોની કેળવણીને મુકાબલે સ્ત્રીઓની કેળવણી કેટલી ઓછી છે તે આ આકડાથી સ્પષ્ટ થાય છે પુરૂષોની કેળવણી પણ જોઈએ તેટલી પ્રસરી નથી. યૂરોપ અને અમેરિકામા સઘળી વસતીને માટે પ્રાથમિક કેળવણી અવશ્યની ગણાય છે, અને ઘણે ઠેકાણે તે ફરજીઆત પણ કરવામા આવી છે એકન્દર વસ્તીમાથી દર સેંકડે પન્દર જણ નિશાળે જવા લાયક ઉમ્મરના ગણાયા આવે છે તે રીતે ગણતા મુમ્બઈ ઇલાકામાં ભણવા લાયક અને ભણનાર છોકરાનું પ્રમાણ નીચે મુજબ નીકળે છે —

| | છોકરા. | છોકરીઓ. | કુલ. |
|---|---|---|---|
| નિશાળે જવા લાયક ઉમ્મરનાં છોકરાંની કુલ વસ્તી | ૨૦,૮૭,૨૦૪ | ૧૯,૫૭,૭૩૩ | ૪૦,૪૪,૯૩૭ |
| પ્રાથમિક નિશાળે ભણનાર છોકરાંની સંખ્યા | ૪,૬૫,૧૭૩ | ૪૩,૫૭૪ | ૫,૦૮,૭૪૭ |
| પ્રાથમિક નિશાળે નહિ જનાર છોકરાંની સંખ્યા | ૧૬,૨૨,૦૩૧ | ૧૯,૧૪,૧૫૯ | ૩૫,૩૬,૧૯૦ |

એટલે ભણવા લાયક ઉમ્મરની વસ્તી પૈકી સુમારે પાંચ લાખ એટલે આઠમા ભાગનાં છોકરાં પ્રાથમિક નિશાળે જાય છે. બાકીનાં પાંત્રીસ લાખ છોકરાં બિલકુલ કેળવણી લેતાં નથી. પ્રાથમિક કેળવણી લેનાર છોકરીઓની સંખ્યા છેક નહિ જેવી છે. આથી જણાય છે કે પુરૂષોની તેમ જ સ્ત્રીઓની કેળવણી પાછળ ઘણો વધારે શ્રમ લેવાની જરૂર છે. તે વિના દેશ આગળ વધવાની આશા રાખી શકાતી નથી.

---

સને ૧૮૯૮–૯૯ માં પ્રાથમિક કેળવણી પાછળ નીચે મુજબ ખરચ કરવામાં આવ્યો હતો:—

| | છોકરાની નિશાળો પાછળ રૂપિયા. | છોકરીઓની નિશાળો પાછળ રૂપિયા. | કુલ રૂપિયા. |
|---|---|---|---|
| . રકારી તીજોરીમાંથી | ૭,૪૮,૬૨૪ | ૭૫,૫૩૮ | ૮,૨૪,૧૬૨ |
| લોકલ ફન્ડમાંથી | ૭,૬૫,૯૮૦ | ૪૦,૪૮૦ | ૮,૦૬,૪૬૦ |
| મ્યુનિસિપાલિટીઓમાંથી | ૨,૬૪,૭૪૫ | ૬૩,૮૫૪ | ૩,૨૮,૨૯૯ |
| ફીમાંથી | ૩,૪૮,૦૫૮ | ૧૨,૯૬૬ | ૩,૬૧,૦૨૪ |
| બીજી ઉપજમાંથી | ૮,૩૫,૧૬૯ | ૨,૨૫,૨૮૧ | ૧૦,૬૦,૪૫૦ |
| કુલ | ૨૯,૬૨,૨૭૬ | ૪,૧૮,૧૧૯ | ૩૩,૮૦,૩૯૫ |

એટલે પ્રાથમિક કેળવણી માટે એકંદર સુમારે પોણી ચોત્રીસ લાખ રૂપિયાનો ખરચ થયો હતો, તેમાંથી સ્ત્રી કેળવણીને માત્ર ચાર લાખ રૂપિયા મળ્યા હતા. આ રકમ ઘણી જ જુજ છે. આના જેવું

એ છે, કે સ્ત્રી કેળવણી માટે ખાનગી ફન્ડોને અડધ કરતાં વધારે રકમ આપવી પડે છે, ત્યારે પુરૂષોની કેળવણીના ખરચનો મ્હોટો ભાગ સરકાર, લોકલ ફન્ડ, અને મ્યુનિસિપાલિટીઓ તરફથી પૂરો પાડવામાં આવે છે. ઉપર ભણવા લાયક ઉમ્મરની વસ્તીનો આંકડો આપ્યો છે તે સાથે મુકાબલો કરતાં જણાય છે, કે વીસ લાખ છોકરાની પ્રાથમિક કેળવણી માટે દર વર્ષે ઓગણત્રીસ લાખ રૂપિયા એટલે દર છોકરે સુમારે દોઢ રૂપિયો ખરચવામાં આવે છે, ત્યારે ઓગણીસ લાખ છોકરીઓ માટે સુમારે ચાર લાખ રૂપિયા એટલે દર છોકરીએ દર વર્ષે સુમારે સાડાત્રણ આના ખરચાય છે. સરકાર દર વર્ષે વસ્તીના દર છોકરાની પ્રાથમિક કેળવણી પાછળ સરેરાશ સુમારે સાડાપાંચ આના, અને દર છોકરીની કેળવણી પાછળ સુમારે આઠ પાઈ ખરચે છે.

---

ઉત્તર ભાગ અને કાઠીઆવાડની પ્રાથમિક નિશાળોની સંખ્યા નીચે મુજબ જણાય છે:—

| | ઉત્તર ભાગ. | કાઠિયાવાડ. | કુલ. |
|---|---|---|---|
| છોકરાની પ્રાથમિક નિશાળો | ૧,૮૫૭ | ૫૧૫ | ૨,૭૭૨ |
| છોકરાની સંખ્યા | ૧,૨૪,૨૫૧ | ૬૧,૮૦૪ | ૧,૮૬,૦૫૫ |
| છોકરીઓની પ્રાથમિક નિશાળો | ૧૯૪ | ૯૦ | ૨૮૪ |
| છોકરીઓની સંખ્યા | ૧૨,૮૧૨ | ૮,૧૯૦ | ૨૧,૦૦૨ |

ગુજરાતમાં પણ મરકીની અસર જણાઈ હતી, અને આગલા વરસને મુકાબલે વિદ્યાર્થીની સંખ્યા ઘટી હતી. કાઠિયાવાડમાં તેવી ઘટ પડી નહોતી. છતાં વસ્તી જોતાં પ્રાથમિક કેળવણી વધારવાને હજી ઘણું કામ કરવાનું બાકી છે. ડિરેકટર સાહેબ લખે છે કે, " પૈસાની છૂટ જોઈએ તેવી ન હોવાથી ગામડાંમાં કેળવણી કેવી રીતે વધારવી એ મ્હોટો સવાલ થઈ પડ્યો છે. હિન્દના બીજા ભાગોનાં કેળવણી ખાતાંના રિપોર્ટોથી જણાય છે, કે ત્યાં પણ તેજ મુશ્કેલી નડે છે. "

---

ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ પોતાના પ્રાન્તની પ્રાથમિક નિશાળોના સમ્બન્ધમાં નીચે પ્રમાણે લખે છે:—

" આપણી લોકલ બોર્ડની શાળાઓ લોકોને વધારે પસન્દ પડન્તી

જાય છે, તેનો પુરાવો એ છે કે બધા જિલ્લામાં ગામડાંના થોડા નવી નિશાળો માગે છે. થોડે ઠેકાણે લોકોની માગણી પૂરી પાડવામાં આવી છે, પણ ઘણે ઠેકાણે પૈસાની તંગીને લીધે તેમ બની શકયું નથી. સુરત સિવાય મરકી વાળા બધા જિલ્લામાં છોકરાની સંખ્યા ઘટી છે. સુરત જિલ્લામાં મરકીની ધાસ્તીથી સંખ્યા પર માઠી અસર થઈ નથી એ સન્તોષકારક છે. અમદાવાદ જિલ્લામાં મરકી નહોતી, ત્યાં નિશાળોની અને વિદ્યાર્થીઓની સંખ્યા વધી છે. આથી જણાય છે કે (આ વરસમાં) કેળવણીના વધારાને ધોકો પહોચાડનાર કારણ મરકી છે; આપણી કેળવણીની ખામીથી તેમ બન્યું નથી. મરકી બન્ધ થયેથી વિદ્યાર્થીની સંખ્યા પાછી વધશે એવી સમ્પૂર્ણ આશા છે. લોકલ બોર્ડની નિશાળોના જે મહેતાજીઓને મરકીના કામ પર મોકલ્યા હતા તે બધાએ મરકીના અમલદારોને સારી મદદ આપી હતી."

---

આ વિષય બન્ધ કરતાં મધ્ય ભાગના ઇન્સ્પેકટર સાહેબે કરેલી ટીકામાંથી થોડો ઉતારો કરીશું:

"ઘણું કરીને લોકલ બોર્ડની અને મ્યુનિસિપાલિટીઓની પ્રાથમિક શાળાઓમાં બહુ સારી રીતે કેળવણી અપાય છે તે જોઈ હું ચકિત થયો હતો. સિન્ધમાં આવી સારી નિશાળો મ્હેં જોઈ નહોતી. ખરેખરી ખરાબ જ કહેવાય એવી તો માત્ર એક બે જ નિશાળો મ્હારા જોવામાં આવી છે, ઘણી નિશાળો સાધારણ રીતે સારું કામ કરે છે, અને કેટલીક બહુ ઉત્તમ છે.

"ઘણી વખત બહુ મુશ્કેલીઓ છતાં આવું કામ દીઠામાં આવે છે, કારણ કે ગામડાના મહેતાજીને ગામ લોકો સાથે બહુ સમ્ભાળીને ચાલવું પડે છે. મ્હેં એક નિશાળ તપાસી તેનું મકાન ખરેખર ઘણું સારું હતું, છતાં તેની બાબતમાં વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. મ્હને કહેવામાં આવ્યું હતું કે બારણામાં અન્ધારું પડે છે, અને ત્યાં ભૂત રહે છે તેથી છોકરાં બ્હીએ છે. તજવીજ કરતાં પછી માલૂમ પડયું, કે એ મકાન એક વાણીઆ પાસેથી ભાડે રાખ્યું હતું, અને તે વાણીઆનું ગામના મુખી પાસે લ્હેણું હતું તેથી મુખી મકાન બાબત વાંધા કાઢતો

હતો. એક બીજા ગામમાં મહેતાજી ટપાલનું કામ કરતો હતો તેના ઉપર એક આગેવાન માણસે ખુલ્લો આરોપ મૂકયો કે તે મ્હારાં કાગળો ફોડે છે. તજવીજ કરતાં આ આરોપ કેવળ બિનપાયાદાર માલૂમ પડયો. ગામના આગેવાનોને કાંઈ લખવાનું હોય તે મહેતાજીએ લખી આપવું જોઈએ એવી આશા રાખવામાં આવે છે, અને વાર તહેવારે જો તે નિશાળનો સામાન વાપરવા ન આપે તો તે પાજી ગણાય છે. ટૂંકામાં મહેતાજી ગમે તેવો હુંશિયાર હોય, તોપણ બધાને ખુશ કરવાનું તેને મુશ્કેલ થઈ પડે છે.

"સારા મેહેતાજીથી નિશાળ સારી થાય છે તે મ્હને વારંવાર માલૂમ પડયું છે. મ્હેં કેટલીક નિશાળો જોઈ ત્યાંના મહેતાજીઓને મ્હોટો પગાર મળતો હતો, છતાં તેમની સુસ્તીથી આસિસ્ટંટો અને છોકરા પર માઠી અસર થયેલી દીઠામાં આવતી હતી. તેથી ઉલટું, સારા હુંશિયાર મહેતાજીઓના હાથ નીચે થોડા આસિસ્ટંટો હોવા છતાં તેમનું કામ ઘણું સારું જણાતું હતું. જો કે કોઈ કોઈ ઠેકાણે અપવાદો માલૂમ પડે છે, તોપણ એકન્દરે અન્ટ્રેન્ડ અને સર્ટિફિકેટ વગરના શિક્ષકો કરતાં ટ્રેન્ડ શિક્ષકો ઘણું સારું કામ કરે છે....

"મ્હારે અહિં કહેવું જોઈએ કે મ્હોટી નિશાળોના મહેતાજીઓની જગાઓ ભરતાં મ્હારા ડેપ્યુટીઓ ખરેખરી હુંશિયારી કરતાં જૂનવટ ઉપર વધારે ધ્યાન આપતા જણાય છે, વળી તેઓ ઘરડા માણસોને વધારે મુદ્દત રાખવાની મંજૂરી માગતાં અયોગ્ય દયા બતાવે છે, તેથી નિશાળો ખરાબ થાય છે, અને વધારે હુંશિયાર તથા સારું કામ કરનારા જુવાન માણસોને નાસીપાસ થવું પડે છે.

"ડેપ્યુટીઓ પોતાના તાબાની નિશાળોની હકીકતથી સારી પેઠે વાકેફ છે તે જોઈ મ્હને સન્તોષ થયો છે. જે ગામોમાં નિશાળો નહોતી છતાં ત્યાં તે હોવી જોઈએ એમ મ્હને લાગ્યું, ત્યાં તજવીજથી જણાયું, કે ઘણું કરીને તે દુકાળના કારણથી બન્ધ કરવી પડી હતી અને પાછી ઉઘાડવાને પૈસા નહોતા, અથવા ઘણી ધીરજ ભરી અજમાયશ પછી જ તે બન્ધ કરવામાં આવી હતી. એક જ મ્હોટા ગામમાં લોકોની ઇચ્છા

છતાં નિશાળ નીકળી નહોતી, પણ ત્યાંના લોકો એવા આળસુ કે અજ્ઞાન હતા કે તેમણે તે પાછી ઉઘાડવાને અરજી કરી નહોતી.

" જે મ્યુનિસિપલ શાળાઓ મ્હેં જોઈ તેમાં ધુળીઆ, શોલાપુર, અને અહમદનગરની નિશાળો બહુ ઉત્તમ પ્રકારની હતી. અહમદનગરની પહેલા નમ્બરની નિશાળના હેડ માસ્તરે પોતાની નિશાળ તથા આસિસ્ટંટોને પૂર્ણ વ્યવસ્થામાં રાખ્યા હતા.

" જે કન્યા શાળાઓ મ્હારા જોવામાં આવી તેમણે મ્હને તેટલો સન્તોષ આપ્યો નથી. શોલાપુર અને ધુળીઆની કન્યા શાળાઓ ટ્રેન્ડ સ્ત્રી શિક્ષકોના હાથ નીચે સારી હાલતમાં છે .....પણ કન્યા શાળાઓમાં ઘણું કરીને પહેલાથી ચોથા ધોરણ સુધી માત્ર બે બે ત્રણ ત્રણ છોડીઓ જોવામાં આવે છે, બાકીની સઘળી બાળ વર્ગમાં હોય છે, અને તે કાંઈ શીખતી જણાતી નથી. ઘણું કરીને મ્હોટાં શહેરો સિવાય બીજે ઠેકાણે છોકરીઓ સચવાય તે હેતુથી મા બાપો તેમને નિશાળે મોકલતાં હોય તેવું લાગે છે.

" મરાઠી નિશાળોને મુકાબલે ઉરદુ નિશાળો બહુ નબળી સ્થિતિમાં જોવામાં આવે છે......

" હલકી વર્ણની નિશાળો તથા વર્ગોની સ્થિતિ પણ બહુ સારી નથી. આ પ્રકારની સારામાં સારી નિશાળો પૂના જિલ્લામાં છે, કારણ કે ત્યાંના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર રા. સા. કેળકર મહાર અને બીજા લોકો નિશાળે આવે તે માટે વ્યવસ્થિત પ્રયત્ન કરે છે. છતાં અહિં પણ જોઈએ તેવા લાયક શિક્ષકોની ખોટ માલૂમ પડે છે. હલકી વર્ણના વર્ગને પત્રક બાંધી આપ્યું, અને વર્ગ તરફ કોઈ કોઈ વાર નજર કરી એટલે પોતાની ફરજ પૂરી થઈ, એમ ઊંચી વર્ણના ઘણા હેડ માસ્તરો સમજતા લાગે છે. મ્હારા વિચાર પ્રમાણે તેઓએ એ વર્ગોના કામ ઉપર બારીક દેખરેખ રાખવી જોઈએ, કોઈ કોઈ વખત તેમને પોતે જાતે શિખવવા જોઈએ, અને કલાકો નીમી તે વખતે પોતાના આસિસ્ટંટોને શિખવવા મોકલવા જોઈએ......હલકી વર્ણોની કેળવણીના સમ્બન્ધમાં પાદરીઓ ઘણું સારું કામ કરતા માલૂમ પડે છે.

"પૂના જિલ્લામાં અમેરિકન મિશનની નિશાળો મિ. વિનસરની ગેરહાજરીને લીધે નબળી સ્થિતિમાં આવેલી જણાય છે........નગર શહેર અને જિલ્લામાં આ મંડળીની છોકરા તથા છોડીઓની નિશાળો ઘણી સારી હાલતમાં છે. પણ મિ. બિસલ મ્હને જણાવે છે કે હલકી વર્ણના લોકોના વિચાર બહુ વિચિત્ર છે. તેઓ દેશી ખ્રિસ્તીઓને બહુ ધિક્કારે છે, મિશનની શાળામાં આવવાથી પોતે કાંઈ ઉપકાર કરતા હોય એમ ધારે છે, અને તે બદલ મિશનવાળાએ તેમની બધી અરજીઓ મફત લખી આપવી જોઈએ એવી આશા રાખે છે......

"આ લખાણ બન્ધ કરતાં મ્હારે કહેવું જોઈએ કે શોલાપુરની મોરારજી ગોકળદાસની મિલના વહિવટદાર મિ. વીરચંદ દીપચંદનો પરોપકાર બહુ જાણવા જેવો અને દીર્ઘ દૃષ્ટિવાળો છે. તેમણે મિલને લગતા એક મ્હોટા ઓરડામાં મફતની નિશાળ સ્થાપી છે. મજૂરો જ્યારે મિલમાં કામ કરે છે, ત્યારે તેમના છોકરા તથા છોકરીઓ નિશાળમાં મફત ભણે છે. નવ વરસની ઉપરનાં છોકરાંને ભણવા ઉપરાન્ત થોડું શીવણ, સુતારી કામ, તથા લુહારી કામ શિખવવામાં આવે છે. આથી તેઓ જ્યારે મિલમાં દાખલ થવા જેવી ઉમ્મરનાં થશે ત્યારે ઘણા સારા મજૂર નીવડશે. એવી આશા રાખવામાં આવે છે કે મજૂરો વધારે સુખી અને હુંશિયાર થવાથી મિલના માલેકોને પોતાની ઉદારતાનો બદલો મળી રહેશે."

---

સને ૧૮૯૮–૯૯નો રિપોર્ટ બન્ધ કરતાં મહેરબાન ડિરેકટર સાહેબ લખે છે કે, "એક પછી એક ત્રણ દુઃખનાં વરસોના રિપોર્ટ કરવાનું મ્હારે નસીબે આવ્યું છે. કોઈ કોઈ વાર આપણી કેળવણીની પદ્ધતિના સંગીનપણા વિષે શક લઈ જવામાં આવે છે, પણ જ્યારે મરકીના કારણથી વરસ આખરે ૬૯૩ નિશાળો બન્ધ પડેલી જોઈએ છીએ, તથા ઇલાકાના એક જ પ્રાન્તમાં જ્યારે ૨૦૦૦ વિદ્યાર્થીનાં મરણ થયેલાં માલૂમ પડે છે, ત્યારે ટીકા કરવાનો માગ રહેતો નથી. આ ભયંકર દુઃખોનો પાર ક્યારે આવશે તે કહી શકાતું નથી, અને હાલ જે વખત હું આ

લીટીઓ લખું છું તે વખતે પાછલી કરતાં પણ વધારે ભય ભરી મરકીથી પૂના અને બેલગામની નિશાળો બન્ધ થતી જાય છે. આવી સ્થિતિમાં આશાની વાત કરવી એ નિરર્થક છે, પરન્તુ લોકોનાં ભયંકર દુઃખો વખત તેમને માટે દિલસોજી બતાવ્યા વિના, તથા જે ધીરજથી તેમણે એ દુઃખો સહન કર્યાં છે તે ધીરજનાં વખાણ કર્યા વિના હું આ રિપોર્ટ બન્ધ કરી શકતો નથી. જેમને કેળવણી સાથે પ્રત્યક્ષ સમ્બન્ધ છે તેઓ ખાસ કરીને દિલસોજીને પાત્ર છે, કારણ કે નિશાળો ખાલી થવાથી તેમાંના ઘણાની રોજી બન્ધ થઈ છે. બીજા જે માણસો પગારના સમ્બન્ધમાં વધારે નસીબદાર છે, તેમને ભણાવવાનું શાન્ત કામ છોડીને મરકી ઉપર દેખરેખ રાખવાનું જોખમ ભર્યું કામ લેવું પડ્યું છે, અને ઘણાને નિશાળો પાછી ઉઘડી છોકરા ભરાવાથી ભવિષ્યની સારી આશાઓ બાંધતાં બાંધતાંમાં જ પોતા ઉપર તથા પોતાની નિશાળો ઉપર થયેલા મરકીના પહેલાં કરતાં વધારે સખત ઝપાટાનો કડવો અનુભવ લેવો પડ્યો છે.

"શિક્ષકો તથા વિદ્યાર્થીઓએ શાન્ત ધીરજ તથા આશા ભરી હિમ્મતથી પોતાનાં દુઃખ સહન કર્યાં છે, તેથી હું એમ માનવાની હિમ્મત કરું છું, કે આ સહનશીલતા કેટલેક અંશે જે કેળવણીની પદ્ધતિ તેઓ ચલાવે છે તથા જે બન્દોબસ્તમાં તેઓ ઉછર્યા છે તેનું પરિણામ છે."

---

ઇંગ્લાન્ડમાં સ્કૂલ મિસ્ટ્રેસ નામે એક કેળવણીને લગતું પત્ર દર અઠવાડીએ પ્રસિદ્ધ થાય છે. તેના એડિટર તા. ૧ ફેબ્રુઆરીના અંકમાં લખે છે, કે હમણાં હમારી પાસે એટલા બધા વિષયો એકઠા થયા છે કે લખનાર ગૃહસ્થોએ હાલ થોડા દિવસ વધારે વિષયો મોકલવાનું મોકૂફ રાખવાની મહેરબાની કરવી.

હિન્દના કોઈ પત્રને આવું કહેવાનો વખત આવે છે?

---

હાલમાં દક્ષિણ આફ્રિકામાં ઇંગ્લાન્ડ અને ટ્રાન્સવાલ વચ્ચે લડાઈ ચાલે છે તે સર્વેને ખબર છે. ઇંગ્લાન્ડની એક ટ્રેનિંગ કૉલેજમાંથી પાસ થઈ થોડી મુદ્દતથી પ્રાથમિક મહેતાજી થયેલો એક ગૃહસ્થ પોતાની અજમાય-

શની મુદત પૂરી થયા પહેલાં સ્વદેશ તરફથી લઢવા જવાને તૈયાર થયો છે. ઇંગ્લાન્ડની સરકારે તેને તેમ કરવાની રજા આપી છે, અને કેળવણી ખાતાએ તેને ખબર આપી છે, કે તેની અજમાયશની મુદત પૂરી થઈ નથી, છતાં યોગ્ય વખતે તેને તેનું ટ્રેનિંગનું સર્ટિફિકેટ આપવામાં આવશે.

---

લન્ડનના સ્કૂલ બોર્ડે પણ પોતાના તાબાના શિક્ષકોને સદરહુ લઢાઈમાં જવા દેવાની રજા આપી છે. લઢાઈની દરમ્યાન તેમનો પગાર, ખોરાક, વગેરે લશ્કરી ખાતા તરફથી મળે છે, પરન્તુ જો તેઓ પરણેલા હોય તો તેમનાં બૈરાં છોકરાંના પોષણ માટે સ્કૂલ બોર્ડ તેમના પગારના ત્રીસથી પચાસ ટકા જેટલી રકમ આપવાનો ઠરાવ કર્યો છે. લન્ડનના પાંચ આસિસ્ટંટ માસ્તરો આ ઠરાવનો લાભ લઈ સ્વદેશ તરફથી લઢાઈમાં ગયા છે.

---

દેશાભિમાનનું એક બીજું દૃષ્ટાન્ત એજ્યુકેશનલ રિવ્યુ નામના પત્રનો કેમ્બ્રીજનો ખબર પત્રી આપે છે. તે પોતાના ફેબ્રુઆરી માસના પત્રમાં આ મુજબ લખે છે: "ઈમેજી મહારાજ્યના બીજા બધા ભાગની પેઠે યુનિવ્હર્સિટીઓનાં મન પણ દક્ષિણ આફ્રિકામાં ચાલતી મ્હોટી લઢાઈમાં એટલાં ગુંથાઈ ગયાં છે, કે બીજું કાંઈ વિચારવાનો વખત રહેતો નથી. યુનિવ્હર્સિટીના પણા જૂના વિધાર્થીઓ લઢાઈમાં સામેલ થયા છે, અથવા ત્યાં જવાને નીકળી ચૂક્યા છે. હાલના જુવાન વિધાર્થીઓમાંથી પણ કેટલાક ખુશીથી લઢાઈમાં દાખલ થવાને તૈયાર થયા છે, અને તેમની એક કમ્પની ગયા મંગળવારે આફ્રિકા જવાને ઉપડી ગઈ છે. યુનિવ્હર્સિટીના સત્તાધીશોએ ઠરાવ્યું છે, કે આ દેશાભિમાની વિધાર્થીઓને ડિગ્રી મેળવવામાં હરકત ન આવે તેવો બન્દોબસ્ત કરવામાં આવશે."

આવી રીતે સર્વત્ર દેશાભિમાનની લાગણી કેળવવાથી અને દેશની સેવામાં જીવ પણ આપવાને તૈયાર થવાથી જ દેશ મ્હોટાઈ પામે છે.

---

# યૂરોપની શાળાઓ.

( ચાલુ પૃષ્ઠ ૭૬ થી. )

## ૧૦. એક સુન્દર ચિત્ર.

પચીસ વરસ ઉપર જે સ્થળમાં મ્હેં શિક્ષણનો પહેલો અનુભવ મેળવ્યો હતો ત્યાં એક વાર ફરીથી જવાનું મ્હને મન થયું. તે એક ન્હાનું ગામડું છે, અને તેની આસપાસ બે તરફ થોડે છેટે બે કારખાનાંવાળાં નગરો આવી રહ્યાં છે. એ ગામડામાં માત્ર ખેડુત લોકોની વસ્તી છે, અને તેઓ શાક ભાજીની વાડીઓ કરે છે. દરેકની પાસે સરેરાશ દસ પન્દર એકર જમીન છે. પાછલાં પચીસ વરસમાં આ ગામમાં જાણવા જોગ ફેરફાર થયો નથી. નિશાળની આગળ તે વખત જે ભાગેલું પીંડીનું પડ પગથીઆનું કામ કરતું હતું તે હજી પણ ત્યાં જ પડેલું છે, અને પહેલાંની પેઠે આજ પણ તેના બાકામાંથી ઘાસ ઊગી આવેલું જણાય છે. નિશાળનું મકાન પહેલાં જેવું જ, કદાચ તેથી જરા વધારે જીરણ છે. દેવળના મિનારાનો કાંઈક સુધારો થયો છે, થોડાં નવાં ઘર બન્ધાયાં છે, અને બીજાં સમરાયાં છે. તે જ સુન્દર લિન્ડનનાં ઝાડો હજી નિશાળના વાડામાં છાયા આપે છે, અને ખરેખર જ્યારે નજીકનાં બે નગરોમાં કારખાનાં વધવાથી પચીસ વરસમાં વીસથી વધીને એંશી હજાર માણસની વસ્તી થઈ છે, ત્યારે આ રમણીય ગામ તેટલી લાંબી મુદ્દત સુધી ઊંઘતી સુન્દરીની નિદ્રામાં પડેલું જણાય છે.

મ્હારા વખતમાં જે ચીડીઆ સ્વભાવનો મુખ્ય શિક્ષક હતો, અને જેનાથી હું બેજાર થયો હતો, તેનાથી જુદા જ સ્વભાવનો માણસ હાલ તે જગાએ છે. જર્મનીમાં ગામડાના મહેતાજીની જીંદગી કેવી શાન્ત હોય છે, તેની અમેરિકાના માણસને કલ્પના પણ આવી શકતી નથી. જર્મન શિક્ષકની જગા કાયમ હોય છે. તેની પોતાની ગેરવર્તણૂક અથવા કામની ભારે ગફલત વિના તેને કોઈ કાઢી મૂકતું નથી. તેને મકાન ભાડું આપવાનું હોતું નથી. તે નિશાળના ઉપલા મેડામાં રહે છે, અને ત્યાં પાંચથી આઠ એકર સુધી તથા ઘણું કાતરીઉ તેના કબજામાં હોય છે. ઘણું

કરીને એક મ્હોટી વાડી પણ તેના કબજામાં હોય છે. ઉપર કહેલા ગામના હાલના મહેતાજીની હવે વાત કરીએ.

આ શિક્ષકની જીંદગી ઘણી સુન્દર નમૂના લાયક જણાય છે. તેના જુવાન આસિસ્ટંટો તેને પૂજે છે, તેના શિષ્યો તેને ચાહે છે, અને ગામના લોકો તેને ઘણું માન આપે છે, તેની ડહાપણ ભરી સલાહ પૂછે છે, તથા તે સલાહ અક્ષરે અક્ષર માને છે. ગામના દરેક ઘરમાં તેને સારો આવકાર મળે છે. ફુરસદના વખતમા તે બાગનું કામ કરે છે, અને તેનો ખાસ શોખ ગુલાબ વાવવાનો છે મ્હારી જીન્દગી દરમ્યાન મ્હેં ઘણાં સુન્દર ગુલાબ જોયા છે, અને ગુલાબ ઉછેરવાનું થોડું કામ મ્હેં જાતે પણ કર્યું છે. પરન્તુ મ્હેં આ માણસની ધીરજ તથા મહેનતનું ફળ જોયું ત્યારે મ્હારા અચમ્બાનો પાર રહ્યો નહિ. તેની વાડીમા હજારો જાતનાં ગુલાબ થયાં છે, અને તે સેંકડો રગ અને સેંકડો કદનાં છે.

તેના જુવાન આસિસ્ટંટો તથા ઉપલા વર્ગના શિષ્યો તેના ફૂલ ઉછેરવાના કામમાં તેને દિલોજાનીથી મદદ કરે છે, એટલે તેને માત્ર સૂચનાઓ કરવાનું તથા દેખરેખ રાખવાનું જ કામ બાકી રહે છે. પણ હું પ્રથમ શિક્ષક અને પછી બાગવાન છુ એવું તે કદી ભૂલતો નથી. **પહેલી ફરજ, અને પછી શોખ.** એ માણસ સુમારે પચાસ વરસની ઉમ્મરનો છે અને હજી પરણ્યો નથી.

---

## ૧૨. હરબાર્ટ વિરૂદ્ધ પેસ્ટેલોઝાઈ.

હાલમાં જર્મનીમાં મહા શિક્ષા ગુરૂ હરબાર્ટ અને પેસ્ટેલોઝાઈના અનુયાયીઓની વચ્ચે ભારે ઝઘડો ચાલે છે. આ ઝગડાથી નુકસાન કરતાં ફાયદો થવાનો સમ્ભવ વધારે છે. બન્ને પક્ષો કેટલી આતુરતાથી એ ઝઘડામાં ઉતરે છે તેનો બહારના લોકોને તો ખ્યાલ પણ આવે તેમ નથી. ડ્રીનિશ પ્રશિયામાં હરબાર્ટના પક્ષના શિક્ષકો સભાઓ ભરે છે, અને તેનાં તથા તેના શિષ્ય ઝિલરનાં મૂળતત્વો તથા પદ્ધતિઓનું વિવેચન કરે છે. ચોપડીઓ વેચનારની દુકાનો પર એ વિષયની પુષ્કળ ચોપડીઓ, ચોપાનીઆં, વગેરે મળે છે. બીજા પ્રાન્તોમાં, ખાસ કરી

થુરિંજીઆ અને સેકસનીના પ્રાન્તોમાં પણ શિક્ષકોનાં મનમાં આ વિષય ઘોળાય છે.

હું હરબાર્ટ પક્ષની એક સભામાં ગયો હતો, ત્યાં દસથી વધારે શહેરોના શિક્ષકો હાજર થયા હતા. હરબાર્ટના માનસ શાસ્ત્ર તથા ઝિલરની શિક્ષણ પદ્ધતિ વિષે જે ઊંડા વિચારવાળું વિવેચન ચાલ્યું તેથી હું ઘણો ચકિત થયો. આ વિવેચન સાંજના ત્રણથી આઠ વાગ્યા સુધી એટલે પાંચ કલાક પહોંચ્યું હતું. મ્હને ખાસ ખુશી થવા જેવું એ લાગ્યું, કે ચર્ચાના દરમ્યાન સામા પક્ષના કોઈ માણસનું ભૂંડું બોલવામાં આવ્યું નહિ, તેમજ પેસ્ટેલોઝાઈ કે બીજા કોઈ કેળવણીના સુધારક માટે અપમાનનો એક શબ્દ પણ કોઈના મ્હોમાંથી નીકળ્યો નહિ. સભા પૂરી થયા પછી હું ચોપડી વેચનારની દુકાનમાં પેઠો, અને ત્યાં ચર્ચાતા વિષય ઉપર તરત પ્રસિદ્ધ થયેલાં સાઠથી વધારે પુસ્તકો, ચોપાનીઆં, મનોપત્ન પોથીઓ, વગેરે જોઈ મ્હને ઘણો રસ ઉત્પન્ન થયો. એ દુકાનમાંથી બગલમાં માય તેટલાં પુસ્તકો તથા ચોપાનીઆં ખરીધા વિના મ્હારાથી રહેવાયું નહિ, અને તેથી મ્હારા ગજવામાંથી સુમારે પચીસ રૂપિયા ઓછા થયા.

અમેરિકાના હજારો શિક્ષકોનાં મન ઘોર નિદ્રામાં પડ્યાં છે. ઘણા કેળવણીનું કોઈ વર્ત્તમાન પત્ર પણ વાંચતા નથી, શિક્ષણ સમાજોમાં તેમને કાંઈ બોલવાનું જડતું નથી, નિબન્ધકારો તેમને શીખામણો આપે છે તે માત્ર તેઓ સાંભળી રહે છે, તથા નિશાળમાં તેમને હુકમ કરવામાં આવે તેટલું જ તેઓ કરે છે. આ બધી વાતનો હું જ્યારે વિચાર કરું છું, અને જર્મનીના શિક્ષકો જે સાહિત્ય ચર્ચા ચલાવે છે તથા શાસ્ત્રીય વાદ વિવાદોમાં ભાગ લે છે તે જોઉં છું, ત્યારે મ્હને ખેદ થયા વિના રહેતો નથી.

---

## ૧૨. જર્મનીના શિક્ષકોની પરોણા ચાકરી.

ધનસાકની ખાતર મ્હારે કહેવું જોઈએ, કે જર્મનીના શિક્ષકોમાં હું જેટલો પરોણા ચાકરીનો વહિવટ જોઉં છું, તેટલો અમેરિકા સિવાય બીજા કોઈ દેશમાં મ્હેં જોયો નથી. અમેરિકામાં હું ઘણો ફર્યો છું,

અને ફ્રાન્સ, હોલાન્ડ, તથા જર્મનીમાં પણ મુસાફરી કરવાથી બધા દેશોના રિવાજોનો મુકાબલો કરવાનો મ્હને પ્રસંગ મળ્યો છે. તેથી હું કહી શકું છું કે અમેરિકામાં પરોણા ચાકરીનો રિવાજ ઘણો છે. જર્મનીમાં પણ હું જ્યાં જ્યાં જાઉં છું, ત્યાં ત્યાં શિક્ષકો અમેરિકાના જેવી જ મ્હારી પરોણા ચાકરી કરે છે.

---

## ૧૩. જડપણા સામે ઝઘડો.

સ્થળ હેમ્બર્ગની નિશાળનો એક વર્ગ. પાઠ બીજ ગણિતનો. શિક્ષક મધ્યમ વયનો, ધીરજવાન, ફિકરથી કરમાયલા ચહેરાવાળો, પણ ઘણી તીક્ષ્ણ આંખોવાળો, તથા ગણિતવેત્તા માટે કહેવાતા ચોખંડા કપાળવાળો. એક વિદ્યાર્થી ઘણો જડ બુદ્ધિનો જણાય છે. "જડતાને દેવો પણ હરાવી શકતા નથી" એવું જ્યારે શિલર કવિએ કહ્યું ત્યારે કદાચ આવો માણસ તેના ધ્યાનમાં હશે. + ૬ અને—૧૦ ની વચ્ચેનો તફાવત ૧૬ થાય એ આ વિદ્યાર્થીથી સમજાતું નહોતું. શિક્ષકે દસ લખોટા રમતમાં હારીએ અને ૭ ગજવામાં હોય તેનું દૃષ્ટાન્ત આપીને સમજાવવા માંડ્યું. છોકરાએ કહ્યું કે એ બે રકમોનો સરવાળો ૧૬ થાય, પણ તફાવત ૧૬ કેમ થઈ શકે ? તફાવત ૪ થવો જોઈએ. છોકરો તફાવત અને બાકીની રકમ એ બેને ગુંચવતો હતો.

મ્હને શિક્ષકની દયા આવી, અને આ જડતાની સામે તેણે જે બાથ ભીડી હતી તેનું પરિણામ શું આવે છે તે જોવાને હું ઊભો રહ્યો. શિક્ષકે ઊંચું જોયું, ઓરડામાં આસપાસ નજર ફેરવી, ઉષ્ણતામાપક યન્ત્ર ભીંતે લટકતું હતું તે તરફ એ દોડ્યો, તે લીધું, અને વિજયની આશાથી ચળકતી નજરે જડતા ઉપર છેલ્લો ઘા કર્યો. તેણે ઉષ્ણતામાપક યન્ત્ર છોકરાના હાથમાં આપ્યું, અને તેમાં શૂન્ય ઉપર ૬ અંશ તથા શૂન્ય નીચે ૧૦ અંશ ખોળાવી તે બે વચ્ચેનો તફાવત કાઢવા કહ્યું. હવે છોકરો સમજ્યો કે + ૬ અને — ૧૦ નો તફાવત ૪ નહિ પણ ૧૬ થાય છે. આ છેલ્લા ઘાથી જડતાનો પરાજય થયો. વધારે પ્રશ્નોથી જણાયું કે છોકરાએ આ વાત પાકી ગ્રહણ કરી છે. શિક્ષણમાં વસ્તુના પ્રદર્શનની કેવી

બેદરકાર શિક્ષક જાણવો. ચતુર શિક્ષક ઘણું કરીને પોતે કાંઈ જ નહિ કહે, પણ એવા પ્રશ્ન પૂછશે કે છોકરાંને સઘળી હકીકત પોતાની મેળે ખોળી કાઢીને કહેવાની જરૂર પડે. આમ કરવાથી છોકરાંની અવલોકન કરવાની તથા પોતાના વિચાર કહી બતાવવાની શક્તિ વધે છે, અને તેઓ પોતે જે શોધી કાઢે છે તે તેમને વધારે સારું યાદ રહે છે: આથી શિક્ષક પોતે કહી દેવા કરતાં છોકરાં પાસે ખોળાવવાની પદ્ધતિ વધારે લાભકારી છે.

**બાળ વર્ગમાં સ્લેટો બન્ધ કરી**—ઇંગ્લાંડમાં બાળકોને સ્લેટો, ચોપડીઓ, વગેરે સાંહિત્ય નિશાળને ખરચે પૂરું પાડવામાં આવે છે: સ્લેટોના સમ્બન્ધમાં એક સ્ત્રી શિક્ષક લખે છે કે, "ગઈ સાલ બાળકોમાં ઘણો રોગ ચાલતો હોવાથી હમને દાકતરો તરફથી સલાહ મળી કે સ્લેટોનો ઉપયોગ સમૂળગો બન્ધ કરવો. તે પહેલાં જ હમે છોકરાંની થૂંક વડે સ્લેટો સાફ કરવાની ગંદી ટેવ નિર્મૂળ કરી હતી, અને છોકરાં પાસે ન્હાની સીસીઓમાં ભીનાં ચીથરાં રખાવી તે વડે સ્લેટો સાફ કરવાનો વહિવટ પડાવ્યો હતો. છતાં હજી સ્લેટો બદલાવાથી રોગનાં જન્તુઓ એક છોકરેથી બીજે છોકરે જવાનો વહેમ કાયમ રહ્યો હતો. હમે દાકતરની સલાહ કબૂલ કરી, અને એક વરસ સુધી સ્લેટોના બદલામાં પુષ્ટિ પત્ર સાથે કાગળ અને સીસાપેનનો ઉપયોગ કર્યા પછી હમને આ નવો વહિવટ બહુ પસન્દ પડયો છે.

(૧) સ્લેટો વહેંચતાં તે પડવાથી, અથવા પેનં વડે લખતાં પહેલાં જે ખડખડાટ અને અવાજ થતો હતો તે હવે થતો નથી.

(૨) સ્લેટો કરતાં કાગળના ઉપયોગથી ખરચમાં નહિ જેવો જુજ વધારો થયો છે.

(૩) શરૂથી જ છોકરાં કલમ પકડવાની સ્હેલી સ્વાભાવિક રીત શીખે છે, અને પથ્થર પેન સખત પકડવાની ટેવ પડતી નથી, એટલે એક વાર શીખેલું પાછું ભૂલવાની જરૂર રહેતી નથી. આથી પકડવામાં નાજુકપણું શીખાય છે.

(૪) કાગળ ઉપર એક વાર લખ્યું. તે છેવટ સુધી કાયમ રહી દેખાયા

કરે છે, અને ભૂલ હોય તો તે ઉપર શિક્ષકના રાતા લીટા પડે છે, તેથી શરૂથી જ છોકરાં વિચારીને ખરું લખવાનો પ્રયત્ન કરે છે.

(૫) ભૂસવાની ટેવ સમૂળગી બન્ધ થઈ છે, અને શિક્ષક પાટીઆ ઉપર લખે તે જોઈ તપાસીને પછી જ છોકરાં સમ્ભાળથી કાગળ ઉપર કોપી લખે છે.

(૬) કાગળ ઉપર કામ કરાવવા માંડયા પછી ભૂસવાનું મળતું નથી; એટલે વર્ગશિક્ષક પણ બહુ સમ્ભાળથી અને ધીમે ધીમે કામ કરાવે છે, તથા દેખરેખ વધારે રાખે છે. આ રીતે કામ ધીમે થવાથી વધારે સારું થાય છે. " થોડું પણ સારું " એ કહેવત મુજબ હવે કામ ચાલે છે.

(૭) સ્લેટમાં લખવાનો વહિવટ હતો ત્યારે ઘણી વાર બગડેલું ભૂશી નાંખીને છેવટે જે સારું લખાયું હોય તે જ તપાસનારને જોવા મળતું હતું. હવે કાગળ ઉપર લખવાથી છોકરાંનું સઘળું કામ, સારું ને નબળું બધું જોવામાં આવે છે.

(૮) આ પ્રમાણે છોકરાંને સારું અને નબળું બધું જ કામ બતાવવું પડે છે એટલે કામ વધારે પ્રમાણિક દેખાય છે, અને છોકરાંની નીતિ પર સારી અસર થાય છે. સ્લેટના કામમાં લખનારે ગમે તેટલી વાર ઉતાવળ કરી હોય, ગમે તેવું ખોટું લખ્યું હોય, ગમે તેટલી વાર સુધાર્યું હોય, પણ તે બધું ભૂશીને ( સંતાડીને ) છેવટે જે સારામાં સારું લખાયું હોય તેટલું જ શિક્ષકને બતાવીને તેનાં વખાણ મેળવવા રૂપી અપ્રમાણિકપણું જોવામાં આવે છે. ભૂશી નાંખવામાં અને બદલવામાં હુંશિયાર હોય તે છેવટની સમ્પૂર્ણ નકલ બતાવે છે, અને તેનું લખેલું નકલ કરવા યોગ્ય ગણાય છે, પણ આ છેતરામણથી બાળકની નીતિ પર માઠી અસર થાય છે.

---

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

ગઈ ત્રિમાસિક સ્પર્ધાનું પરિણામ નીચે મુજબ છેઃ—

**પ્રશ્ન ૧ લો.**—૯ જણના ઉત્તર મળ્યા હતા, તેમાંથી નીછાભાઈ ભાઈશંકર ભટ્ટ, મહેતાજી મોજે વટાર તાલુકે પારડી જિલ્લે સુરતનાને રૂ. ૨ ) ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૨ જો.**—૫ જણના ઉત્તર મળ્યા હતા, તેમાંથી મંગળજી હરજીવન ઓઝા, રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજની પ્રાકિટસિંગ સ્કૂલના હેડ માસ્તરને રૂ. ૧ ) ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૩ જો.**—૩ જણના ઉત્તર મળ્યા હતા, તેમાંથી મંગળજી હરજીવન ઓઝા, રાજકોટ પ્રાકિટસિંગ સ્કૂલના હેડ માસ્તરને રૂ. ૧ ), તથા લલ્લુભાઈ જેઠાભાઈ, અમદાવાદ મ્યુ. સ્કૂલ નં. ૪ ના મહેતાજીને રૂ. ૧ ) ઇનામ આપવામાં આવ્યું છે.

---

આ ત્રિમાસિકમાં નીચેના પ્રશ્નોના ઉત્તર લખી મોકલવાઃ—

(૧) બીજા કોઈ પણ દેશ કરતાં ઇંગ્લાંડનાં કારખાનાં તથા તેનો વ્યાપાર વધારે છે તેનાં કારણ વિસ્તારથી લખો. આ કામમાં કુદરતની બક્ષીસો, ઇંગ્લાંડનો ઇતિહાસ, અને લોકોનાં લક્ષણ કેવી રીતે સહાયભૂત થયાં છે તે પણ સમજાવો. ઇનામ રૂ. ૨ )

(૨) શિક્ષકો બાળકોની સ્મરણ શક્તિ કેવી રીતે ખિલવી શકે ? ખરી અને ખોટી સ્મરણ શક્તિ કોને કહેવી ? કેવી રીતે કામ લેવાથી સ્મરણ શક્તિ નબળી પડે છે ? ઇનામ રૂ. ૧ )

(૩) હિન્દની હાલની પસ્તીનાં લક્ષણો ગયેલાં સેંકડો હજાર વરસના ઐતિહાસિક બનાવો કેવી રીતે મદદગાર થયા છે તે સમજાવો. ઇનામ રૂ. ૨ )

*ટીપ*—સ્પર્ધાના નિયમો માહે એપ્રિલ સને ૧૮૯૬ ના અંકમાં જોવા. તા. ૨૦ મી મે પછી આવેલા ઉત્તર લક્ષમાં લેવાશે નહિ.

---

# સામાન્ય જ્ઞાનના પ્રશ્નો.

( ચાલુ પૃષ્ઠ ૮૧ થી. )

## પત્તું ૨૪ મું.

૧. અગસ્ત્ય ઋષિના વાયદા એટલે શું ? આ કહેવત શી રીતે ઉત્પન્ન થઈ કહેવાય છે ?

૨. પ્રિન્સ ઓફ્ વેલ્સ અને ડેન્માર્કના રાજા વચ્ચે તેમ જ રાણી સરકાર અને રશિયાના ઝાર વચ્ચે શું સગપણ છે ?.

૩. સુએજ કેનાલ ક્યારે ખુલ્લી થઈ, અને તેથી શા શા ફાયદા થયા તે લખો.

## પત્તું ૨૫ મું.

૧. હાલમાં રશિઆના ઝારે શો ઢંઢેરો પિટાવ્યો છે ? તે ઢંઢેરો યુરોપનાં બીજા રાજ્યોને ગમતો છે કે નહિ ?

૨. પ્રોફેસર રોન્ટજન, જ્યોર્જ વોશિન્ગટન, તથા સર જ્યોર્જ હેમિલ્ટન વિષે તમે શું જાણો છો ?

૩. હિન્દુસ્તાનની મુખ્ય રેલવે લાઇનો ગણાવો.

૪. ગિરનારની ટૂંકોનાં નામ ગણાવો.

## પત્તું ૨૬ મું.

૧. ન્યાયાગ્રેરાના ધોધનો શો ઉપયોગ કરવામાં આવે છે ?

૨. નીચેનાં ચિન્હો સમજાવો:—
કે. સી. એસ. આઈ., સી. એસ., એલ સી. ઈ., અને એલ. એલ. બી.

૩. હસ્તરેખા શાસ્ત્ર તથા મુસ્તક રેખા શાસ્ત્ર એટલે શું ?

૪. પરીક્ષામાં પાસ થયાની ખબરનો પત્ર તમ્હારા પિતાને લખો.

---

કારણ કે તેને એક છેડે ઝીણી અણી હોય છે.

"ટાંકણીને બીજે છેડે શું હોય છે?" માથું.

"ટાંકણીને બીજે છેડે માથું શા માટે રાખવામાં આવે છે?" કોઈ વસ્તુમાં ટાંકણી ખોસતી વખતે આપણી આંગળીને ઇજા ન થાય માટે.

"ટાંકણીની અણી અને માથું એ બેની વચ્ચેના ભાગને ટાંકણીનું અંગ અથવા વચલો ભાગ કહે છે. આ વચલા ભાગનો આકાર કેવો છે?" ગોળ.

"જરા વિચાર કરીને જવાબ દો. તમે આંકણીના આકાર વિષે પાછળ શું શીખી ગયા છો?" આંકણી નળાકાર છે.

"ત્યારે ટાંકણીના વચલા ભાગનો આકાર આંકણીને મળતો આવે છે, માટે તે કેવો કહેવાય?" નળાકાર.

"તમ્હારા હાથમાંની ટાંકણી બરાબર તપાસી જુઓ. તમે તેના વિષે બીજું શું કહી શકો છો?" તે ચળકતી, સીધી, લીસી, અને કઠણ છે તથા તેનો રંગ ધોળો છે.

"ટાંકણીને લીસી શા માટે બનાવે છે?" લૂગડાં, કાગળ, વગેરેમાં તે સ્હેલાઈથી આરપાર જઈ શકે માટે.

"ત્યાર પછી શિક્ષકે એક સોય હાથમાં લઈ પૂછવું કે આ સોય અને ટાંકણીમાં શો ફેર છે?" સોયને ટાંકણીની માફક માથું હોતું નથી પણ નાકું હોય છે.

"સોયનું નાકું એટલે શું?" સોયની અન્દર ઝીણું કાણું.

"આ નાકું ક્યાં હોય છે?" અણીના સામેના છેડાની પાસે.

"નાકું શા કામમાં આવે છે?" લૂગડું શીવતી વખતે તેમાં દોરો પરોવવામાં આવે છે.

"હવે સોય અને ટાંકણી કયી કયી બાબતમાં મળતી આવે છે તે તમે કહી શકશો?" બન્નેને ઝીણી અણી છે, બન્નેનો વચલો ભાગ નળાકાર છે, તથા બન્ને સીધી, લીસી, કઠણ, અને ચળકતી છે.

"જુઓ હું આ ટાંકણી વાળી શકું છું. પણ એવી જ રીતે સોય વાળું તો શું થશે?" **સોય ભાગી જશે.**

"સોય વાળવાથી ભાગી જાય છે માટે તે કેવી કહેવાય?" **બરડ.**

"ટાંકણી વાળવાથી ભાગતી નથી માટે તે કેવી કહેવાય?" **ભાગે નહિ તેવી.**

આવી રીતે ટાંકણી અને સોય વિષે હકીકત કઢાવ્યા પછી શિક્ષકે તેમનો ઉપયોગ સમજાવવો.

---

# प्राणी वर्णन.

( સાધણ પૃષ્ઠ ૮૫ થી. )

## છછુંદર.

વર્ગ—કરોડવાળાં. જાત—સ્તનવાળાં. પ્રકાર—જીવડાં ખાનારાં.

છછુંદરને કેટલાક લોકો ચોણ કહે છે. આ પ્રાણી ઘણે ભાગે ઉંદરને મળતું આવે છે, અને તેના શરીરમાંથી એક પ્રકારનો વાસ નીકળે છે, તેથી પરદેશી લોકો તેને કસ્તુરીઆ ઉંદરના નામથી ઓળખે છે. જુદા જુદા ભાગનાં છછુંદરના આકાર, કદ, અને લક્ષણમાં ફેર હોય છે, તેમ જ તેની કેટલીક જાતો પણ છે.

**રંગ**—છછુંદરના શરીર ઉપરનો રંગ વાદળી ભૂરો અને પેટ આગળના ભાગનો રંગ ફીકો ભૂરો હોય છે. કોઈ કોઈ છછુંદરનાં રૂવાં ઉપર રતાશ પડતી છાંટ હોય છે. આ છાંટ પીઠના ઉતરતા ભાગ પર હોય છે. બચ્ચાનો રંગ તો ભૂંખરો વાદળી હોય છે. છછુંદરની ચાંચ, કાન, પગ, અને પૂંછડીનો રંગ માંસના રંગને મળતો છે. તેના પગ અને પૂંછડી પરના વાળ સફેદ હોય છે.

**કદ અને રચના**—તેના શરીર પરનાં રૂવાં ટૂંકાં છે. તેની પૂંછડી મૂળ આગળ જાડી છે. પગ અને પૂંછડી પર રૂવાં આછાં આછાં હોય છે. ઉંદરના કરતાં એની આંખ ઘણી ન્હાની, કાન ટૂંકા, પૂંછડી ટૂંકી, અને મ્હો લાંબું તથા છેડા તરફથી પાતળું કે અણીદાર હોય છે. પુખ્ત નરની કુલ લમ્બાઈ છથી સાત ઇન્ચ સુધીની હોય છે. તેની પૂંછડી સાડા ત્રણ

ઇન્ચ અને પાછલા પગ એક ઇન્ચ લાંબા છે. નર કરતાં માદા કદમાં બહુ ન્હાની હોય છે.

**વસ્તી**—હિન્દુસ્તાન, સીલોન, અને બ્રહ્મદેશનાં શહેરોમાં ઘર અને તેની આસપાસના ભાગોમાં આ પ્રાણી જોવામાં આવે છે. હિન્દી મહાસાગર માંહેના ટાપુઓમાં પણ તે જોવામાં આવે છે. પણ તે વહાણમાં ત્યાં ગયેલાં હશે એમ લાગે છે, કારણ કે તે ત્યાંનાં અસલ વતની નથી.

**લક્ષણ**—વસ્તીવાળા ભાગોથી વધારે દૂર આ પ્રાણી ભાગ્યે જ જોવામાં આવે છે. આ પ્રાણી રાત્રે ઘરની અન્દર બધા ભાગોમાં ખોરાકની શોધમાં ફરે છે. વચલા ભાગોમાં ન આવતાં તે ઘણું કરીને ભીંતની કોરે કોરે ફરે છે. તે એટલું તો ચપળ અને નાસવામાં ઝડપ વાળું છે કે જરા ખડખડાટ કે અવર જવર જણાતાની સાથે જ એકદમ દોડી જાય છે. દીવસે તે દર અને મોરીઓમાં ભરાઈ રહે છે. તે માંસાહારી છે અને વંદા અને બીજાં જીવડાં ખાઈને રહે છે. તે કદી અનાજ કે ભાજી પાલો ખાતું જણાતું નથી. કેટલાક લોકો કહે છે કે તે દાળ ભાત, રોટલી, વગેરે ખાય છે, પણ તેના ખાતરી લાયક પુરાવા મળ્યા નથી. આ પ્રાણી ઘણું નિરપરાધી છે, અને ઘરમાંનાં નકામાં જીવડાં ખાઇને એક રીતે માણસને ઉપયોગી થાય છે.

તેનું અંગ ખરાબ અને કરડી વાસ મારે છે. તે જ્યારે ખીજવાયેલું હોય છે ત્યારે તેના શરીરમાંથી આ વાસ નીકળે છે, અને જે જે પદાર્થોને ઘસાઈને તે જાય છે તે તે પદાર્થોમાં આ વાસ આવે છે. કૂતરાં, બિલાડાં, અને શિકારી પક્ષીઓને તેની વાસ ખરાબ લાગે છે, તેથી તેઓ તેને મારવા જતાં નથી. તેનું મ્હો લાંબું હોવાથી જીવડાંને તે દરમાંથી ખેંચી કહાડીને ખાય છે. તે આંખે થોડું દેખે છે.

**જાતો**—છછુંદરની પુષ્કળ જાતો આપણા દેશમાં છે. એક જાતને જળ છછુંદર કહે છે. તે હિમાલયમાં જ માલૂમ પડે છે. નદીઓને તીરે દર કરી તેમાં તે રહે છે. તે પાણીમાં સારી રીતે તરી શકે છે, અને જળમાં રહેતાં જીવડાં પર ગુજારો કરે છે. એક બીજી જાત છે તેને ઇંગ્રેજીમાં મોલ કહે છે. તે તેનું દર ઘરની પેઠે મેડા અને ઓરડા વાળું બનાવે છે. મોલ બહુ ચુસ્તી છે.

# अन्ध शिक्षण.

## ( લખનાર ડો. ની. ડા. છત્રપતિ. )

( ચાલુ પૃષ્ઠ ૯૦ થી. )

૧૧. અત્યાર લગીના અપંગ શિક્ષણને વાસ્તે ઊભી કરેલી લિપિઓ દેખતાઓને હાથે તેમના તર્ક પ્રમાણે યોજવામાં આવી હતી. દેખતા લોકોની લાગણી અપંગ પ્રત્યે ગમે એટલી સારી અને દિલસોજીભરી હોય, તથાપિ તે અપંગની ખરી અડચણ ન સમજે એ સ્વાભાવિક છે. આથી કરીને અત્યાર લગીનો દિલસોજી ભરેલો પ્રયત્ન ઊંડાં મૂળ નાખી શક્યો નહિ. આંધળાઓના સુભાગ્યે એક પ્રતિષ્ઠિત ફ્રેંચ લશ્કરી અમલદાર પર કમનસીબનું જબરજસ્ત વાદળું તુટી પડ્યું. તે બિચારો બન્ને આંખ ખોઈ બેઠો. અપંગ થતા પહેલાં તેને સરસ્વતી દેવીનો સમાગમ થયો હતો. અપંગ અવસ્થામાં સરસ્વતી દેવી કાંઈક અંશે તેનો ત્યાગ કરતી દેખાઈ. આ વિરહ તેને અસહ્ય થઈ પડ્યો. આથી તે ફ્રાન્સની એક અપંગ શાળામાં દાખલ થયો. ત્યાર પછી તેણે ઘણી શાળાઓ બદલી, પણ કોઈ પણ શાળાની લિપિ તેને રૂચતી આવી નહિ. તેને એમ લાગ્યું કે ઉપસેલા રોમન અક્ષરો અપંગને રૂચતા આવતા નથી. વળી તેને એવો વિચાર આવ્યો કે મીંડાંની લિપિ અપંગને રૂચશે. તેનો આ વિચાર દિન પ્રતિદિન દૃઢ થતો ગયો, અને તેને એક નવી લિપિ ઊભી કરવાનું મન થયું. તેણે ૭ મીંડાં એક ઊભી લીટીમાં ગોઠવ્યાં. તેમાંથી એક અથવા વધારે મીંડાં મેલી દઈ જુદી જુદી તરેહની ગોઠવણથી તેણે કક્કો ઊભો કર્યો. આવી રીતે ઊભા થયેલા કક્કાને પાછી એક અડચણ નડી. ૭ ઉપસેલાં મીંડાંથી ઊભી થયેલી અથવા તો તેમાંનો એક અથવા વધારે મીંડાં મેલી દઈ ઊભી કરેલી સંજ્ઞા પર આંગળીનાં ટેરવાંને એકી વખતે ફરી તે અક્ષરોથી સૂચવાતો અર્થ ગ્રહણ કરવાનું કામ મુશ્કેલ લાગ્યું. આટલે વધેલી આ યોજનામાં પડેલી અડચણ દૂર કરવાને ઈશ્વરે મહાત્મા લુઈ બ્રેલને મોકલ્યો. લુઈ બ્રેલ એક જીન બનાવનાર મોચીને ઘેર ફ્રાન્સ દેશમાં જન્મ્યો હતો. ચાર વર્ષની ઉમ્મરે તે પોતાના બાપની

દુકાનમાં રમતો હતો. રમતાં રમતાં એક અણીદાર હથિયારથી તેની જમણી આંખને ઇજા થઈ. આ ઇજાના પરિણામે તે બન્ને આંખ ખોઈ અપંગ થઈ બેઠો. તેનાં માબાપે તેને પારિસની જ્યુઆનીસ એવેન્જલ્સ ઇન્સ્ટીટ્યુટમાં ભણવા મોકલ્યો. અહિંયાં તે સારી રીતે ભણ્યો, અને સારા વિદ્યાર્થી તરીકે તેણે શિક્ષકોની મહેરબાની અને મમતા મેળવી. આગળ જતાં તે આ જ શાળાનો પ્રિન્સિપાલ થયો. વિદ્યાર્થી અવસ્થા દરમ્યાન તે મૂળ લિપિના આધારે શીખ્યો હતો. એના સમજવામાં આવ્યું હતું કે આ લિપિ અપંગની આંગળીનાં ટેરવાંને રૂચતી આવતી નથી. વળી બાહોશ ફ્રેન્ચ અમલદારની ૭ મીડાંવાળી લીટીની રીત તેના જાણવામાં આવી હતી. આ રીતની અડચણ તે પૂરેપૂરી સમજ્યો હતો. આથી કરીને તેણે ૭ મીડાંની લીટી તોડી નાખી ત્રણ ત્રણ મીડાંની બે ઊભી લીટીઓ બનાવી. આવી રીતે ગોઠવેલી બે લીટીઓમાંનાં એક અથવા વધારે મીડાં રાખી અથવા મેલી દઈ ઉપસાવેલાં ચિન્હો તેણે ઉત્પન્ન કર્યાં. આવી રીતે બ્રેલ લિપિનો કક્કો, આંકડાઓ, વિરામ ચિન્હો, મનોભાવસૂચક ચિન્હો, શબ્દના પ્રલયો, વગેરે ઊભા થયા.

આ લિપિએ હાલના સમયમાં યૂરોપ, અમેરિકા, ઓસ્ટ્રેલિયા, ન્યૂઝીલાન્ડ, દક્ષિણ આફ્રિકા, વગેરે દેશોમાં ઊંડાં મૂળ નાખ્યાં છે.

**બ્રેલ લિપિ રૂપી બીજમાંથી કબીર વડ ઊભો થયો છે. તેની શાખાઓ અને પેટા શાખાઓના વિસ્તારથી દુનિયાના ઘણા ખરા ભાગોના કમનસીબ અપંગો તેની શીતળ છાયા અનુભવી લગભગ દેખતા જેટલી ભાગ્યશાળી જીન્દગી ભોગવે છે.** એશિયા ખંડના સુપ્રસિદ્ધ સરસ્વતી પૂજક જાપાન દેશ પર બ્રેલ કબીર વડે પોતાની શાખાઓ કેટલાંક વર્ષ થયાં પાથરી છે, અને ઉમેદ રાખવામાં આવે છે કે તેની શીતળ છાયાનો લાભ ગુર્જર દેશના અપંગો થોડા વખતમાં ભોગવશે.

ઇંગ્રેજી બ્રેલ કક્કો અને આંકડાના વિવેચનમાં ન ઉતરતાં આપણે હવે એકદમ એ પરથી તૈયાર કરેલો હિન્દનો કક્કો, આંકડા, ઉપસર્ગ, વગેરે પર આવીએ છીએ.

## INDIAN BRAILLE. हिन्दना ब्रेल अक्षर.

| Line. लीटी. | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| 1st १ली | A अ | B ब् | Chh छ् | D द् | E ए | F फ् | G ग् | H ह् | I, I' इ, ई | J ज् |
| 2nd २जी | K क् | L ल् | M म् | N न् | O ओ | P प् | Kh ख् | R र् | S स् | T त् |
| 3rd ३जी | U, U' उ, ऊ | V व् | Ksh क्ष् | Y य् | Z ज़् | A' आ | Bh भ् | Ḍh ढ् | Dh ध् | Th थ् |
| 4th ४थी | Ch च् | Gh घ् | Sh श् | Ṭh ठ् | Ṇ ण् | Ḍ ड् | Ai ऐ | Ḷ ळ् | Au औ | Ṭ ट् |

विसर्ग.

, ; : . ? ! ( ) " — "

Prefixes. उपसर्ग. Suffixes. प्रत्यय.

| | Prefixes. उपसर्ग. | | | | | | Suffixes. प्रत्यय. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| 5th ५मी | Be बे | Kam कम् | Dur दुर | Aṇ अण | Pr प्र | Par पर | Nár नार | Paṇ पण | A'sh आश |

| | Sh | Dnya. | Sign for numbers. | Sign for end of line of Poetry. | Sign of Anuswar. | Ri |
|---|---|---|---|---|---|---|
| | ष. | ज्ञ | संख्या सूचक. | कवितानी लीटीनो अंत सूचक. | अनुस्वार. | ऋ |
| 6th<br>६ठी | | | | | | |

*N. B.* Line 5 represents the signs of punctuation marks, bracket, as well as prefixes and suffixes. The third sign in line 5 represents the Visarga besides being a colon.

टीप. पांचमी लीटीनां चिन्ह विराम चिन्हो तेम ज उपसर्ग तथा प्रत्यय सूचवे छे, तेथी ते बन्नेने ते ते चिन्हो उपर मूक्यां छे. पांचमी लीटीनी त्रीजी संज्ञा कोलन उपरांत विसर्ग पण सूचवे छे, के अंतःकरण जेवा शब्दमां ते उपयोगमां आवी शके.

## समजूती.

१. *इंग्रेजी ब्रेल कक्को ऊभो करवामां ६ लीटीओ वापरी छे.*
२. आ लीटीओमां आपेली संज्ञाओ ऊभी करवामां वधारेमां वधारे छ मींडां अने ओछामां ओछुं एक मींडुं वापरवामां आव्युं छे. उपर जाडां काळां मींडां कर्यां छे ते ज ब्रेल कक्कानां मींडां समजवां. अत्रे बतावेलां झीणां मींडां तेमां होतां ज नथी. ते मात्र देखता लोकोने जाडां मीं-

हानां स्थळो दर्शाववा सारु अत्रे मूक्यां छे. ब्रेल लिपिमां ए झीणां मीडांवाळी जगा खाली रहे छे. ए लिपिमां अत्रे बतावेलां जाडां काळां मीडांनी जगाए उपसावेलां मीडां होय छे, ते उपर आंगळीनां टेरवां फरवाथी कयो अक्षर छे ते समजाय छे.

३. आ उपसेलां मीडांने त्रण त्रण स्थळोनी बनेली बे ऊभी हारोमां गोठववामां आव्यां छे.

४, आथी करीने डाबी ऊभी हारमां पहेलुं, त्रीजुं, अने पांचमुं एम त्रण एकीसूचक स्थळो आवे छे; अने जमणी हारमां बीजुं,चोथुं, अने छट्ठुं एम बेकीसूचक स्थळ आवे छे.

एकीसूचक स्थळोमां आवेलां मीडांने पाछली हारनां, अने बेकीसूचक स्थळोमां आवेलां मीडांने आगली हारनां मीडां पण कहे छे. आ बेकीसूचक स्थळनां मीडांनी जुदी जुदी तरेहनी गोठवण वडे इंग्रेजीमां एक सातमी लीटी ऊभी करी छे. आ लीटीनी मददथी शब्दो टूंकामां दर्शाववानी गोठवण इंग्रेजी भाषामां थई शकी छे. आ लीटीनो लाभ लेवानो प्रसंग आपणा देशमां आववाने हजी वार छे.

५. ब्रेल ककानी पहेली पांच लीटीमां दस दस संज्ञाओ छे अने छट्ठीमां छ छे.

उपरनी समजूती इंग्रेजी ब्रेल ककानी रचना विषे सामान्य सूचना आपे छे.

हिंदना ब्रेल कक्कानी अने आंकडानी रचनानो ख्याल.

१. फक्त उपलां चार स्थळनां मीडांनी जुदी जुदी तरेहनी गोठवण करवाथी पहेली लीटीना दस अक्षरो ऊभा थाय छे.

२. बीजी लीटी–पहेली लीटीना अक्षरो एक पछी एक लई तेमां पांचमा स्थळनुं मीडुं उमेरवाथी बीजा दस अक्षरो ऊभा थाय छे.

३. त्रीजी लीटी–पहेली लीटीना अक्षरो एक पछी एक लई तेमां पांचमा अने छट्ठा स्थळनां मीडां उमेरवाथी दस अक्षरनी त्रीजी लीटी तैयार थाय छे.

४. चोथी लीटी–पहेली लीटीना अक्षरो एक पछी एक लई एमां एकलुं छट्ठा स्थळनुं मीडुं उमेरवाथी चोथी लीटीना दस अक्षरो बने छे.

५. पांचमी लीटी–आ लीटीनी संज्ञाओनी गोठवण पहेली लीटीना अक्षरोना जेवी ज छे, पण ते लखवामां पहेलां बे स्थळोने छोडी दई फक्त त्रीजुं, चोथुं, पांचमुं, अने छठ्ठुं ए स्थळोनो उपयोग करवामां आवे छे.

६. छट्ठी लीटी–आ लीटीनी संज्ञाओ गोठववामां कांई नियम पाळवामां आव्यो नथी. एनी गोठवण मात्र तार्किक छे.

७. आ मुजब पहेली परथी बीजी, त्रीजी, वगेरे लीटीओ रचाई छे, एटले संज्ञाओनो क्रम बदली शकाय तेम नथी, अने ते इंग्रेजी मुजब देशी भाषामां पण रहेवो जोईए. ए संज्ञाओने कयां उच्चारण जोडवां ए प्रश्न हवे ऊठे छे.

इंग्रेजीमां A, B, वगेरे क्रममां वर्णो आवे छे; देशी भाषाओमां अ, आ, वगेरे क्रममां आवे छे. एटले पेहेली लीटीनी बीजी संज्ञाने आपणे आ कहीशुं, तो तेनी तेज संज्ञाने इंग्रेजी बांचती वखते B (ब्) केहेवी पडशे, अने देशी भाषा वांचतां आ कहेवी पडशे. आथी इंग्रेजी उपरथी शीखेला अथवा बन्ने भाषाओ शीखनार अपंगोने घणी ज गुंचवण पेदा थशे. आ कारणथी संज्ञाओनां उच्चारण बनता लगी इंग्रेजी मुजब ज राख्यां छे. जेमके, इंग्रेजीमां जे संज्ञा A दर्शावे छे तेनो अत्रे अ ठराव्यो छे, इंग्रेजी B वाळी संज्ञानो अहिं ब् ठराव्यो छे, वगेरे. जे इंग्रेजी अक्षरो हिन्दनी भाषाओमां खपना नथी तेमने स्थळे बाकी रहेला हिन्दना अक्षरो मूक्या छे. वळी इंग्रेजीमां एक अक्षरना घणा उच्चार थाय छे, तेने बदले अहिं देशी भाषाओनी पेठे एक एक अक्षरनो एक एक ज उच्चार राख्यो छे. आथी देशी तथा इंग्रेजी बन्ने भाषा शीखेला लोकोने अडचण नहि पडशे,छतां आ अक्षरोनो आखा हिन्दनी गमे ते भाषामां उपयोग करी शकाशे.

८. सघळा व्यंजनो एकला होय त्यारे स्वर विनाना खोडा समजवाना छे. जे व्यंजनमां स्वर मळ्यो छे एम दर्शाववुं हशे त्यां व्यंजन पछी तरत स्वर मूकाशे; जेमके, क्अ लखाय त्यारे क समजवो. शास्त्रीय रीत ए ज छे, छतां हाल चालती पद्धतिए अ जुदो लख्या विना क लखतां शीखेला देखता लोकोने आ कदाच विचित्र लागशे. पण

कानो, अर्धुं, वगेरे योज्यां नथी, माटे थी अने थइ, लु अने लउ, वगेरेनो तफावत रहेवा सारु एम करवानी जरुर पडी छे. वळी नवेसरथी शीखनारने जे पद्धति लईए ते सरखी ज छे. बे व्यंजन जोडा जोड आवे त्यां जोडाक्षर समजवो; जेमके कूल्‌अ=क्ल.

९. ब्रेल लिपिमां कानो, मात्रा, अर्धुं, वरडुं, रेफ, वगेरेनी गोठवण करवी अघरी पडे तेम छे, एटलुं ज नहि, पण आंधळाओनी आंगळी उपर नीचे वगेरे घणी वधारे जगा पर फेरववानी जरुर पडे त्यारे तेमने अक्षर पारखवानुं मुश्केल थाय छे. तेथी इंग्रेजीनी माफक लखवानी योजना राखी छे. एटले की लखवी हशे त्यारे कूई लखाशे, के लखवो हशे त्यारे कूए लखाशे, वगेरे. महेनत ओछी करवा माटे ह्रस्व अने दीर्घ इ–उनां निशान एक ज राख्यां छे. अनुस्वारनुं चिन्ह जुदुं आप्युं छे ( छट्ठी लीटी, निशान पांचमुं ). वळी छापवानुं खरच वधी न जाय ते सारु कविताना दरेक लीटी जुदी न छापतां बधी लीटीओ सळंग छपाशे. दरेक लीटी क्यां पूरी थाय छे ते जणाववाने छट्ठी लीटीनुं चोथुं निशान योज्युं छे. संस्कृत पुस्तकोमां वारंवार श्लोको आम सळंग लखाय छे, अने दरेकनी वचमां जुदुं पाडनार निशान मूकाय छे.

१०. छट्ठी लीटीना त्रीजा निशानने पहेली लीटीनी संज्ञाओनी अगाडी मेलवाथी अनुक्रमे एक, बे, त्रण, चार, पांच, छ, सात, आठ, नव, शून्य, एम अंकसूचक संज्ञाओ बने छे.

તેઓને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વે નો સર્વે ખર્ચ આપવામા આવશે

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતા કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તના જોખમદાર માલ મગાવનાર છે

૪ જ્યા રેલવે ન હોય ત્યા માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મગાવનારે લખી જણાવવો રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મગાવનારને શિર સમજવો

૫ હુંડી મોકલાવનારે બરોબર ઠેકાણું લખવુ

૬ ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દરેકત શિક્ષક કોપીબુકોના સાથે અમોએ

નમુના

આદરજી કાવસજી માસ્તરની

દરેકત શિક્ષક કોપી બુકોની

સ્ટીલપેનોના



| નંબર ૨ | નં ૩ | નં ૪ | નં ૫એ | નં ૫બી | નં ૬એ | નં ૬બી | નં ... |
|---|---|---|---|---|---|---|---|

બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧, એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે એક વખત કામ પાડી જોવાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશુ જેઓની મરજી હોય તેઓએ નીચને સરનામે લખવું.

નોટપેટ કાગળ લીધામા આવશે નહિ

દરેકત શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બંધબેસતી રીતે પેનો ખાસ ઇંગ્લંડથી મ્હારે ખર્ચે બનાવી મગાવી છે. એ સ્ટીલપેનો ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારસી લખવાને ઘણી સગવડ ભરેલી છે. દરેક નંબરમાં ડજન-૬ કિમ્મત રૂ. ૦॥ વેલ્યુપેબલથી ૧॥૦

બોકસ મંગાવનારને ખર્ચના ૨ આના વધારે લાગશે **ભૂલી જતા નહિ.** અને પૈસા પહેલા મોકલવાથી ૧ થી ૫ બોકસના ખર્ચના બે આના લાગશે.

આદરજી કાવસજી માસ્તર., દરતક શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા અને કમિશન એજન્ટ ધોબીતળાવ મુમ્બઈ.

---

## મોતીલાલ મંગનલાલ શાહ બુકસેલર અને સ્ટેશનર.

ટંકશાળ રીચીરોડ ઉપર પોસ્ટ ઑફીસ સામે પુલ ઉપર, મુ અમદાવાદ.

૧ થર્ડગ્રેડ અને પ્રવેશક પરીક્ષામાં બેશનાર ઉમેદવારોને ઉપયોગી ગણાયાથી નીચેની ચોપડીઓ હાલમાં તેમના માલેકો પાસેથી લાટબંધ ખરીદીને થોડા, નફે પણ બહોળા વકરે વધારે લાભ સમજી, જૂજ નફાથી વેચવા માંડી છે તે, જાણ થવા આ નોટીસ કાઢવી પડી છે, વાચી વાકેફ થએલા ઉમેદવારોએ પોતાના શાથીઓને ખબર આપવી કે બીજેથી ખરીદતા તેઓ ઠગાતા રહે.

—૨—**ઘરના દાખલા**—મે ના. ગીનારી વાળા-કૃત નવી આવૃત્તિ—મૂળ કી. રૂ. ૧—૦—૦ હાલમા ૦—૧૩—૦, **સવાલસંગ્રહ** થર્ડગ્રેડના તથા ગુજરાત રાજકોટ, વડોદરા ટ્રેનિંગકોલેજના પ્રવેશકના સવાલ પત્રોનો સંગ્રહ—શાળાપત્રની સૂચના યોજના કર્તાએ તે પ્રગટ કરી છે. મૂળ કી ૦—૫—૦ હાલમા ૦—૪—૦, **ભૂમિતિ સ્કન્ધ ૧લાના મનોયત્નનો સંગ્રહ** ગુ ટ્રે કોલેજના સાત વરસના અનુભવથી રચનાર પી ત્રી. મેહતા પરીક્ષામા બુદ્ધિબળ જોવાને ભૂમિતિના સિદ્ધાંતો ઉપરથી બાહેરના સિદ્ધાંતો સિદ્ધ કરવાને આપવામા આવે છે. તેના સિદ્ધાંતોનો સંગ્રહ—મૂળ ઇંગ્રેજી ટેક્સ્ટ બુક ઉપરથી આકૃતિ તથા સિદ્ધાંતો સાથે છપાએલ છે મૂળ કી રૂ. ૧—૪—૦ હાલમા ૦—૧૨—૦, બેલસરે માસ્તર કૃત **હિંદુસ્થાનની-રાજ્યપદ્ધતિ** મોટી-મૂળ કી ૦—૮—૦ હાલમાં ૦—૪—૦ [illegible] ચારે સાથે, ઘટાડેલા કીમતથી, **પોણી** કીમતે આપવામા આવે છે

૩ **લેખાં** અને ૨ દેશાઈકૃત જે ટેક્સ્ટબુક તરીકે ચલાવવાને સરકારે **મંજુર** કર્યા, તેનો વહીવટ મારા પાસે છે **કમિશન** જથાબંધ લેનારને વીસટકા

૪ **તૈયાર** છે. સંસ્કૃત ગુજરાતી **માર્ગોપદેશિકા** સુધારા વધારા સાથે કી ૦—૬—૦ **નિબંધ-રિપોર્ટ**—દરેક જાતના નિબંધ સારા રચતા આવડે તેવો, સમજુતી, કી—ખુલાસાવાર નમુના સાથે: વ સરકારી કેળવણી ખાતાએ **મંજુર** કર્યો છે કી ૦—૮—૦ પો માફ **આંકની ચોપડી** નાના બાળકોને માટે મોટા મોટા જબરા અક્ષરમા સારા કાગળમા સફાઈબંધ સો નગની કીમત ૦—૧૪—૦

—૫—મુ ઈ કે.ખાતાએ **ઈનામ લાયબ્રેરિ** માટે મંજુર કરેલાં, જે પુસ્તકો સામટાં ખરીદીને સારા કમિશને વેચવા કાઢ્યાં છે, તેની **યાદી** તથા **કમિશન**ના ધારાધોરણ મોકલવામા આવે છે વળી **ગુજરાત ટ્રેનિંગ કૉલેજમાં ચાલતી** [illegible] પરથી મળશે.

[illegible] લીસ્ટ મફત.

---

## લેખાં ભાગ ૫

મુમ્બઈ ઈલાકાની તમામ નિશાળોમાં ચલાવાને ટેક્સ્ટ બુક તરીકે મંજૂર થએલાં,—પોતાની જવાબદારી સમજે છે, જે માસ્તરોની પોતાના શિષ્યોને શિખવવાની જ મરજી છે અને કામનો [illegible]

---



---



---



---



---

# સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજૂએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને એસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સમ્ભવ છે. પોસ્ટની ટિકીટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકીટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧–૦–૦ રાખી છે. પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લેનાર દશ રૂપીઆ સુધીના પગાર વાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ-ખર્ચ સાથે ૦–૧૨–૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું.

વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી રૂ. ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેર ખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ગણો ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદ્દત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક માહને અર્ધો ચાર્જ લેવાશે.

## હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮–૦–૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦–૦–૦ અને એક તોલા સુધીના રૂ. ૧૨–૦–૦. તે ઉપરનાને માટે હમને લખવું.

પુસ્તક ૩૯ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.

મે સને ૧૯૦૦

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી.)

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

# જાહેર ખબરો.

## લેખનકળા કોપીબુકો.

### ગુજરાતી અને બાળબોધ છ નમ્બર.

**કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુમ્બઈ ઇલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.**

કેળવણીખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણ ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વે કોપીબુકો કરતાં ચઢીઆતી થયાની ખાત્રી થયા પછી, છપાવી બહાર પાડી છે.

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપીબુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી વિચારને ટેકો મળવા, અહિં મૂકવા વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કોપીબુકોની સફાઇને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે.

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલાં છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાયછે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રુજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે અમે અમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ અમારી કોપીબુકનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ-કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઇ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે ત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે અને ૨૦૦ કોપી લેનારને રેલવે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકશાઇ લઈ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—આત્મારામ અને દલાભાઇની કંપની, રંગારી સ્ટ્રીટ, મુમ્બઈ.

આત્મારામ અને દલાભાઇની કંપની ૧. દલાભાઇ દારકાંદાસ દેસાઈ.

ઠી છે. આ સ્કોલરશિપો એક એક વરસ ચાલશે. લિવરપુલની યુનિવ્હર્સિટી કોલેજમાં દરિયાઈ પ્રાણીઓનો અભ્યાસ કરનાર માટે દર વર્ષે સાઠ સાઠ પાઉન્ડની (નવસેં નવસેં રૂપિયાની) બે સ્કોલરશિપો સ્થાપવામાં આવી છે. આ બે સ્કોલરશિપો બે બે વરસ માટે આપવામાં આવશે. પાંચ પાંચ પાઉન્ડની (પોણોસો પોણોસો રૂપિયાની) વીસ સ્કોલરશિપો જે માછી લોકો લિવરપુલની યુનિવ્હર્સિટી કોલેજમાં માછલાંની જીંદગી વિષે ખપ જોગો અભ્યાસ કરે તેમને માટે કાઢવામાં આવી છે. વ્યાપાર ઉદ્યોગને લાભ કરવાનો આ સ્કોલરશિપોનો હેતુ છે. આપણા દેશનાં લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓએ આ ઉપરથી ધડો લેવાનો છે.

---

કલકત્તાની બહેરા મુગાની શાળાના પ્રિન્સિપાલ બાબુ જૈમિનિનાથ બાનરજીએ કાયસ્થ સમાચાર નામે પત્રમાં બહેરા મુગાની કેળવણી વિષે નિબન્ધ લખ્યો છે, તેમાંથી ઇન્ડિયન જર્નલ ઓફ એજ્યુકેશન નામે પત્ર નીચેનો ઉતારો કરે છે. બાબુ જૈમિનિનાથ લખે છે કે—

"હિન્દમાં આપણને હજી શેખચલ્લીના વિચાર જેવું ભાસે છે તે પશ્ચિમની વિદ્યાએ કયારનું પાર પાડયું છે. પશ્ચિમના બધા દેશોમાં બહેરા મુગાની નિશાળો ઘણી મુદતથી ચાલે છે. દુનિયામાં તેવી ૫૦૦ નિશાળો છે, તે પૈકી એશિયા ખંડમાં ફક્ત પાંચ જ છે. કેટલાક પશ્ચિમ તરફના દેશોના આંકડા નીચે મુજબ છે:—

| દેશ. | બહેરા મુગાની નિશાળોની સંખ્યા. | વિદ્યાર્થીની સંખ્યા. | શિક્ષકોની સંખ્યા. |
|---|---|---|---|
| બ્રિટિશ દ્વીપો | ૪૫ | ૩,૬૨૫ | ૪૩૬ |
| ઑસ્ટ્રિયા–હંગરી | ૪૧ | ૧,૮૧૭ | ૨૩૦ |
| ઇટલી | ૫૧ | ૨,૧૩૮ | ૨૪૨ |
| ફ્રાન્સ | ૭૦ | ૩,૮૪૮ | ૫૧૪ |
| જર્મની | ૭૭ | ૬,૪૧૩ | ૮૦૬ |
| યુનાઇટેડ સ્ટેટ્સ, અમેરિકા. | ૬૧ | ૯,૩૧૨ | ૯૮૮ |

"ઉપરના દેશોમાં બ્હેરાઓ ઊંચી કેળવણી પણ લે છે." કેટલાંક વરસ પર એક ઇગ્લાન્ડની નિશાળનો વિદ્યાર્થી લન્ડનની મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયો હતો. વોશિંગટન શહેરની કોલંબિયા નામની બ્હેરા મુગાની શાળા સાથે મ્હોટી પાઠશાળા છે તેમાં વિદ્યાર્થીઓને ઊંચી કેળવણી અપાય છે.

"હવે હિન્દુસ્તાનનો વિચાર કરીએ, તો આખા દેશમાં થઈને બહેરા મુગાની ત્રણ જ નિશાળો છે, અને બધીમાં મળીને માત્ર ૬૦ વિદ્યાર્થી ભણે છે. હિન્દુસ્તાનમાં બહેરા મુગા લોકોની સંખ્યા ૨૦૦,૦૦૦ની છે. તે પૈકી બંગાળામાં ૭૦,૦૦૦, અને કલકત્તામાં ૨૦૦ છે. સને ૧૮૯૧ ના વસ્તી પત્રક મુજબ વાયવ્ય પ્રાન્તો અને અયોધ્યામાં બહેરા મુગાની સંખ્યા ૩૨,૮૯૫ ની છે, તે પૈકી ૨૧,૨૨૫ મરદ, અને ૧૧,૬૭૧ બૈરાં છે. પન્દર વરસની ઉમ્મરની નીચેના બહેરા મુગા છોકરા ૨,૮૭૮, અને છોકરીઓ ૧,૩૩૯ છે. એકલા અલાહબાદ જિલ્લામાં ૭૫૪ બહેરાં મુગાં છે. હિન્દમાં જે ત્રણ શાળાઓ છે, તેમાંની એક મુમ્બઈમાં, એક કલકત્તામાં, અને એક મદ્રાસ ઇલાકાના ટીનેવલી જિલ્લામાં પલમકોટામાં છે. મુમ્બઈ અને પલમકોટાની નિશાળો પાદરીઓની છે, અને કલકત્તાની નિશાળ ખાનગી સાહસથી ચાલે છે".

---

આંધળા લોકોને વાંચતાં લખતાં શિખવવા માટે ઇંગ્રેજી બ્રેલ અક્ષરોનું ગુજરાતી ભાષા માટે અનુકરણ કરીને હમારા ગયા અંકમાં ડોકટર નિલકંઠરાય ડાહ્યાભાઈએ પ્રસિદ્ધ કર્યું છે, તે તરફ સઘળા વાંચનારનું ધ્યાન ખેંચાયું હશે. સઘળા લોકોએ ગુજરાતી સાતમી ચોપડીમાં લારા બ્રિજમનની વાર્તા વાંચી છે. તે વખતે આંધળાને શિખવવાની જે પદ્ધતિ ચાલતી હતી તેમાં ઘણો સુધારો થઈને હાલની ઉપસેલાં મીંડાં વાળી બ્રેલ પદ્ધતિ નીકળી છે. ઇંગ્રેજી બ્રેલ સંજ્ઞાઓનું ગુજરાતી અક્ષરો માટે હવે અનુકરણ થઈ ચૂક્યું છે, અને તે મુજબ ડોકટર નિલકંઠરાય વાંચન ચોપડીઓ તૈયાર કરવાનો પ્રયત્ન કરે છે. તેમણે આંધળા માટે અમદાવાદમાં એક નિશાળ સ્થાપવાની શરૂઆત પણ કરી છે. આની ન્હાની સરખી એક

નિશાળ અમૃતસરમાં એક પાદરી બાઈ ચલાવે છે, પણ તેમાં થોડાં ખ્રિસ્તી છોકરાંને જ શિખવવામાં આવે છે. ડોક્ટર નિલકંઠરાયે અમદાવાદમાં જે નિશાળ શરૂ કરી છે તેને ગવરમેન્ટથી મદદ મળશે એવી હમે અન્તઃકરણ પૂર્વક આશા રાખીએ છીએ.તેમ થશે તો આંધળાઓનું દુઃખ ઓછું કરવાને એક સારી સાર્વજનિક નિશાળ સ્થાપવાનું પહેલું માન અમદાવાદને મળશે. હજી આખા હિન્દુસ્થાનમાં આવી એક પણ સાર્વજનિક નિશાળ સ્થપાયાનું જાણવામાં નથી. આંધળાની મુશ્કેલીઓ આંધળા જ સમજી શકે છે, તેથી હાલમાં એક સિદ્ધાન્ત નક્કી થયો છે, કે આંધળાની નિશાળના શિક્ષક આંધળા જ હોવા જોઈએ. કમનસીબે થોડાં વરસ ઉપર ડોક્ટર નિલકંઠરાયની આંખો ગઈ, ત્યાર પછી તેઓ બ્રેલ લિપિ શીખીને તે લિપિનાં છમેલી પુસ્તકો સારી રીતે વાંચી શકે છે,અને તેનો લાભ ગુજરાતના દુઃખી અપંગોને આપવાનો વિચાર રાખે છે એ ઘણું સ્તુતિપાત્ર છે. તેમનો વિચાર આંધળાઓને ઈંગ્લાંડની માફક વાંચતાં લખતાં તેમ જ કાંઈક ઉદ્યોગો શિખવવાનો છે, કે તેઓ બીજા ઉપર બોજા રૂપ ન થતાં પોતાની રોજી પોતાની મેળે પેદા કરી શકે, અને તેમની પરાધીનતા કમી થાય. આવા પરોપકારના કામમાં સઘળા લોકો મદદ કરશે અને તેથી તે કામ ફતેહ પામશે એમ હમે અંતઃકરણથી ઇચ્છીએ છીએ.

---

થોડો વખત થયાં સ્કોટલાન્ડના કેળવણી ખાતાના ઉપરીએ ત્યાંની સ્કૂલ બોર્ડોને નિશાળોમાં લશ્કરી ડ્રિલ શિખવવા બાબત એક સરક્યુલર કર્યો છે. લશ્કરી ડ્રિલ હવે કેળવણીનો અગત્યનો ભાગ ગણાય છે, કારણ કે તેથી તનદુરસ્ત મનની સાથે શરીરનો બાંધો મજબૂત અને તનદુરસ્ત થાય છે. શરીર મજબૂત થવા ઉપરાન્ત ડ્રિલથી ધ્યાન આપવાની, અવલોકન કરવાની, ખુશીથી એકદમ ઉપરીનો હુકમ માનવાની, એક બીજાને મદદ આપવાની, અને સમયસૂચકતાની ટેવ પડે છે. સ્કૂલ બિરદ્રેસ પત્ર લખે છે કે, "જો ડ્રિલ શિખવવી જ હોય તો લશ્કરી ડ્રિલ શિખવવી એ સૌથી વધારે ઉપયોગી છે, કારણ કે તેથી શરીરના સ્નાયુઓ ખીલે છે અને મનની ઉપયોગી ટેવો પડે છે, એટલું જ નહિ, પણ તેથી ભવિષ્યમાં દેશના રક્ષણ તથા બળમાં ઘણો વધારો થાય છે."

સ્કૂલ મિસ્ટ્રેસ પત્ર વિશેષ જણાવે છે કે, "ટ્રાન્સવાલ સાથેની લડાઈના કારણથી હવે પછી ઇંગ્લાન્ડ, સ્કોટલાન્ડ, અને આયર્લાન્ડની બધી નિશાળોમાં લશ્કરી ડ્રિલ શિખવવાની સૂચનાઓ થઈ છે. મ્હોટી ઉમ્મરના બધા વિદ્યાર્થીઓને બંદુક ફોડતાં શિખવવી એમ પણ સૂચવવામાં આવ્યું છે."

---

# યૂરોપની શાળાઓ.

## ૧૪. વાંચનની શરૂઆત.

ઘણું કરીને દરેક જર્મન નિશાળમાં ન્હાનાં છોકરાંને વાંચન શિખવવા માટે અક્ષરનાં પત્તાંની *પેટી આપેલી હોય છે. મુસાફરી કરનાર લોકો દવાની પેટી રાખે છે તેવી આ પેટી હોય છે. દવાની પેટીમાં શીશીઓ મૂકવાનાં ખાનાં હોય છે, તેવાં આ પેટીમાં ખાનાં પાડેલાં છે. દરેક અક્ષર માટે જુદું ખાનું હોય છે, અને તેમાં તે અક્ષરના ખપ પ્રમાણે ઓછાં વધારે પત્તાં હોય છે. પેટીના ઢાંકણા ઉપર અક્ષરો ગોઠવીને શબ્દો બનાવી છોકરાંને વંચાવવામાં આવે છે. પ્રથમ આખો શબ્દ વંચાવી તેમાં આવતા અવાજોનું પૃથક્કરણ કરવામાં આવે છે, અને તે ઉપરથી તે અવાજો શિખવાય છે. દાખલા તરીકે જાણે †અક્ષરો પાસે પાસે મૂકીને શિક્ષક

મગ

જેવો શબ્દ પ્રથમ બનાવે છે, અને તે આખો વાંચતાં શિખવે છે.

---

* આપણે અહિં રંગ આકારની પેટીમાં અક્ષરનાં પત્તાં હોય છે તેવાં આ પત્તાં જણાય છે. આપણી પેટીમાં દરેક અક્ષર માટે બહુ પત્તાં હોતાં નથી. જર્મનીની અક્ષર પેટીમાં દરેક અક્ષરનાં પત્તાં ઘણાં હોય છે. આવી જુદી પેટી આપણે અહિં કરી હોય તો લાભ થાય. યૂરોપની ભાષાઓમાં આપણા જેવી બારાખડી હોતી નથી. આપણી પેટીમાં ન્હાનાં છોકરાંને શિખવવા લાયક શબ્દો બની શકે તેવા બારાખડી વાળા અક્ષરો પણ જોઈશે, અને તેમને માટે જુદાં ખાનાં રાખવાં પડશે.

† અહિંના વાંચનારને સમજ પડવા માટે અમે મૂળનાં દ્રષ્ટાન્તોને બદલે ગુજરાતી શબ્દોનાં દ્રષ્ટાન્ત મૂક્યાં છે.

તે બરાબર વાંચતાં આવડયા પછી તેનું પૃથક્કરણ કરીને મ અને ગ એવાં ઉચ્ચારણો જુદાં શિખવવામાં આવે છે, અને તે ઉચ્ચારણોના અક્ષરોનું પાકું ઓળખાણ કરાવવામાં આવે છે. પછી તે જગાએથી મ અક્ષર કાઢી લઈ ત્યાં પ મૂકે છે, એટલે

પગ

એવો શબ્દ બને છે. ગ ઉચ્ચારણ અને અક્ષરનું ભાન પહેલાં થયું હતું, અને હવે પ નું ભાન થાય છે. ત્યાર પછી વળી મગ શબ્દનો એક એક અક્ષર બદલી મઠ, મધ, વગેરે શબ્દો બનાવવામાં આવે છે. આ રીતે છોકરાં પ્રથમ આખો શબ્દ વાંચી તથા તેનું પૃથક્કરણ કરી અક્ષરો ઓળખતાં શીખે છે, અને પછી તે અક્ષરોને બદલી તથા એકઠા કરી નવા શબ્દો બનાવે છે. છોકરાં ઝડપથી નવા નવા શબ્દો વાંચી શકે ત્યાં સુધી આ રચના બદલ્યા કરવામાં આવે છે. આ રીતે પૃથક્કરણ અને સંયોગીકરણ બન્ને રીતિનો ઉપયોગ કરવામાં આવે છે, અને છોકરાં બહુ આનન્દથી પાકું શીખે છે. તેમને કંટાળો આવવાનું કાંઈ કારણ રહેતું નથી.

એક સ્ત્રી શિક્ષક આ પેટીનો ઉપયોગ કરતી હતી તેને મ્હેં પૂછ્યું, કે એ પેટી તમને ન આપી હોય તો તમે શું કરો? તેણે દૃઢતાથી જવાબ આપ્યો, "હું મ્હારી ટોપી ઘરેણે મૂકીને પણ પેટી લઈ આવું. આ અક્ષરો વિના મ્હારાથી વાંચન શિખવી શકાય નહિ."

ઉપર કહ્યા મુજબ સાધારણ શબ્દોનું અને તે ઉપરથી અક્ષરોનું ભાન થયા પછી પહેલી ચોપડી વંચાવવાનું શરૂ કરવામાં આવે છે. કેટલેક ઠેકાણે પેટી સિવાય વાંચન શિખવવાની બીજી પણ યુક્તિઓ દાખલ થઈ છે, પણ તે બધીમાં મૂળતત્ત્વ ઉપર કહ્યું તે જ છે.

આ પદ્ધતિએ શિખવવાથી નીચેના લાભ થાય છેઃ

(૧) શરૂમાં ન્હાના બાળકની નજરે એક વખતે એક જ શબ્દ પડે છે. પહેલી ચોપડીમાં અથવા વાંચનના પૂંઠામાં ઘણા શબ્દો સાથે છાપેલા હોવાથી એક જ શબ્દ ઉપર ધ્યાન ન રહેવાથી બાળકને જેવી ગૂંચવણ પેદા થાય છે તેવી એક એક શબ્દ જુદો તેની આગળ રજુ થવાથી થતી નથી.

(૨) શબ્દમાંનો એક જ અક્ષર બદલવાથી સ્હેલથી બીજો શબ્દ બને છે. આ ફેરફાર બાળકની નજર આગળ થાય છે, અને તે જુએ છે કે બાકીના અક્ષરો કાયમ રહે છે.

(૩) પહેલી ચોપડી કે પૂંઠામાં અમુક શબ્દો અમુક ક્રમમાં છાપેલા હોય છે તે બાળકને મોઢે રહી જવાથી બાળક અક્ષરો ઉપર ધ્યાન આપ્યા વિના અથવા શબ્દ જોયા વિના મ્હોએથી પોપટની પેઠે બોલે છે. આ પદ્ધતિએ નવા શબ્દો બનાવીને વાંચતાં શિખવવાથી બાળકને ધ્યાન આપવું પડે છે, અને તે ઘણા જુદા જુદા શબ્દો શીખે છે.

## ૧૫. લેખન.

મ્હેં જર્મની, હોલાન્ડ, અને ફ્રાન્સની નિશાળો જોઈ, પણ ઘણા વખત સુધી કોઈ ઠેકાણે કોપી બુકોનો ઉપયોગ થતો મ્હારા જોવામાં આવ્યો નહિ. છતાં બધે ઠેકાણે અક્ષરો ઘણા સારા મરોડદાર હતા. પ્રશિયામાં હેમ્બર્ગથી મેયન્સ સુધી સઘળે ઠેકાણે મ્હેં સારા જ અક્ષરો જોયા છે. કોપી બુકો ન વાપરવા છતાં અક્ષરો કેમ સારા છે તે મ્હારાથી સમજાયું નહિ. આખરે હેમ્બર્ગ નજીક એક નિશાળમાં કોપી બુકો વપરાતાં જોઈ, ત્યારે મ્હને તજવીજ કરવાનું મન થયું. શિક્ષકનો જવાબ જેટલો સમજ ભરેલો તેટલો જ હસવા જેવો છે. તેણે કહ્યું:—

"મહેરબાન, મ્હારી નિશાળ હાલ સજા ભોગવે છે. છોકરાઓને બેદરકારીની ટેવ પડી હતી, અને તેમણે નઠારા અક્ષરે લખેલા નિબન્ધો તથા મનોયત્નો રજુ કર્યા, તેથી સજા દાખલ મ્હેં તેમને કોપી બુકો ખરીદીને અક્ષરોનો મરોડ સુધારવાની ફરજ પાડી છે. છોકરાઓ જાણે છે કે તેઓ અક્ષરની બાબતમાં ગુન્હેગાર બન્યા છે, અને અસલની આબરૂ પાછી મેળવવાને તેઓ ઘણી મહેનત લે છે.

"સાધારણ રીતે હમે કોપી બુકો વાપરતા નથી. હમે એમ સમજીએ છીએ, કે છોકરાઓ બધી વખત જે કાંઈ લખે તે સઘળું ધીમે ધીમે સંભાળથી સારે અક્ષરે લખે, તો કોપી બુકો મારફત લેખનનું ખાસ શિક્ષણ આપવાની જરૂર રહેતી નથી. છેક નીચલા વર્ગથી છેક ઉપલા વર્ગ સુધી બધા જ છોકરાને સઘળું લખાણ સારે અક્ષરે લખવાની ફરજ પાડવામાં આવે છે, અને લેખી કામમાં છોકરાઓને ઉતાવળ ન કરાવવા—

ની શિક્ષકો કાળજી રાખે છે. શિક્ષકો જાતે પણ કાળાં પાટીઆ પર જે જે લખે છે તે કદી બેદરકારીથી લખતા નથી, તેથી છોકરાની નજરે સારા જ નમૂના પડે છે. આ વહિવટનું પરિણામ ઘણું સારૂં આવે છે.

"કોપી બુકો માત્ર ખરાબ લેખનને છાવરવાનું કામ કરે છે. અઠવાડીઆમાં બે ત્રણ વાર કોપી બુકના વખતમાં છોકરા સમ્ભાળથી સારા અક્ષર લખે, અને બાકીનું આખું અઠવાડીઉં ઉતાવળ તથા બેદરકારીથી મરોડ વિનાના નઠારા અક્ષર લખે, તો કોપી બુકો વપરાય છે તેટલા જ કારણથી કદી સારા અક્ષર લખવાનો મહાવરો થશે નહિ. સતત મહાવરાથી જ સારા અક્ષર લખી શકાય છે. થોડો વખત ઠરાવીને કોપી બુક લખવી અને બાકીનો બધો વખત નઠારા અક્ષર લખવા, એ ધર્મ અથવા નીતિનો બોધ અપાતો હોય તેટલી ઘડી ભલા, માયાળુ, આજ્ઞાધારક બનવું, અને બાકીનો બધો દહાડો તોફાની, નઠારા, અનીતિમાન થવું એના જેવું છે."

આ જવાબ મ્હને એવો સન્તોષકારક લાગ્યો કે તે આખો મ્હેં ઉતારી લીધો છે. પછી મ્હેં પુછ્યું, "તમે સુન્દર કારીગરીવાળા જુદી-જુદી ઢબના અક્ષર શિખવવાને શું કરો છો?" મ્હને જવાબ મળ્યો કે, "હમે એવા અક્ષર શિખવતા જ નથી, અને એવો પ્રયત્ન કરવાનો હમારો હેતુ પણ નથી. હમારા કોઈ વિદ્યાર્થીને એવાં કારીગરીનાં રૂપો શીખવાં હોય તો તેણે તે શિખવનારી ખાસ શાળામાં જવું જોઈએ. પ્રાથમિક શાળાએ પ્રાથમિક શિક્ષણ જ આપવાનું છે. સઘળી ખાસ બાબતો તેમાંથી દૂર થવી જોઈએ."

આ ઉત્તરથી જણાય છે, કે પોતે કયે રસ્તે જવું છે તથા કયો હેતુ પાર પાડવો છે તે શિક્ષક સારી પેઠે સમજે છે. સઘળી જર્મન શાળાઓમાં એ વાત મ્હારા જોવામાં આવી. પોતે શો હેતુ પાર પાડવો છે તે ત્યાંનો દરેક શિક્ષક બરાબર જાણે છે. પોતે શું કરવું છે તે જે માણસ સારી રીતે જાણે છે તે એ કામ કેવી રીતે પાર પાડવું એ ખોળી કાઢી શકે છે. જર્મનીના શિક્ષકોને ધન્ધાની એવી સારી કેળવણી મળેલી હોય છે કે તેઓને રસ્તો ખોળી કાઢતાં કાંઈ મુશ્કેલી પડતી નથી.

# परचूरण सूचनाओ.

( ચાલુ પૃષ્ઠ ૧૧૩ થી. )

**શિક્ષકની રીત ભાત.**—બાળકોને કાંઈ નવું શિખવવું હોય ત્યારે તે ધીમે રહીને તેમના મન ઉપર ઠસે એવી રીતે બોલવું. તેમની આગળ નવા વિચાર રજુ થાય છે તે વખત તેમનું મન બહુ ધીમું ચાલે છે, માટે શિક્ષકે પણ ધીમે રહી કામ કરવાની જરૂર છે. જે શિક્ષકો બહુ ઉતાવળ કરે છે તેમની સાથે છોકરાંનું મન હીંડી શકતું નથી અને ગુંચવાઈ જાય છે.

**લેખન.**—બાળ વર્ગને નવો અક્ષર લખતાં શિખવવાની નીચેની યુક્તિ એક ઇન્સ્પેક્ટરને બહુ પસન્દ પડી હતી. એક ઇન્ચ પહોળાઈની કાગળની એક એક ચીપ ફાડીને દરેક બાળકને આપવી, અને તે ઉપર શિખવવાનો અક્ષર સારા મરોડથી લખી આપવો. આ ચીપ કૉપીનું કામ કરશે. તે સ્લેટના ઉપરના ભાગમાં મૂકવા બાળકોને કહેવું. પછી શિક્ષકે તે અક્ષર કાળા પાટીઆ પર લખી બતાવવો, અને તે કેવી રીતે લખાય તે સમજાવવું. પછી તે સ્લેટમાં લખવાને છોકરાંને કહેવું. પ્રથમ છોકરાંએ કાગળની ચીપ ઉપર લખેલો અક્ષર પત્થર પેન વડે ઘૂંટવો, અને ત્યાર પછી હાથ ઉંચો કરીને હવામાં અક્ષર લખતા હોય તેમ હાથ ફેરવવો. ત્યાર પછી કાગળની ચીપમાં જોઈને તે મુજબ સ્લેટમાં અક્ષર લખવો. શિક્ષકે વર્ગમાં ઝડપથી ફરીને લખેલો અક્ષર જોઈ લેવો, અને જે ભૂલ હોય તે પાટીઆ પર સુધારી બતાવવી. ત્યાર પછી ઉપરની ચીપ છોકરાંએ સ્લેટમાં લખેલી પહેલી લીટીની ઉપર મૂકાવવી, અને તેની નીચે બીજી લીટી લખવા કહેવું. એ મુજબ એક પછી એક લીટી લખાવીને સુધારવી, તથા તે ચીપ વડે ઢંકાવીને નવી લીટી લખવા કહેવું. ઉપરની લીટી ઉઘાડી રાખવાથી છોકરાં તે જોઈને પોતાની ભૂલની નકલ કરે છે, તેથી ભૂલ સુધરવાના બદલામાં દૃઢ થાય છે. ઉપરની લીટી કાગળની ચીપ વડે ઢંકાવવાથી ભૂલવાળી લીટીની નકલ ન થતાં ચીપ ઉપર લખેલા મરોડદાર અક્ષરની જ નકલ થાય છે.

ની શિક્ષકો કાળજી રાખે છે. શિક્ષકો જાતે પણ કાળાં પાટીઆ પર જે જે લખે છે તે કદી બેદરકારીથી લખતા નથી, તેથી છોકરાની નજરે સારા જ નમૂના પડે છે. આ વહિવટનું પરિણામ ઘણું સારું આવે છે.

"કોપી બુકો માત્ર ખરાબ શેખનને છાવરવાનું કામ કરે છે. અઠવાડીઆમાં બે ત્રણ વાર કોપી બુકના વખતમાં છોકરા સમ્ભાળથી સારા અક્ષર લખે, અને બાકીનું આખું અઠવાડીઉં ઉતાવળ તથા બેદરકારીથી ગરેડ વિનાના નઠારા અક્ષર લખે, તો કોપી બુકો વપરાય છે તેટલા જ કારણથી કદી સારા અક્ષર લખવાનો મહાવરો થશે નહિ. સતત મહાવરાથી જ સારા અક્ષર લખી શકાય છે. થોડો વખત ઠરાવીને કોપી બુક લખવી અને બાકીનો બધો વખત નઠારા અક્ષર લખવા, એ ધર્મ અથવા નીતિનો બોધ અપાતો હોય તેટલી ઘડી ભલા, માયાળુ, આજ્ઞાધારક બનવું, અને બાકીનો બધો દહાડો તોફાની, નઠારા, અનીતિમાન થવું એના જેવું છે."

આ જવાબ મ્હને એવો સન્તોષકારક લાગ્યો કે તે આખો મ્હેં ઉતારી લીધો છે. પછી મ્હેં પૂછ્યું, "તમે સુન્દર કારીગરીવાળા જુદી જુદી ઢબના અક્ષર શિખવવાને શું કરો છો?" મ્હને જવાબ મળ્યો કે, "હમે એવા અક્ષર શિખવતા જ નથી, અને એવો પ્રયત્ન કરવાનો હમારો હેતુ પણ નથી. હમારા કોઈ વિદ્યાર્થીને એવાં કારીગરીનાં રૂપો શીખવાં હોય તો તેણે તે શિખવનારી ખાસ શાળામાં જવું જોઈએ. પ્રાથમિક શાળાએ પ્રાથમિક શિક્ષણ જ આપવાનું છે. સઘળી ખાસ બાબનો તેમાંથી દૂર થવી જોઈએ."

આ ઉત્તરથી જણાય છે, કે પોતે કયે રસ્તે જવું છે તથા કયો હેતુ પાર પાડવો છે તે શિક્ષક સારી પેઠે સમજે છે. સઘળી જર્મન શાળાઓમાં એ વાત મ્હારા જોવામાં આવી. પોતે શો હેતુ પાર પાડવો છે તે ત્યાંનો દરેક શિક્ષક બરાબર જાણે છે. પોતે શું કરવું છે તે જે માણસ સારી રીતે જાણે છે તે એ કામ કેવી રીતે પાર પાડવું એ ખોળી કાઢી શકે છે. જર્મનીના શિક્ષકોને ધન્ધાની એવી સારી કેળવણી મળેલી હોય છે કે તેઓને રસ્તો ખોળી કાઢતાં કાંઈ મુશ્કેલી પડતી નથી.

# परचूरण सूचनाओ.

( ચાલુ પૃષ્ઠ ૧૧૪ થી. )

**શિક્ષકની રીત ભાત.**—બાળકોને કાંઈ નવું શિખવવું હોય ... તે ધીમે રહીને તેમના મન ઉપર ઠસે એવી રીતે બોલવું. તેમની ગળ નવા વિચાર રજુ થાય છે તે વખત તેમનું મન બહુ ધીમુ ચાલે માટે શિક્ષકે પણ ધીમે રહી કામ કરવાની જરૂર છે. જે શિક્ષકો ઉતાવળ કરે છે તેમની સાથે છોકરાનુ મન દોડી શકતું નથી અને ગુંચવાઈ જાય છે.

**લેખન.**—બાળ વર્ગને નવો અક્ષર લખતા શિખવવાની નીચેની યુક્તિ એક ઇન્સ્પેક્ટરને બહુ પસન્દ પડી હતી. એક ઇન્ચ પહોળાઈની કાગળની એક એક ચીપ ફાડીને દરેક બાળકને આપવી, અને તે ઉપર શિખવવાનો અક્ષર સારા મરોડથી લખી આપવો. આ ચીપ કોપી ' કરશે. તે સ્લેટના ઉપરના ભાગમાં મૂકવા બાળકોને કહેવું. પછી । તે અક્ષર કાળા પાટીઆ પર લખી બતાવવો, અને તે કેવી રીતે લખાય તે સમજાવવું. પછી તે સ્લેટમાં લખવાને છોકરાંને કહેવું. પ્રથમ છોકરાંએ કાગળની ચીપ ઉપર લખેલો અક્ષર પત્થર પેન. વડે ઘૂંટવો, અને ત્યાર પછી હાથ ઊંચો કરીને હવામાં અક્ષર લખતા હોય તેમ હાથ ફેરવવો. ત્યાર પછી કાગળની ચીપમાં જોઈને તે મુજબ સ્લેટમાં અક્ષર લખવો શિક્ષકે વર્ગમાં ઝડપથી ફરીને લખેલો અક્ષર જોઈ લેવો, અને જે ભૂલ હોય તે પાટીઆ પર સુધારી બતાવવી. ત્યાર પછી ઉપરની ચીપ છોકરાંએ સ્લેટમાં લખેલી પહેલી લીટીની ઉપર મૂકાવવી, અને તેની નીચે બીજી લીટી લખવા કહેવું. એ મુજબ એક પછી એક લીટી લખાવીને સુધારવી, તથા તે ચીપ વડે ઢંકાવીને નવી લીટી લખવા કહેવું. ઉપરની લીટી ઉઘાડી રાખવાથી છોકરાં તે જોઈને પોતાની ભૂલની નકલ કરે છે, તેથી ભૂલ સુધરવાના બદલામાં દૃઢ થાય છે. ઉપરની લીટી કાગળની ચીપ વડે ઢાંકવાથી ભૂલવાળી લીટીની નકલ ન થતાં ચીપ ઉપર લખેલા મરોડદાર અક્ષરની જ નકલ થાય છે. —નાનમી ચોપડી.

બાળ ગણિત.—બાળ વર્ગને ૫ ને ૪ નો સરવાળો કરો, ૬ માંથી ૩ બાદ કરો, ૪ ને ૨ એ ગુણો, ૯ ને ૩ એ ભાગો, વગેરે રૂપમાં હમેશ પ્રશ્નો ન પૂછતાં નીચેના રૂપમાં પણ પૂછવાઃ—

પાંચ પૈસા મ્હારી પાસે હતા, અને ચાર પૈસા મામાએ આપ્યા, તો મ્હારી પાસે કેટલા થયા ?

મ્હારી કને ૭ કેરીઓ હતી તેમાંથી ત્રણ ખાધી તો કેટલી રહી?

એક ભીખારીને બે ઘેરથી ચાર ચાર રોટલીઓ મળી તો તેની પાસે કેટલી થઈ ?

મ્હારી પાસે નવ પૈસા છે, અને તે ત્રણ ભીખારીઓને વહેંચવા છે તો દરેકને કેટલા કેટલા મળશે ?

આ મુજબ પ્રશ્ન પૂછવાથી દરેકમાં સરવાળો, બાદબાકી, ગુણાકાર, કે ભાગાકાર કરવાનો છે તે છોકરાંને પોતાને ખોળી કાઢવું પડે છે, તેથી તેમને વિચારવાની ટેવ પડે છે. અમુક રકમમાં અમુક રકમ ઉમેરો અથવા તેમાંથી અમુક રકમ બાદ કરો એમ કહેવાથી માત્ર યન્ત્રની મા ફક વગર વિચાર્યું કામ કરવાની ટેવ પડે છે. બહુ મ્હોટી રકમો લેવાની જરૂર નથી. ૨૦ ની અન્દરની રકમો લેવાથી બસ થશે. જે હિસાબ કરાવવામાં આવે તે પણ ૨૦થી વધારે જવાબ આવે એવા હોવાની જરૂર નથી. પરન્તુ તેટલી હદની અન્દર સરવાળા, બાદબાકી, ગુણાકાર, અને ભાગાકારના વિવિધ હિસાબ કરવાનો બાળકોને મહાવરો પાડવો જોઈએ. તેમ કરવાથી તેમની વિચાર શક્તિ ખીલશે, અને ત્યાર પછીનું ગણિત શિક્ષણ ઘણું સહેલું થશે.

---

## શિક્ષણ સમ્બન્ધી સૂચના.

(લખનાર ખાન સાહેબ નાનજીયાણી.)

શિક્ષણ સમ્બન્ધી મુખ્ય દૂષણ એ જોવામાં આવે છે, કે લગભગ ચાળીસ ટકા જેટલી સ્કૂલોમાં શિક્ષકો માત્ર પરીક્ષાનું જ કામ કરે ... પ્રયત્નથી સમજાવ્યા વિના ફક્ત પાઠ કરી લાવજો એવી રીતે ... અને બીજે દહાડે લાગલું જ ... માં આવેલા અ...

શબ્દના અર્થ પૂછે છે. કેટલાક શિક્ષકો ગણિતના દાખલા નિશાળમાં શિખવ્યા વિના ઘર આગળ કરી લાવવા કહે છે. બીજે દહાડે તેઓ આ દાખલા માત્ર જોઈ જાય છે, ખોટા હોય તો સમજાવતા પણ નથી. વળી ઘર આગળ કરવાના દાખલા આપવામાં પણ તેઓ હદ રાખતા નથી. એકદમ દસ બાર દાખલા ઘેરથી કરી લાવવા છોકરાઓને કહે છે. આ બહુ ભૂલ ભરેલું છે. એક કન્યા શાળામાં હું જાણીને બહુ આશ્ચર્ય પામ્યો, કે બીજા ધોરણની ન્હાની છોકરીઓને સ્ત્રી શિક્ષકે એકદમ પન્દર પાઠના શબ્દો ઘેરથી લખી લાવવા આપ્યા હતા. શિક્ષકને એટલો વિચાર ન થયો, કે એટલા બધા પાઠોના શબ્દો લખતાં વખત કેટલો જશે, અને એટલા બધા શબ્દો સારા અક્ષરે તથા કાળજીથી લખી જ કેમ શકાશે. જ્યાં બુધવારે સવારની નિશાળ હોય છે તેવે ઠેકાણે પણ કોઈ કોઈ શિક્ષકો મંગળવારની સાંઝે પાઠ અથવા ગણિતના દાખલા ઘેરથી લખી લાવવા કહે છે, પણ વિચારતા નથી કે સાંજના તો તેમને રજા મળે છે અને વહાણામાં તો આવવાનું છે, તો પછી ઘેરથી તેઓ શી રીતે લખી લાવશે. બાળકોને રાત્રે લખવાની ફરજ પાડવી એ ઘાતકીપણું છે.

પરીક્ષા થઈ રહ્યા પછી ઘણે ભાગે મહેતાજીઓ બેપરવા થઈ બેસે છે, અને ફરીની પરીક્ષા પહેલાંના બે ત્રણ મહિના ભણાવવામાં ખૂબ ધમાચકડી કરી મૂકે છે. દેખીતી રીતે આ હાનીકારક છે. કંઈ પણ ઉતાવળ વિના મધ્યમસર દર રોજ કાળજીથી શિખવવું એ જ ઉત્તમ છે.

શી બાબતનો પાઠ આપવાનો છે, અને તે સમજવામાં અઘરા શબ્દો કે અઘરી વાક્ય રચના કેવી રીતે સમજાવ્યાથી શિષ્યોની અડચણો દૂર થશે, તે વિચારી તૈયાર થઈ વર્ગમાં જવાનો શ્રમ થોડા જ શિક્ષકો લે છે. ખાસ કરીને આ ટીકા ચોથા, પાંચમા, અને છઠ્ઠા ધોરણને લાગુ પડે છે. પાંચમી ચોપડીમાં અખા ભગતનું એક વચન છે, તે કોઈ પણ શિક્ષકે બરાબર રીતે સમજાવેલું મ્હારા જાણવામાં આવ્યું નથી. એ વચન સમ્બન્ધી શાળા પત્રમાં બે ત્રણ વાર ચર્ચા આવી ગયેલી છે, છતાં શિક્ષકો બરાબર રીતે સમજાવી શકતા નથી, અને તેઓ પોતે પણ ભાગ્યે જ સમજે છે. "ખાતાં ખાંડ અને આવતાં રેત" આ એક ઊંડા વિચારવાળું ફીલસુફી ભરેલું વચન છે, અને ખરું પૂછાવો તો પાંચમી ચોપડી-

માં નહિ, પણ સાતમી ચોપડીમાં જોઈએ. માસ્તરો બહુ ખુલાસાથી સમજાવે તો પાંચમી ચોપડીવાળા પણ સમજી શકે તેમ છે. મ્હેં ચાળીસથી પચાસ નિશાળોમાં છોકરાઓને પૂછ્યું હશે, કે ખાતાં ખાંડ જેવું લાગે અને ચાવતાં રેતી જેવું લાગે એટલે શું? માત્ર એક કે બે ઠેકાણે જ મ્હને ખરો જવાબ મળ્યો છે. ઘણે ખરે ઠેકાણે તો છોકરાઓ જ્યારે જવાબ આપી શકતા નહિ, ત્યારે મહેતાજીએ તેમને સૂચના કરતા કે આખી લીટી સમજાવી જાઓ. એટલે છોકરાઓ પોપટની પેઠે બોલી જતા કે પૈસો આવે છે ત્યારે ખાંડ જેવો લાગે છે, અને જ્યારે જાય છે ત્યારે રેતી જેવો લાગે છે. આ અર્થ ખોટો છે. ખાવાની ક્રિયા શું અને ચાવવાની ક્રિયા શું? એ બેમાં શો ફેર છે? આ પ્રશ્ને તરફ છોકરાઓનું લક્ષ ખેંચવું જોઇએ, અને તેમને અનુભવમાં આવેલી બાબતોનાં દૃષ્ટાન્ત આપવાં જોઈએ. છોકરાઓના મનમાં બહુ વાર આ પ્રમાણે વિચારો આવ્યા હશે: "ચોથા ધોરણમાં હું પાસ થાઉં તો કેવું સારું! હું કેટલો બધો ભાગ્યશાળી ગણાઉં!" પાસ થતા પહેલાં આવા વિચાર આવે છે, પણ પાસ થયા પછી તે વિચારોનું વલણ ફરી જાય છે, અને પછી તે એમ ખ્યાલ કરે છે કે એમાં શું? પાંચમું ધોરણ પાસ કરું અને પછી છઠ્ઠામાં ફતેહમંદ થાઉં ત્યારે હું ખરેખરો ભાગ્યશાળી ગણાઉં. ફરી છઠ્ઠું ધોરણ પાસ કર્યા પછી સાધારણ રીતે એમ વિચાર આવે કે એમાં શું વળ્યું? પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થાઉં તો નોકરી મળે. એવી જ રીતે ઇષ્ટ વસ્તુ મળતા પહેલાં કવી રીતનો ઉમંગ અને આનન્દ મનમાં હોય છે, અને તે સંપાદિત થયે માત્ર ક્ષણ વાર ટકી ઘટી જઈ કેવી રીતે જતો રહે છે તે બતાવવાને વાસ્તે જ અખા ભગતે આ અમૂલ્ય લીટી પોતાના છપ્પામાં દાખલ કરી છે. એનો પૂરે પૂરો અને ખરો અર્થ એ છે કે સંસારી વાસનાઓ એવી રીતની છે કે ધારેલી વસ્તુ મળતા પહેલાં તે પ્રાપ્ત કરવા માટે અતિ ઉત્કંઠા તથા હર્ષ માણસને રહે છે. પણ કોળીઓ મ્હોંમાં મૂકયા પછી અને ચાવતા પહેલાં એટલે તે મળ્યા પછી બહુ અલ્પ વખતમાં તે નિર્માલ્ય લાગે છે, અથવા તો તે પ્રાપ્ત થયાથી તેનું પરિણામ એવું આવે છે કે સામું દુઃખ થઈ પડે છે. માયાનો આ ઠેકાણે બહુ વિસ્તીર્ણ અર્થ છે. માયા એટલે પૈસો એવો અર્થ નથી પણ સંસારની બધી વાસનાઓનો માયા શબ્દમાં સમાવેશ થાય છે.

# વડોદરામાં સ્ત્રી કેળવણી.

તા. ૯-૨-૧૯૦૦ ને રોજ વડોદરાની ફીમેલ ટ્રેનિંગ કાલેજની સ્ત્રી વિદ્યાર્થીઓને તથા કન્યા શાળાઓની બાળકીઓને ઇનામ આપવાના મેળાવડા વખતે મહારાણીશ્રી ચિમનાબાઈનું ભાષણઃ—

વહાલી બ્હેનો તથા બાળકીઓ

આજના પ્રસંગને સ્ત્રી કેળવણી સાથે સમ્બન્ધ છે, માટે તે વિષય ઉપર હું બે શબ્દ બોલવા માગું છું તે તમે ધ્યાન દઈને સાંભળશો.

શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કે જ્ઞાન જેવી પવિત્ર બીજી એક ચીજ નથી, પણ જ્ઞાન મેળવવાને વિદ્યાની જરૂર છે કારણ કે વિદ્યા જ્ઞાનનું મૂળ છે. ધર્મ, ધન, મન કામના તૃપ્તિ, અને મોક્ષને માટે દરેક માણસની ઇચ્છા હોય છે, અને તે સર્વે માત્ર વિદ્યાથી જ મળે છે. આ પ્રમાણે વિદ્યાથી અનેક અને અમૂલ્ય લાભ થાય છે. દુનિયાના દરેક સુધરેલા રાજ્યમાં લોકોને આ લાભ આપવાને પ્રયત્ન થાય છે. હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં સ્ત્રીઓને આ લાભ આપવાને ઘણો પ્રયત્ન થાય છે, પણ આપણા રાજ્યમાં સ્ત્રી કેળવણીને જેટલું ઉત્તેજન મળે છે તેટલું બીજા કોઈ પણ રાજ્યમાં મળતું હોય તેમ મ્હને લાગતું નથી. આટલા બધા ઉત્સાહ અને ઉદારતાથી સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપનાર આપણા મહારાજા સાહેબ જેવા થોડા જ હશે. મહારાજા સાહેબની આજ્ઞાધીન અને પ્રેમાળ પત્ની હોવાથી હું આ પ્રમાણે તેમનાં વખાણ કરૂં છું એમ નથી, પણ ખરેખર તેમનો આ બાબતમાં ઉત્સાહ અને ઉદારતા જોઈને મ્હને એટલો બધો આનન્દ થાય છે કે મ્હારાથી આ પ્રસંગે તેમનાં વખાણ કર્યા વિના રહેવાતું નથી. દરેક જણ જાણે છે, કે આ રાજ્યમાં વાંચવા લખવાનું તથા શીવણ અને પાક શાસ્ત્રનું શિક્ષણ બાળકીઓને મફત આપાય છે. આ રાજ્યનું કેળવણી ખાતું મુખ્યત્વે કરીને સ્ત્રી કેળવણીની બાબતમાં માત્ર સ્ત્રીઓના જ લાભને માટે છે. તેથી રાજ્યને કંઈ દેખીતો લાભ નથી. મહારાજા સાહેબ આવી અનુપમ ઉદારતાથી સ્ત્રી કેળવણીને જે ઉત્તેજન આપે છે તેને માટે તમે એકલાં તેમનાં આભારી છો એમ નથી, પણ મહારાજા સાહેબની રૈયતની હવે પછીની ઓલાદને પણ

માં નહિ, પણ સાતમી ચોપડીમાં જોઈએ. માસ્તરો બહુ ખુલાસાથી સમજાવે તો પાંચમી ચોપડીવાળા પણ સમજી શકે તેમ છે. મ્હેં ચાળીસથી પચાસ નિશાળોમાં છોકરાઓને પૂછ્યું હશે, કે ખાતાં ખાંડ જેવું લાગે અને ચાવતાં રેતી જેવું લાગે એટલે શું? માત્ર એક કે બે ઠેકાણે જ મ્હને ખરો જવાબ મળ્યો છે. ઘણે ખરે ઠેકાણે તો છોકરાઓ જ્યારે જવાબ આપી શકતા નહિ, ત્યારે મહેતાજીઓ તેમને સૂચના કરતા કે આખી લીટી સમજાવી જાઓ. એટલે છોકરાઓ પોપટની પેઠે બોલી જતા કે પૈસો આવે છે ત્યારે ખાંડ જેવો લાગે છે, અને જ્યારે જાય છે ત્યારે રેતી જેવો લાગે છે. આ અર્થ ખોટો છે. ખાવાની ક્રિયા શું અને ચાવવાની ક્રિયા શું? એ બેમાં શો ફેર છે? આ પ્રશ્નો તરફ છોકરાઓનું લક્ષ ખેંચવું જોઇએ, અને તેમને અનુભવમાં આવેલી બાબતોનાં દૃષ્ટાન્ત આપવાં જોઈએ. છોકરાઓના મનમાં બહુ વાર આ પ્રમાણે વિચારો આવ્યા હશેઃ "ચોથા ધોરણમાં હું પાસ થાઉં તો કેવું સારું! હું કેટલો બધો ભાગ્યશાળી ગણાઉં!" પાસ થતા પહેલાં આવા વિચાર આવે છે, પણ પાસ થયા પછી તે વિચારોનું વલણ ફરી જાય છે, અને પછી તે એમ ખ્યાલ કરે છે કે એમાં શું? પાંચમું ધોરણ પાસ કરું અને પછી છઠ્ઠામાં ફતેહમંદ થાઉં ત્યારે હું ખરેખરો ભાગ્યશાળી ગણાઉં. ફરી છઠ્ઠું ધોરણ પાસ કર્યા પછી સાધારણ રીતે એમ વિચાર આવે છે કે એમાં શું વળ્યું? પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થાઉં તો નોકરી મળે. એવી જ રીતે ઇષ્ટ વસ્તુ મળતા પહેલાં કેવી રીતનો ઉમંગ અને આનન્દ મનમાં હોય છે, અને તે સંપાદિત થયે માત્ર ક્ષણ વાર ટકી ઘટી જઈ કેવી રીતે જતો રહે છે તે બતાવવાને વાસ્તે જ અખા ભગતે આ અમૂલ્ય લીટી પોતાના છપ્પામાં દાખલ કરી છે. એનો પૂરે પૂરો અને ખરો અર્થ એ છે કે સંસારી વાસનાઓ એવી રીતની છે કે ધારેલી વસ્તુ મળતા પહેલાં તે પ્રાપ્ત કરવા માટે અતિ ઉત્કંઠા તથા હર્ષ માણસને રહે છે. પણ કોળીઓ મ્હોમાં મૂકયા પછી અને ચાવતા પહેલાં એટલે તે મળ્યા પછી બહુ અલ્પ વખતમાં તે નિર્માલ્ય લાગે છે, અથવા તો તે પ્રાપ્ત થયાથી તેનું પરિણામ એવું આવે છે કે સામું દુઃખ થઈ પડે છે. માયાનો આ ઠેકાણે બહુ વિસ્તીર્ણ અર્થ છે. માયા એટલે પૈસો એવો અર્થ નથી પણ સંસારની બધી વાસનાઓનો માયા શબ્દમાં સમાવેશ થાય છે.

લક્ષણ—દિવસે ઝાડની ડાળીઓએ સંખ્યાબંધ વાગોળો ઉંધે માથે લટકેલી જોવામાં આવે છે. તેના પાછલા પગના પંઝા ડાળીઓમાં ભેરવી તે લટકે છે, અને તે વખતે પાંખોને શરીર ઉપર લપેટી રાખે છે, તેથી જાણે સુકું મુડદાલ પાંદડું લટકતું હોય તેવી દેખાય છે. એક ઝાડ ઉપર ઘણી વાગોળો લટકે છે. દિવસે જો તેને કોઈ છેડે નહિ તો તે ઊડતી નથી. પણ સાંજ પડતાંને વાર જ તેઓ હીલચાલ કરવા માંડે છે, અને એકે એકે કોઈ વાર જોડકાંમાં, અને કોઇકે વખત મ્હોટા જથામાં ઊડીને ખોરાકની શોધ સારૂ જાય છે. જતી વખતે તળાવ, નદી, કે કોઈ જળાશય હોય છે ત્યાં ઉતરે છે. તે પાણી પીવા ઉતરે છે કે ન્હાવા તે નક્કી નથી. જ્યાં ફળવાળાં ઝાડો હોય છે, અને તેમાં મુખ્યત્વે કરી લીમડા, વડ, વગડાઉ અંજીર, અને બગીચાનાં ફળાઉ ઝાડો હોય છે, ત્યાં જઈ તે ફળ ખાય છે. તેને લીંબુ અને તેની જાતનાં ફળ ભાવતાં નથી. આમલી તેને બહુ ભાવે છે, તેથી ઘણે ભાગે આમલીના ઝાડ પર રહેવાનું તે વધારે પસન્દ કરે છે. કેટલાક શોધકોને માલૂમ પડયું છે, કે તાડના ઝાડ પર તાડી ભેગી કરવા જે વાસણો બાંધેલાં હોય છે તેમાંથી તે તાડી પી જાય છે, અને તેનો નીશો ચડવાથી ત્યાંથી તે સવાર થવા છતાં પણ ઊડી શકતી નથી. પાસેની જગાઓમાં ફળ ન મળે તો ઘણે દૂર સુધી તે જાય છે. તેની ઊડવાની ઝડપ એટલી બધી છે કે સો સો માઇલ સુધી તે ફરતી જણાઈ છે. ફળને તોડી લઈને ખાવા સારૂ પાછલા પગનો એક પંઝો ડાળે ભેરવી ઉંધે માથે લટકે છે, અને બીજા પંઝામાં રાખેલા ફળને મ્હોડે કોળીએ ખાઈ જાય છે. સવાર થતાં તે પોતાને રહેઠાણે પાછી ફરે છે, અને જે પહેલી આવે છે તે ઝાડની ઊંચી ડાળી પર લટકવાનું પસન્દ કરે છે. તેથી જે મોડી આવે છે તે જ્યારે ઊંચી ડાળીએ લટકવા જાય છે, ત્યારે પહેલેથી ટંગાયેલીઓ તેને કાયના પંઝાવતી મારે છે અને ચીસો પાડે છે. તેથી મોડી આવનારને [illegible] બીજી ડાળીએ જવું પડે છે. આમ ઘણી વાર થયા પછી તેનું [illegible] પડે છે. એક આખા ઝાડ પરની બધી વાગોળોને મ્હોટા પરોઢથી [illegible]ડીને તે છેક શાન્ત થતા સુધીમાં આઠ નવ વાગે છે. ત્યાર પછી તે ઝંપે છે, અને સાંજ સુધી શાન્ત થઈને ટંગાઈ રહે છે. પણ કેટલીક વાર કાગડા તેમને દિવસે હેરાન કરે છે, ત્યારે વળી તે થોડી વાર આમ તેમ ઊડી પાછી જગા શોધી ઉંઘે છે. ઉંઘતી વખતે વચ્ચે વચ્ચે પોતાની પાંખો ફફડાવી

પવન ખાય છે. એક ઝાડ પર અસંખ્ય વાગોળો રહે છે, તેથી તે ઝાડને ઘણી હરકત પહોંચે છે, અને ઘણી વાર તો તે સુકાઈ ગરી જાય છે. ઉન્હાળાના ગરમ સૂકા પવનથી કેટલીક વાર સખ્યાબંધ વાગોળો મરી જાય છે. આ પ્રાણીના શરીરમાંથી એક જાતની વાસ નીકળે છે, તેથી તેનાં રહેઠાણ ઝટ જડી આવે છે. એક તો વાગોળનું માંસ હલકી જાતના હિન્દુઓ ખાય છે, અને જે યૂરોપીઅનોએ તેનો અનુભવ કર્યો છે તેઓ પણ તેને સ્વાદિષ્ટ ગણે છે તેથી, અને બીજું આ પ્રાણી ફળોનો ખોડો કહાડી નાખે છે તેથી તેને ઘણા લોકો મારી નાંખે છે.

માદા માર્ચ આખરે કે એપ્રિલની શરૂઆતમાં વિયાય છે. દર વેતરે તેને એક બચ્ચું આવે છે. આ બચ્ચાંને જૂન સુધી માદા પોતાની સાથે રાખે છે. પછી તે મ્હોટું થયેલું હોવાથી પોતે જુદું પડે છે. પાળવાથી વાગોળ હળી જાય છે, અને પાંજરામાં તેને પાણી ને ખોરાક આપવામાં આવે છે તો તે ખુશીથી લે છે.

---

# નિશાળ અને નિશાળીઆ.

( ચાલુ પૃષ્ઠ ૮૭ થી. )

## નિશાળમાં બનતા અકસ્માત.

જે ગામ અથવા શહેરની નિશાળો તળાવ, નદી, કે દરિયા કાંઠે આવી હોય છે ત્યાં ડુબવાનો અકસ્માત બનવાનો સમ્ભવ છે. ભરૂચ, સુરત, વડોદરા, વગેરે ઠેકાણે આવા બનાવો બનેલા જાણવામાં છે. અકસ્માત બનતાં છોકરાને કિનારે કાઢી તેનું શરીર લુછી નાખવું, તેના કબજાનાં બટન કાઢી નાખવાં, તેના મ્હો તથા નાક આગળ લાગેલી વસ્તુ લુછી કાઢવી, તેને ભોંય પર ઊનના કામળા પર સુવાડવો, અને એકદમ શ્વાસોચ્છવાસ ચલાવવા પ્રયત્ન કરવો. શ્વાસોચ્છવાસ ચલાવવામાં તે ચલાવનાર માણસે અથવા દાકતરે દરદીના હાથ પોંચામાંથી પકડી, તેના માથાની બે બાજુએ જેટલે લાંબે લઈ જવાય એટલે લઈ જઈ, ધીમે ધીમે પાછા છાતી પર લાવી, છાતીની બે બાજુએ બાહુ બગલની

નીટીમાં ઉતરવા દેવા. આવી રીતે દર મિનિટે સોળથી તે વીસ વાર લગી કરવું. આમ કરવામાં અડધો પોણો કલાક પણ મચ્યા રહેવું. મચ્યા રહેવામાં જીવ બચવાનો સમ્ભવ છે. શ્વાસોચ્છવાસ ચલાવવામાં તે ચલાવનાર ઝટ થાકી જાય છે, વાસ્તે બબ્બે મિનિટે વારા ફરતી ત્યાં ઊભેલા માણસોએ એક બીજાને મદદ કરવી.

શ્વાસોચ્છવાસ ચલાવવાની ક્રિયા બરાબર રીતે કરવાથી જીવ બચવાનો સમ્ભવ છે; વાસ્તે તે ક્રિયા બરાબર રીતે થાય છે કે નહિ તે વાત ઉપર લક્ષ આપવા જેવું છે. બે ચાર મિનિટ આ ક્રિયા ચલાવવાથી જો બાળક સજીવન થતું ન માલૂમ પડે, તો તે ક્રિયા મેલી ન દેતાં જારી રાખવી; કારણકે અડધા કલાક લગી ક્રિયા જારી રાખવાથી સજીવન થયાના દાખલા જાણવામાં તેમ વાંચવામાં છે.

નિશાળોઆના સમ્બન્ધમાં વારંવાર બનતો અકસ્માત પેન્સિલ અથવા કલમ ઘડતાં આંગળી કપાય છે તે છે. આવે વખતે ઘાવાળી જગ્યા પરની ચામડી બરાબર દબાવી દઈ તે પર કરોળીઆનું ધોળું પડ અથવા બાળેલું રૂ લગાડવાથી લોહી બન્ધ થઈ જાય છે, અને ઘા આપો આપ રૂઝે છે. ચોકખું ચિંથરૂં ભીના પાણીમાં પલાળી વાગેલી જગ્યાએ લપેટી રાખવું એ પણ સારો ઇલાજ છે. જો લોહી વધારે જતું હોય તો આંગળીના મૂળ તરફ આંગળીની બન્ને બાજુઓ સખત દબાવવાથી લોહી બન્ધ થશે. આવી રીતે બન્ધ કરી ભીના ચિંથરાનો પાટો આંગળી પર વીંટી દેવો. ઘણા લોકો ઘામાં દારૂ, ઘા તેલ, સિંદુર, ધૂપ, વગેરે લગાડે છે. આમ ન કરવું. આમ કરવાથી ઘા રૂઝતો અટકે છે ને ઇજા થયેલા માણસને વધારે વખત ઇજા ભોગવવી પડે છે.

---

# નિશાળોનાં પુસ્તકોની પસન્દગી.

## હિન્દ સરકારનો ઠરાવ.

૧. નિશાળોનાં પુસ્તકો પસન્દ કરવાના નિયમો હિન્દ સરકારે કેટલાંક વર્ષ ઉપર બહાર પાડયા હતા. આ નિયમો કેવી રીતે અમલમાં મૂકાયા છે તેની તપાસ કરતાં નામદાર વાઇસરોયને માલૂમ પડ્યું

છે કે હિન્દ સરકારના હુકમો ઉપર વારંવાર લક્ષ આપવામાં આવ્યું નથી, અથવા તો તેથી ઉલટી રીતે વર્ત્તવામાં આવ્યું છે. આથી નામદાર સરકાર જૂના નિયમોને અનુસરીને નવા નિયમો ઘડી કાઢવા, અને આ નિયમો બરાબર અમલમાં મૂકાય તેવો બન્દોબસ્ત કરવા માગે છે. આ ઠરાવમાં હિન્દ સરકાર માત્ર પ્રાથમિક અને બીજા દરજ્જાની સ્કૂલોની તથા હાઈ સ્કૂલોનાં નીચલાં ધોરણોની ચોપડીઓ પસન્દ કરવાના નિયમો આપવા ધારે છે. પણ આ નિયમો આપતા પહેલાં જે નિયમો હાલ અમલમાં છે તેનું ટૂંકામાં વિવેચન આપવું તેમને ઠીક લાગે છે.

૨. નિશાળોનાં પુસ્તકો નક્કી કરવાના વહિવટની તપાસ કરીને એક સામાન્ય યોજના ઘડી કાઢવાને ઇ. સ. ૧૮૭૭માં એક કમિટી નીમવામાં આવી હતી. આ કમિટીની ભલામણો ઉપર સ્થાનિક સરકારો સાથે વિચાર ચલાવી હિન્દ સરકારે તા-૨૦મી જાન્યુઆરી સને ૧૮૮૧ના હોમ ખાતાના ઠરાવમાં નિશાળોનાં પુસ્તકો પસન્દ કરવાના નિયમો બહાર પાડ્યા હતા આ નિયમો નીચે મુજબઃ—

(૧) નિશાળોમાં ચાલવાની ઇંગ્રેજી અને દેશી ભાષાની ચોપડીઓ આખા રાજ્યને માટે નક્કી નહિ કરતાં દરેક પ્રાન્ત વાર નક્કી કરવી જોઈએ.

(૨) આ ચોપડીઓ દરેક પ્રાન્તને માટે નક્કી કરવાનું કામ તે પ્રાન્તની સરકારે એક જાથુની કમીટીની મદદથી કરવું જોઈએ. પ્રાન્તના કેળવણી ખાતાના ડિરેક્ટરને તેના હોદ્દાની રૂએ આ કમિટીનો પ્રમુખ નીમવો જોઈએ.

(૩) દરેક કમિટીમાં ધન્ધા અથવા ખાતાના વલણથી ન દોરાય એવા કેટલાક સ્વતંત્ર મેમ્બરો હોવા જોઈએ.

(૪) જુદા જુદા પ્રાન્તોની કમિટીઓ એક બીજાના અનુભવનો લાભ લઈ શકે માટે તેમણે એક બીજા સાથે વહેવાર રાખવો જોઈએ.

(૫) મદદ લેનારી નિશાળોને સરકારી નિશાળો માટે મંજૂર કરેલી ચોપડીઓ ચલાવવાની ફરજ પાડવી નહિ.

૩. આ નિયમો અમલમાં મૂકવાને દરેક પ્રાન્તમાં શાં પગલાં ભરવામાં આવ્યાં હતાં તેની તપાસ કરીને રિપોર્ટ કરવાનું કામ કેળવણીના કમિશનને સોંપવામાં આવ્યું હતું. કમિશને પોતાના રિપોર્ટમાં જણાવ્યું, કે સને ૧૮૮૧માં કરેલા નિયમોનો બરાબર અમલ થયો નથી. તે નિયમોમાં જણાવ્યા મુજબ કેટલાક પ્રાન્તની કમિટીઓમાં સ્વતંત્ર મેમ્બરો રાખવામાં આવ્યા નથી, તથા જુદા જુદા પ્રાન્તોની કમિટીઓ એકબીજા સાથે વહેવાર પણ રાખતી નથી. વળી આ ઉપરથી કમિશને ભલામણ કરી, કે દરેક કમિટીમાં ખાતા સાથે સમ્બન્ધ ધરાવતા ન હોય એવા જુદી જુદી કોમના લાયક ગૃહસ્થોને નીમવા જોઈએ, તથા દરેક પ્રાન્તની કમિટીએ પોતે પસન્દ કરેલી ઉમેદી ચોપડીઓની યાદી બીજા પ્રાન્તોની કમિટીઓ ઉપર મોકલવી જોઇએ. વળી જે પ્રાન્તોની દેશી ભાષા એક હોય ત્યાંની કમિટીઓએ દેશી ભાષાની ચોપડીઓની યાદી પણ એક બીજાને મોકલવી જોઈએ. કમિશનની બીજી બલામણો સરકારના સને ૧૮૮૧ના ઠરાવ સાથે કંઈ સમ્બન્ધ ધરાવતી નથી. છતાં તેમાંની એક ભલામણ આ જગાએ જણાવવાની જરૂર છે. આ ભલામણ એ હતી કે નિશાળોમાં ચાલવાની ચોપડીઓ કોઈ પણ કોમની લાગણી દુખવે એવી ન જોઇએ. આ ભલામણો હિન્દ સરકારે કબૂલ રાખી અને ઠરાવ કર્યો, કે દરેક પ્રાન્તિક સરકારે કેળવણીના કમિશનના રિપોર્ટના ૩૭૫ થી ૩૮૮ સુધીના પેરેગ્રાફમાં જણાવેલી હકીકત ઉપર ખાસ લક્ષ આપવું. આવી રીતે કમિશનની ભલામણો કબૂલ રાખ્યા પછી હિન્દ સરકારે નિશાળોનાં પુસ્તકો પસન્દ કરવા સમ્બન્ધી કંઈ વિશેષ સૂચના બહાર પાડી નથી.

૪. માત્ર થોડા જ વખત ઉપર નામદાર વાઇસરોયે ચોપડીઓ પસન્દ કરવાના વહિવટની તપાસ કરાવી ત્યારે તેમને માલૂમ પડ્યું, કે સને ૧૮૮૧માં ઠરાવેલા તથા ત્યાર પછી કમિશનના રિપોર્ટ ઉપરથી સુધારેલા આગલના નિયમો કેટલાક પ્રાન્તોમાં એટલે સુધી કોરાણે મૂકી દેવામાં આવ્યા છે, કે હાલમાં ચાલતો રિવાજ તે નિયમોથી તદન જુદો પડે છે. આથી પરિણામ એ થયું છે, કે હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોમાં ચોપડીઓ પસન્દ કરવાનો વહિવટ એક સરખો રહ્યો નથી. વળી છેવટની

મંજૂરી આપવાનું કામ પ્રાન્તિક સરકારનું છે તે પણ કેટલાક પ્રાન્તોમાં કેળવણી ખાતાને અથવા તો બુક કમિટીને સોંપી દેવામાં આવ્યું છે.

૫. પહેલ વહેલાં દરેક પ્રાન્તની બુક કમિટીનું બન્ધારણ કેવું છે તે બતાવીએ. હિન્દ સરકારનો એવો ઠરાવ હતો, કે દરેક પ્રાન્તમાં કેળવણી ખાતાના ડિરેક્ટરને બુક કમિટીનો પ્રમુખ નીમવો જોઈએ, અને દરેક કમિટીમાં કેટલાક સ્વતંત્ર માણસો સભાસદ હોવા જોઈએ. વાયવ્ય પ્રાન્તો, પંજાબ, બ્રહ્મદેશ, મધ્ય પ્રાન્તો, અને આસામમાં કમિટીનો પ્રમુખ કેળવણી ખાતાનો ડિરેક્ટર છે. મદ્રાસમાં એક ખાનગી પાઠશાળાનો પ્રોફેસર કમિટીના પ્રમુખનું કામ કરે છે. બંગાળામાં ત્રણ કમિટીઓ છે. મધ્ય ભાગની કમિટીનો પ્રમુખ બંગાળાની હાઈ કોર્ટનો એક ન્યાયાધીશ છે. બહાર તથા ઓરીઆમાં કમિટીનો પ્રમુખ અમલદાર વર્ગમાંનો નથી. દૈદ્રાબાદમાં બુક કમિટી નથી. મુમ્બાઈમાં પણ બીજા દરજ્જાની નિશાળોની ચોપડીઓ પસન્દ કરવા માટે કમિટી નથી, પણ પ્રાથમિક નિશાળોની ચોપડીઓ પસન્દ કરનારી કેનેડી, ગુજરાતી, મરાઠી, અને સિન્ધી એવી ચાર દેશી ભાષાઓને માટે ચાર કમિટીઓ છે. દરેક કમિટીનો પ્રમુખ વિભાગનો એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર છે. જુદા જુદા પ્રાન્તોની કમિટીઓના બન્ધારણમાં તથા મેમ્બરોની સંખ્યામાં પણ ઘણો તફાવત છે. મદ્રાસની કમિટીમાં ૨૦ યુરોપીઅન અને ૧૧ દેશી મળીને ૩૧ મેમ્બરો છે, તેમાંના ૧૦ સરકારી નોકર છે. બંગાળાની ... ભાગની કમિટીમાં ૫ યુરોપીઅન અને ૧૯ દેશી મળીને ૨૪ મેમ્બરો ... તેમાંના ૧૪ સરકારી નોકર છે. બહારની સભામાં ૨ યુરોપીઅન અને ૩૧ દેશી મળીને ૩૩ મેમ્બરો છે, તેમાંના ૧૨ સરકારી નોકર છે. મુમ્બાઈ ઇલાકાની જુદી જુદી કમિટીઓમાં ૬ થી ૧૩ સુધી મેમ્બરો છે, તેમના ઘણા ખરા કેળવણી ખાતાના દેશી નોકર છે. બ્રહ્મદેશમાં ૫ યુરોપીઅન અને બે દેશી મળી ૭ મેમ્બરો છે, તેમાંના ૪ સરકારી નોકર છે. વાયવ્ય પ્રાન્તો અને અયોધ્યાની કમિટીમાં ૪૦ મેમ્બરો છે, તેમાંના અર્ધા હોદ્દાની રૂએ નિમાય છે; બાકીના ૨૦માંથી ૫ ને કેળવણી ખાતાનો ડિરેક્ટર નીમે છે, ૫ ખ્રિસ્તી કેળવણી સમાજ તરફથી નિમાય

છે, અને ૧૦ સ્થાનિક સરકાર નીમે છે. આ વીસ મેમ્બરોની નિમણૂક દર વર્ષે થાય છે. પંજાબની કમિટીમાં ૩૦ મેમ્બરો છે, તેમાંના ૧૫ સરકાર તરફથી અને ૧૫ યુનિવર્સિટી તરફથી નિમાય છે. મધ્ય પ્રાન્તોની કમિટીમાં ૨૦ મેમ્બરો છે, તેમાંના ૧૮ હોદ્દાની રૂએ નિમાય છે, અને ૧૨ સરકારી નોકર છે. આસામમાં આસામી ભાષાની ચોપડીઓ પસન્દ કરનારી કમિટીમાં ૧૦ મેમ્બરો છે, તેમાંના ૨ સરકારી નોકર છે. બંગાળામાં મંજૂર થયેલી બંગાળી અને ઇંગ્રેજી ભાષાની ચોપડીઓ આસામમાં પણ ચાલે છે.

૬. જુદા જુદા પ્રાન્તોની કમિટીઓના બન્ધારણમાં જેટલો તફાવત છે તેટલો જ તેમના કામમાં પણ તફાવત છે. બંગાળામાં બુક કમિટી સ્થાનિક સરકાર તથા કેળવણી ખાતાની દેખરેખ નીચે નથી. ચોપડીઓ બનાવનારા અથવા પ્રસિદ્ધ કરનારા પોતાની ચોપડીઓ બારોબાર બુક કમિટી ઉપર મોકલે છે. કમિટી પ્રાથમિક અને બીજા દરજ્જાની નિશાળોની ચોપડીઓ પસન્દ કરે છે, અને ડિરેક્ટર તેમની ભલામણો મુજબ ચોપડીઓની યાદી દર વર્ષે સુધારે છે. બંગાળાની નિશાળો માટે પસન્દ થયેલી બંગાળી અને ઇંગ્રેજી ભાષાની ચોપડીઓ આસામમાં પણ ચાલે છે. મદ્રાસ ઇલાકામાં ડિરેક્ટર પ્રથમ ચોપડીઓના અક્ષર, કાગળ, તથા સાધારણ રચના તપાસે છે, અને તેને પસન્દ પડે તે ચોપડીઓ તે બુક કમિટી ઉપર મોકલે છે. બુક કમિટીની ભલામણો ધ્યાનમાં લઈ જે ચોપડીઓ ડિરેક્ટર મંજૂર કરે છે તેનાં નામ સરકારી ગેઝીટમાં છપાય છે. મુમ્બઈ ઇલાકામાં કેળવણી ખાતાનો ડિરેક્ટર પ્રથમ કેળવણી ખાતાના ભાષાન્તર કર્તા ઉપર ચોપડીઓ મોકલે છે. ભાષાન્તર કર્તા જે ચોપડીઓ માટે ભલામણ કરે તે ઉપર બુક કમિટીના અભિપ્રાય લેવામાં આવે છે. બુક કમિટીના અભિપ્રાય ધ્યાનમાં લઈ ડિરેક્ટર છેવટની મંજૂરી આપે છે. વાયવ્ય પ્રાન્તો અને અયોધ્યામાં દેશી શાળાઓની અને ઇંગ્રેજી નિશાળોનાં નીચલાં ધોરણોની ચોપડીઓ નક્કી કરવાની સત્તા બુક કમિટીને આપેલી છે. પણ તેઓ જે ચોપડીઓ નક્કી કરે તેને માટે ડિરેક્ટરની મંજૂરી લેવી પડે છે. ડિરેક્ટર પોતે જે ચોપડીઓ મંજૂર કરે છે તેની ખબર સ્થાનિક સરકારને આપે છે. વળી

કોઈ કોઈ વખત કમિટીનો મત લીધા વિના પણ સરકારની મંજૂરીથી કેળવણી ખાતું કેટલીક ચોપડીઓ ચલાવે છે. પંજાબમાં નિશાળોમાં ચાલવાની ચોપડીઓ માટે કમિટી માત્ર ભલામણ કરે છે, કેળવણી ખાતું તે મંજૂર કરે છે. મધ્ય પ્રાન્તોમાં કમિટીને કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર જનરલના હાથ નીચે કામ કરવું પડે છે. બ્રહ્મદેશમાં કમિટી દેશી ભાષાની ચોપડીઓ પસન્દ કરે છે તથા બનાવે છે, અને તે ચોપડીઓ મંજૂરી માટે મોકલે છે. વળી ને મંજૂર થયેલી ઇંગ્રેજી ચોપડીઓનું ભાષાન્તર પસન્દ કરી અથવા તો જાતે બનાવી મંજૂરી માટે મોકલે છે. કોઈ કોઈ વખત જો ઇંગ્રેજી ચોપડીઓ નિશાળોમાં ચલાવવાનો વિચાર હોય તેમના ગુણ દોષ વિષે તેમને રિપોર્ટ કરવો પડે છે.

૭. નિશાળોના હેડ માસ્તરો તથા વ્યવસ્થાપકોને મંજૂર કરેલી ચોપડીઓ ચલાવવા સમ્બન્ધી જુદા જુદા પ્રાન્તોમાં જુદા જુદા હુકમ ગએલા છે. મદ્રાસમાં સરકારે માન્ય કરેલી શાળાઓમાં ચાલવાની ચોપડીઓ મંજૂર કરેલી ચોપડીઓની યાદીમાંથી પસન્દ કરવામાં આવે છે. તો પણ માત્ર મંજૂર કરેલી જ ચોપડીઓ ચલાવવી એવું કાંઈ બન્ધન નથી. મુમ્બઈ ઇલાકામાં સરકારી અને મદદ લેનારી નિશાળોના હેડ માસ્તરો તથા વ્યવસ્થાપકો ઇગ્લાન્ડમાં પ્રસિદ્ધ થયેલી ગમે તે ચોપડી ચલાવી શકે છે. કેળવણી ખાતાના ડિરેક્ટરે આવી ચોપડીઓની એક યાદી સને ૧૮૯૪માં બહાર પાડી હતી. હાલમાં ફક્ત એટલું બન્ધન છે કે આ યાદીમાં દાખલ ન થઈ હોય એવી કોઈ પણ ચોપડી નિશાળમાં ચલાવવાને હેડ માસ્તરને પોતાના વિભાગના ઇન્સ્પેક્ટરની મંજૂરી લેવી પડે છે. હિન્દુસ્તાનમાં પ્રસિદ્ધ થયેલી ઇંગ્રેજી ચોપડીઓ ડિરેક્ટર પસન્દ કરે તો જ નિશાળોમાં ચલાવી શકાય છે. બંગાળાની મધ્ય ભાગની કમિટીએ હાઈ સ્કૂલોમાં ચાલવાની ચોપડીઓની યાદી બહાર પાડી નથી. ત્યાં દરેક વિભાગનો ઇન્સ્પેક્ટર એક યાદી બહાર પાડે છે, અને તે વિભાગની સઘળી સરકારી નિશાળોને તે યાદીમાં દાખલ થયેલી ચોપડીઓ ચલાવવી પડે છે. ખાનગી નિશાળોના વ્યવસ્થાપકોને આ યાદીમાંની ચોપડીઓ ચલાવવાની ફરજ નથી, છતાં પણ ઘણા ખરા તે ચલાવે છે. પ્રાથ-

ગિક અને બીજા દરજ્જાની નિશાળોમાં સ્કોલરશિપ પરીક્ષાઓ માટે કમિટીએ મંજૂર કરેલી યાદીમાંથી ચોપડીઓ ઠરાવવામાં આવે છે. સરકારી અને મદદ લેનારી નિશાળોના હેડ માસ્તરો અને વ્યવસ્થાપકોને પોતાની નિશાળોમાં ચાલવાની બીજી ચોપડીઓ પણ આ યાદીમાંથી પસન્દ કરવી પડે છે. વાયવ્ય પ્રાન્તો અને અયોધ્યામાં સરકારી અને મદદ લેનારી કોઈ પણ નિશાળમાં ડિરેક્ટરે મંજૂર ન કરી હોય એવી ચોપડી ચલાવી શકાતી નથી. પંજાબમાં ફક્ત સરકારી અને લોકલ બોર્ડની નિશાળોમાં ચાલવાની ચોપડીઓ નક્કી કરવામાં આવે છે. બીજી બધી નિશાળો ગમે તે ચોપડીઓ ચલાવી શકે છે. મધ્ય પ્રાન્તોમાં માત્ર મંજૂર કરેલી ચોપડીઓ ચલાવવી એવો કંઈ નિયમ નથી. કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર જનરલે નક્કી કરેલી ચોપડીઓ ખાતાના અધિકાર નીચેની સઘળી નિશાળોમાં ચાલે છે. વળી ખાનગી નિશાળોમાં પણ આ ચોપડીઓ ચાલે છે. બ્રહ્મદેશમાં યુનિવર્સિટીની પરીક્ષાઓ માટે નક્કી કરેલી તથા સ્થાનિક સરકારે નિશાળોનાં પરીક્ષાનાં ધોરણો માટે અને શિક્ષકની લાયકાતની પરીક્ષા માટે મંજૂર કરેલી ચોપડીઓ માત્ર ફરજીઆત છે.

૮. સને ૧૮૮૧ ના હુકમો કાઢવામાં હિન્દ સરકારનો એવો હેતુ હતો કે સઘળા પ્રાન્તોમાં સામાન્ય નિયમોને અનુસરીને ચોપડીઓ પસન્દ કરવામાં આવે. આ સામાન્ય નિયમો અમલમાં મુકવાને સ્થાનિક સરકાર વિશેષ ગોઠવણ કરી શકે. ઉપર જે હકીકત આપી છે તે ઉપરથી જણાય છે, કે હિન્દ સરકારનો આ હેતુ પાર પડ્યો નથી. આ કારણથી નામદાર વાઇસરોય હવે સને ૧૮૮૧ ના નિયમો ફરીથી બહાલ કરવા, તથા તે નિયમો મુજબ ચોપડીઓ પસન્દ કરવાનો વહિવટ ચાલે તેવો બન્દોબસ્ત કરવા માગે છે. પણ તેમ કરતાં પહેલાં પ્રાન્તિક કમિટીઓએ આટલાં વર્ષ થયાં કેળવણીના કામમાં જે મદદ આપી છે, તેની સરકાર ખરા દિલથી કદર કરે છે. જે હેતુથી આ કમિટીઓ સ્થાપવામાં આવી હતી તે હેતુ ઘણે દરજ્જે પાર પડ્યો નથી, તે કારણથી તેમણે લોક હિતાર્થે પોતાની ફરજ સમજીને જે મદદ કરી છે તેની મહત્તા કોઈ પણ રીતે ઓછી થતી નથી.

૯. પ્રથમ નામદાર વાઇસરૉયનો એવો વિચાર છે કે બુક કમિટીનો સ્થાનિક સરકાર અને કેળવણી ખાતા સાથેનો હવે પછીનો સમ્બન્ધ નક્કી કરવો. બુક કમિટીએ નિશાળોમાં ચાલવાની સઘળી ચોપડીઓ નક્કી કરવી એવી કદી સરકારની ધારણા નહોતી. આ ચોપડીઓના સમ્બન્ધમાં કમિટીએ માત્ર સરકારને પોતાના અભિપ્રાય જણાવવા જોઈએ, અને છેવટની મંજૂરી આપવાનું કામ સ્થાનિક સરકારે પોતાના હાથમાં રાખવું જોઈએ, તથા આવી રીતે મંજૂર કરેલી ચોપડીઓની યાદી સરકારના હુકમથી સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ થવી જોઈએ. વળી કોઈપણ માણસ ગમે તે ચોપડી કમિટી ઉપર મોકલે તે કમિટીને તપાસવી પડે તો કમિટીના જે થોડા સભાસદોને વધારે ફુરસદ મળતી હોય તેમને માથે ચોપડીઓ તપાસવાનો સઘળો બોજો પડે. આમ ન થાય માટે હિન્દ સરકાર એવો ઠરાવ કરવા માગે છે, કે ગ્રન્થ કર્તાએ પ્રથમ પોતાની ચોપડી પ્રાંતના કેળવણી ખાતાના ડિરેક્ટર ઉપર મોકલવી. ડિરેક્ટરે આ ચોપડી કમિટીમાં ફેરવવા લાયક છે કે નહિ તેની તપાસ કરાવવી, અને ફેરવવા જેવી લાગે તો તેમ કરવું. આ ગોઠવણથી કમિટીને ચિર હદ ઉપરાન્ત બોજો પડશે નહિ.

૧૦. બુક કમિટીના બન્ધારણું વિષે હિન્દ સરકાર એવો ઠરાવ કરવા માગે છે, કે હવે પછી દરેક પ્રાન્તમાં કેળવણી ખાતાના ડિરેક્ટરને જ બુક કમિટીનો પ્રમુખ નીમવો. જે પ્રાન્તમાં એક કરતાં વધારે દેશી ભાષાઓ ચાલતી હોવાથી દરેક ભાષાની ચોપડીઓ નક્કી કરવાને પેટા કમિટીઓ નીમવી પડે, ત્યાં કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટરને પેટા કમિટીનો પ્રમુખ અથવા સેક્રેટરી નીમવો. હિન્દ સરકારને હાલની ઘણી ખરી કમિટીઓમાં મેમ્બરોની સંખ્યા જોઈએ તે કરતાં વધારે લાગે છે. તેમનો એવો મત છે કે દરેક પ્રાન્તની કમિટીમાં પ્રમુખ સિવાય બીજા વીસ મેમ્બરો રાખવાથી મ્હોટામાં મ્હોટા પ્રાન્તમાં પણ સઘળા વર્ગના મુખત્યારો આવી રહેશે. વળી જો પેટા કમિટી નીમવી પડે, તો તેમાં પ્રમુખ સિવાય બીજા પાંચ મેમ્બરો બસ થશે. હિન્દ સરકાર આ જગાએ સૂચના કરે છે કે સ્થાનિક સરકારોએ મેમ્બરોની સંખ્યા એકદમ ઘટાડી નાખીને

આ પ્રમાણે રાખવાની જરૂર નથી, પણ જ્યારે જ્યારે હાલના બોર્ડમાં જગા ખાલી પડે ત્યારે ત્યારે તેમણે આ વાત ધ્યાનમાં રાખવી. વળી હિન્દ સરકારનું એમ માનવું છે કે હાલની કેટલીક કમિટીઓમાં જોઈએ તેવા મેમ્બરો નથી. હિન્દ સરકારે ઇ.સ. ૧૮૮૧ ના ઠરાવમાં એવો વિચાર જણાવ્યો હતો, કે દરેક પ્રાન્તની કમિટીમાં કેટલાક સ્વતંત્ર મેમ્બરો હોવા જોઈએ. આ ઉપરથી કેટલાક પ્રાન્તોમાં સ્વતંત્ર મેમ્બરોની સંખ્યા જોઈએ તે કરતાં ઘણી વધારે રાખવામાં આવી છે. આથી સરકારનું હિત બરાબર જળવાતું નથી. વળી કેટલીક કમિટીઓમાં સરકારી માણસો માત્ર કેળવણી ખાતાના ઉતરતા દરજ્જાના નોકરો છે, તેમનો સરકારનું હિત ધ્યાનમાં લેવડાવવા જોગ ભાર બોજ પડતો નથી. બીજા હાથ પર, કેટલીક કમિટીઓનું બન્ધારણ એવું છે કે તેમાં જુદા જુદા વર્ગનું હિત બરાબર જળવાતું નથી. આ ઉપરથી હિન્દ સરકાર એવો ઠરાવ કરવા માગે છે કે દરેક કમિટીમાં સરકારી નોકરો કરતાં સ્વતંત્ર માણસોની સંખ્યા ઘણી વધી જવી ન જોઈએ, તથા જુદા જુદા વર્ગનું હિત બરાબર જળવાવું જોઈએ. ઘણી જગાએ બુક કમિટીના મેમ્બર તરીકે કામ કરવાને હુંશિયાર સરકારી અમલદારો મળી આવશે. આ અમલદારો કદાચ કેળવણી ખાતાના નોકર નહિ હોય તોપણ કમિટીનું કામ ખરા દિલથી કરશે, અને કમિટી સ્થાપવાનો હેતુ બરાબર જાળવશે. કમિટી સ્થાપવામાં સરકારનો હેતુ એ છે, કે જે નિશાળોમાં અપાતી કેળવણીને માટે સરકાર પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે જવાબદાર છે, તે નિશાળોમાં ચાલવાની ચોપડીઓ એવી રીતની હોવી જોઈએ કે તેમની સામે કંઈ પણ વાંધો ઉઠાવી શકાય નહિ. આ બાબતમાં સરકારના હક અને સરકારના હિત સમ્બન્ધી જવાબદારી હિન્દ સરકાર કોરાણે મુકી શકતી નથી. જો સરકાર કોઈ નિશાળોને મદદ આપે તો તે નિશાળોનો અભ્યાસ નક્કી કરવાનો હક તેમણે પોતાને જ હાથ રાખવો જોઈએ; નહિ તો તેમની જવાબદારી માત્ર નામની જ રહેશે.

૧૧. સને ૧૮૭૭ની કમિટીએ એવી ભલામણ કરી હતી, કે દરેક પ્રાન્તની બુક કમિટીએ નિશાળોમાં ચાલવાની ચોપડીઓની એક યાદી બનાવવી. આ યાદીમાં ચોપડીઓના બે વર્ગ પાડવા. પહેલા વર્ગમાં સરકારી તેમ જ મદદ લેનારી નિશાળોમાં ચાલી શકે એવી ચોપડીઓ દાખલ કરવી,

અને બીજા વર્ગમાં સરકારી નિશાળો માટે મંજૂર થયેલી નહિ હોવા છતાં મદદ લેનારી નિશાળોમાં ચાલી શકે એવી ચોપડીઓ દાખલ કરવી. આ ભલામણ ઉપરથી સરકારે એવો ઠરાવ કર્યો હતો, કે મદદ લેનારી નિશાળોને સરકારી નિશાળો માટે મંજૂર કરેલી ચોપડીઓ ચલાવવાની ફરજ પાડવી નહિ. પણ સરકારી નિશાળોને માટે એક અને મદદ લેનારી નિશાળોને માટે એક એવી ચોપડીઓની બે જુદી યાદી બનાવવામાં આવી નથી. હાલમાં ચાલતો રિવાજ જોઈએ તો આ ઠરાવના છઠ્ઠા પેરેગ્રાફમાં જણાવ્યા મુજબ ઘણા ખરા પ્રાન્તોમાં બુક કમિટીની ભલામણ ઉપરથી મંજૂર થયેલી ચોપડીઓ સરકારી તેમ જ મદદ લેનારી નિશાળોમાં ચાલે છે. છતાં હિન્દ સરકાર હવે પછી એવો ઠરાવ કરવા માગે છે, કે સ્થાનિક સરકારે મંજૂર કરી ન હોય એવી કોઈ પણ ચોપડી મદદ લેનારી કોઈ પણ નિશાળમાં ચલાવવી નહિ. સરકારી તથા લોકલ બોર્ડની નિશાળોમાં ચાલવાની ચોપડીઓની લાંબી યાદી બનાવવાની જરૂર નથી. આવી નિશાળોમાં તો દરેક વર્ગનો અભ્યાસ નક્કી કરવો જોઈશે, અને દરેક જાતના અભ્યાસને માટે ચોપડીઓ નક્કી કરવી પડશે. મદદ લેનારી નિશાળોમાં વધારે છૂટ આપવાની જરૂર છે, તેથી મંજૂર કરેલી ચોપડીઓની યાદી એવી હોવી જોઈએ કે તેમાંથી તેમને આ છૂટ મળી શકે. પણ આ નિશાળોના વ્યવસ્થાપકોને એવી રીતે મદદ આપવી જોઈએ કે તેમણે સ્થાનિક સરકારે મંજૂર કરેલી યાદીમાં દાખલ ન થઈ હોય એવી કોઈ પણ ચોપડી સરકારની મંજૂરી સિવાય ચલાવવી નહિ. હિન્દ સરકાર બેશક એમ ધારે છે, કે કોઈ મદદ લેનારી નિશાળનો વ્યવસ્થાપક મંજૂર થયેલી યાદીમાં દાખલ ન થઈ હોય એવી ચોપડી પોતાની નિશાળમાં ચલાવવાની રજા માગશે, તો સ્થાનિક સરકાર તે ચોપડી બુક કમિટી પાસે તપાસરાવશે, અને જો તે નિશાળોમાં ચલાવવા જેવી હશે તો તેને યાદીમાં દાખલ કરાવશે. મદદ નહિ લેનારી નિશાળોમાં ચાલવાની ચોપડીઓ નક્કી કરવાનું કામ સરકારનું નથી, છતાં આવી નિશાળોમાં અપાતી કેળવણીમાં પણ સરકારનું હિત રહેલું છે, તેથી હિન્દ સરકાર એવો ઠરાવ કરવા માગે છે, કે આવી કોઈ પણ નિશાળમાં સરકારે નામંજૂર કરી હશે એવી ચોપડીઓ ચાલતી હશે, તો તે નિશાળના વિદ્યાર્થીઓને સર્ટિફિકેટની અંદર પરીક્ષામાં આવવા

સ્કૉલરશિપની સ્પર્ધાની પરીક્ષામાં દાખલ કરવામાં આવશે નહિ. છેવટે, સ્થાનિક સરકાર પોતાના પ્રાન્તની અને હિન્દ સરકાર ગમે તે પ્રાન્ત અથવા આખા બ્રિટિશ હિન્દની સરકારી અથવા મદદ લેનારી નિશાળોમાં કોઈ અમુક વિષય ઉપર અમુક ચોપડી દાખલ કરવાની સત્તા પોતાને હાથ રાખે છે. આ સત્તાનો તેઓ કાઇકિ વખત ઉપયોગ કરશે, તો પણ આવી સત્તા રાખવાની હિન્દ સરકારને જરૂર લાગે છે. ડૉ. કનિંગહામની આરોગ્ય વિદ્યા ઇ.સ. ૧૮૭૯ માં અને ડૉ. રોબર્ટસની આરોગ્ય વિદ્યા ઇ. સ. ૧૮૯૧ માં સઘળી નિશાળોમાં ચલાવવાનો હુકમ કરવામાં આવ્યો હતો, તેવી જાતની ચોપડીઓ દાખલ કરવામાં આ સત્તાનો ઉપયોગ કરવામાં આવશે.

૧૨. નિશાળોનાં પુસ્તકો પસન્દ કરવાના આ નવા નિયમો સઘળી સ્થાનિક સરકારો કેવી રીતે અમલમાં મૂકે છે તેની માહિતી હિન્દ સરકારને મળે, તેટલા માટે દરેક સ્થાનિક સરકારે આ નિયમો આવી જાય એવી કલમોનો ખરડો કરીને હિન્દ સરકારને મોકલવો, અને કેળવણી ખાતાના ડિરેક્ટરે આ કલમોનો કેવી રીતે અમલ થાય છે તે પોતાના વાર્ષિક રિપોર્ટમાં જણાવવું.

---

# ચર્ચા પત્ર.

**જેઠાલાલ મોહનલાલ મહેતાજી વડલી.** માહે જાન્યુઆરી સને ૧૯૦૦ ના માસના શાળા પત્રમાં જે પંચાંગ તારીખ તિથિવાર દાખલ કરેલું છે, તેમાં માહે ફેબ્રુઆરી માસ ૨૮ દિવસનો ગણ્યો છે. આ સાચું છે કે હસ્ત દોષથી થયેલું છે? જો સાચું હોય તો હોય કૃત શું૦ છઠ્ઠી વાંચન ચોપડીમાં દાખલ કરેલી કવિતાની એક કડીથી વિરૂદ્ધ ગણાય.

**ટીપ**—સને ૧૯૦૦ નો ફેબ્રુઆરી માસ ૨૮ દિવસનો છે. છઠ્ઠી ચોપડીમાં જે કવિતા આપી છે તેની નીચેની કડી પ્રમાણે આ સાલનો ફેબ્રુઆરી મહિનો ૨૮ દિવસનો હોવો જોઈએ:—

પણ સૈકાના વર્ષમાં અઠ્ઠાવીસ ગણાય,
દર ચોથા સૈકા વિષે ઓગણત્રીસ લખાય.

ક્રીસ્તી સન શરૂ થયો ત્યારથી ચોથા સૈકાના છેલ્લા વર્ષમાં એટલે સને ૪૦૦ માં, અને ત્યાર પછીના દર ચોથા સૈકાના છેલ્લા વર્ષમાં એટલે સને ૮૦૦, ૧૨૦૦, ૧૬૦૦, ૨૦૦૦, વગેરેમાં ફેબ્રુઆરી મહિનો ૨૯ દિવસનો તથા બાકીનાં સૈકાંનાં છેલ્લાં વર્ષમાં ફેબ્રુઆરી મહિનો ૨૮ દિવસનો થવો જોઈએ.

એક મહેતાજી—સુરત જિલ્લાના દરેક તાલુકામાં પરીક્ષા થઈ ગયા પછી છોકરાંને એક અઠવાડીઆની રજા આપવાનો વહિવટ હોવા છતાં વલસાડ તાલુકામાં પરીક્ષક સાહેબે એવો નિયમ બાંધ્યો છે, કે ૩૩ ટકા રિઝલ્ટે ૧ દિવસ, ૫૦ ટકા સુધી ૨ દિવસ, ૭૦ ટકા સુધી ૩ દિવસ, ૮૦ ટકાએ ૪ દિવસ, ૯૦ ટકાએ ૫ દિવસ, અને ૧૦૦ ટકાએ ૭ દિવસની રજા પાળવી. આ પ્રમાણે વહિવટ આ વરસે શરૂ થયો છે.

ટીપ—ચર્ચાપત્રી લખે છે તે મુજબ વહિવટ હોય તો તે વર્નાક્યુલર માસ્ટર્સ કોડની વિરૂદ્ધ છે. કોડમાં આપેલા નિયમ મુજબ સઘળાએ વર્તવું જોઈએ. પરીક્ષામાં પાસ થવાના ટકાને આટલું બધું અયોગ્ય વજન આપવું એ પસન્દ કરવા જેવું નથી.

---

# केळवणी खातानी खबरो.

## જાહેર ખબર.

### ઉ. નં ૪૪૫૪.

'રાઇટ ઓનરેબલ ડબલ્યુ. ઇ. ગ્લેડસ્ટનના જીવન ચરિતનું ગુજરાતીમાં ભાષાન્તર' એ નામના પુસ્તકની કિમ્મત તેના કર્તા મિ. ભગવાનલાલ રણછોડલાલ બાદશાહે ઘટાડીને ૦–૧૨–૦ કરી છે, અને તે પુસ્તક મહેરબાન ડિરેક્ટર સાહેબે ઇનામ તથા લાઇબ્રેરીને માટે મંજૂર કર્યું છે.

અમદાવાદ, તા. ૧૪–૩–૧૯૦૦ } J. OLIVER, એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ઉ. વા.

## પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષાની તારીખ.

### જાહેર ખબર.

( ઈ. નં. ૧૯૯, તા. ૨૩-૪-૧૯૦૦ )

આથી ખબર આપવામાં આવે છે કે સને ૧૯૦૦ ના સપ્ટેમ્બર માસની તા. ૧૦ મી ( સોમવાર ) ને રોજ અને તે પછીના દિવસોએ હલકા દરજ્જાની સરકારી નોકરીમાં દાખલ થવા માટેની પરીક્ષા ઉત્તર ભાગમાં નીચે લખેલાં મધ્ય સ્થળોએ લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ, | ભરૂચ, |
| નડીઆદ, | સુરત, |
| ગોધરા, | થાણા. |

૨. તા. ૧૭ મી જાન્યુઆરી ૧૮૯૫ ના મુમ્બઈ સરકારી ગઝેટના ૧ લા ભાગમાં પૃષ્ઠ ૪૯-૫૨ મે પ્રસિદ્ધ કરેલા સુધરેલા નિયમો* અને ત્યાર પછી થયેલા ફેરફારો× જે સને ૧૮૯૮ ના મુમ્બઈ સરકારી ગઝેટના ૧ લા ભાગમાં પૃષ્ઠ ૬૨૨ અને ૭૨૦ મે પ્રગટ થયેલા છે તે મુજબ પરીક્ષા લેવામાં આવશે.

૩. સને ૧૯૦૦ના ઓગસ્ટ માસની તા. ૧ લીએ અથવા તે પહેલાં ઉમેદવારોએ પોતાની અરજીઓ વગેરે પોતાના મધ્ય સ્થળ ના પ્રમુખ સાહેબ તરફ મોકલવી. તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ.

૪. જે ઉમેદવારો થાણા મધ્ય સ્થળે પરીક્ષા આપવાના હોય તેમણે મુમ્બઈ સરકારી ગઝેટના બીજા ભાગમાં મધ્ય ભાગના મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે પ્રગટ કરેલી જાહેર ખબર વાંચવી.

અમદાવાદ,
તા. ૨૩ મી એપ્રિલ ૧૯૦૦

J. OLIVER,
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

---

* જુઓ જુલાઈ ૧૮૯૫ ના શાળા પત્રનાં પૃષ્ઠ ૨૧૪-૨૨૩.
× „ સપ્ટેમ્બર ૧૮૯૮ „ „ „ ૨૮૧-૨૮૩,

પડીકાને રૂપીઆ એક. પેકીંગ તથા પોસ્ટેજ વધુ. પરદેશોનાં ગ્રાહકોને આઠ પડીકાંથી ઓછાં મોકલવા રીવાજ નથી. જો ખ્યુબ્સેક તથા બાબ શહીનાં મળીને આઠ જોઇતાં હશે તો તેમ પણ મોકલવામાં આવશે.

કેળવણી ખાતામાં વપરાતી ચોપડીઓ, કોપીઓ, નકશાઓ, તથા બીજી વાંચવા લાયક ચોપડીઓ મળશે. મંગાવનારને વાજબી કમીશન કાપી આપીશું. પોસ્ટેજ જુદું.

મુ. વઢવાણ શહેર. શાહ નારણજી અમરશી.

---

ગણિત ગમત–તૈયાર છે, વડોદરા રાજ્યમાં ઇ. માટે મંજુર. પુસ્તકમાં શીખાતી આધારે ગણિત તથા માપકરણની સરળ રીતો આપેલી છે. કી. રૂ. ૦ાા કર્તા. જગનનાથ નરભેરામ જોષી આર્યન હાઈસ્કુલ અમદાવાદ.

---

હેમ્બ્લીન સ્મિથ, બર્નાર્ડ સ્મિથ અને હડસન, ટોડહન્ટર, ગોખલે, ઘી.પ, પેન્ડલબરી, લૉક અને સેવીસ, રાધાકૃષ્ણ, ગડેસ્ટન, સુમારાવ, કૉર્નવેલ અને શીયના ઈંગ્રેજી અને લાલશંકરના ગુજરાતી અંકગણિતમાંના તથા ઘણી પરીક્ષાઓના સવાલમાંના અઘરા દાખલા–ઈ=ખુલાસા સાથે. (સઘળા દાખલા રીતસર કરી બતાવ્યા છે. કિમ્મત રૂ. ૧–૮–૦ પોસ્ટેજ રૂ. ૦)–ના હાલમાં કિમ્મત રૂ. ૦–૧૩–૦ પાનાં ૫૧૨) ગયા વરસની પ.સ. પરીક્ષામાં આમાંના દાખલા આવ્યા હતા તે પ્રમાણે દર વર્ષે આવવાનો સંભવ છે.ગણી જશે તે જરૂર પાસ થશે. પરભુદાસ નાગરદાસ કિનારીવાળા–ભરૂચ.

અંકગણિતની સમજુતી. કિમ્મત રૂ.૦ાા પોસ્ટેજ સાથે. પાંચે દશ; દશે પંદર; વીશે; વીસ; અને પચીશે, પચીસ; ટકા કમિશન. વેલ્યુ પેએબલ ખર્ચ લેનારને શિર. ખુશાલદાસ ગોકળદાસ. મુમ્બઈ બૅંક. અમદાવાદ.

---

## સચિત્ર ગુજરાતી નવી પહેલી ચોપડી.

કાઠીયાવાડની શાળાઓ માટે મંજૂર થએલી તૈયાર છે કિમ્મત ૧ આનો કમિશન સેંકડે ટકા ૨૦, મોકલવાનો ખર્ચ મંગાવનારને શિર છે. સદરહુ ચોપડી જૂનાગઢમાં કર્તા પાસેથી, ભાવનગરના આઝમ તાલુકા સ્કૂલમાસ્તર જાદવજી મહાવજી ગાંધી પાસેથી, તથા વેરાવળના આઝમ તાલુકા સ્કુલ માસ્તર ડાહ્યાભાઈ પ્રભુરામ પાસેથી મળશે. સુન્દરજી મૂળજી શેઠ. પ્રાથમિક શાળા સુપરવાઇઝર મુ. જૂનાગઢ.

---

સરળ દેશીનામાની પદ્ધતિ, આવૃત્તિ ત્રીજી કિમ્મત ૪ આના. મુમ્બઈ ઇલાકાના કેળવણી ખાતાના મહેરબાન ડિરેક્ટર સાહેબ બહાદુરના ઠ. નં. ૪૪૫૦ તા. ૮–૧૧–૯૪ના ઠરાવ મુજબ શાળામાં વાપરવાને હરકત નથી. સરકારે મંજૂર કરેલ 'ગુજરાતી બાળ વ્યાકરણ.' આવૃત્તિ ચોથી. કિમ્મત ૪ આના. પોસ્ટેજ બંનેનું ગા. કમિશન ૫–૧૦–૧૫–૨૦. નંબરથી ૧૦–૧૫–૨૦–૨૫ ટકા. વેલ્યુ પેએબલ ખર્ચ મંગાવનારને શિર છે. પ્રેમચંદ કરમચંદ, શાહ. સબ ડે. ઈ. ગોહિલવાડ, મુ સ્વારી. ભાવનગર.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને એસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સમ્ભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧—૦—૦ રાખી છે. પોસ્ટેજ માફ, છુટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગાર વાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને, ટપાલ ખર્ચ સાથે ૦—૧૨—૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી રૂ. ૨ સુધી આપવામાં આવશે. ચર્ચા પત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેર ખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
| --- | --- |
| ૧ | ૭ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ભાગ ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે.

## હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮—૦—૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦—૦—૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨—૦—૦. તે ઉપરનાને માટે દમને લખવું.

અંક ૬ ઠો. પુસ્તક ૩૯ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.

જૂન સને ૧૯૦૦

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી.)

અમદાવાદ.
યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

## પ્રોફેસરો, પ્રિન્સીપાલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી, એ, માજી હે. મા. એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલ.
પ્રો. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ એલ. એલ. બી; ગાયક-વાડ કેળવણીખાતાનો ડિરેક્ટર અને ગુજરાતકૉલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ ડોસાભાઈ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર. જ જી. પા. રો. ઇન્સ્ટિટ્યુશન, મુમ્બઈ.
પ્રો.બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કૉલેજ.
શેઠ. એદલજી ડોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ હાઈસ્કૂલ.
શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર. એમ. એ; પ્રોફેસર, પૂના કૉલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સાપાની, બી. એ; હેડમાસ્તર ભરૂચહાઈસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેસાઈ, પ્રિન્સિપલ. ટ્રેનિંગ કૉલેજ અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ. સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપાલ.
મિ. વિલિયમ બીટી. બી એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કૉલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઈસ્કૂલ.
શેઠ હોરમસજી જહાંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.
શેઠ. ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઈ સ્કૂલના માલિક.
શેઠ. માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઈ સ્કૂલના માજી હેડમાસ્તર.
શેઠ બરજોરજી ખરશેદજી શેઠના, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. નસરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખંડુભાઈ, બી. એ. ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલબુકડીપો
શેઠ. માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ ભુજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલરસ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, મોગલ ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ. રુસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકસી.
મે. પ્રાણજીવનદાસ કેશવદાસ.
મે. હરકિશનદાસ વ્રિજલાલ.
મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ.
શેઠ. મહેરવાનજી શેરાબજી દલાલ.
શેઠ. કુંવરજી મોરારજી મદ્રેસના.
મે. માણેકલાલ મીરજરામ અપ્પાકે.
મે. આત્મારામ ગોવિન્દદાસ.
મે. મોહનલાલ પ્રમાદરાય.
મે. વ્રજલાલ પાનાચન્દ.

મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતો:—રાસ્ત ગો-ફતાર, મુંબઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર. કૈસરેહિન્દ ગુજરાતી, યજદાં પરસ્ત: રિપન રિપોર્ટર, ઇન્ડીઅન સ્પેક્ટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશમિત્ર, ભરૂચ સમાચાર, દિનેચ્છુ.

## દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી શરતોથી મળશે.

૧. શેકડે કપીઓ દેશાવરથી માલ મંગાવનાર માસ્તરો તથા વે-પારીઓ જેઓ, એકદમાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૩૯ મું. જૂન ૧૯૦૦. અંક ૬ ઠો.

# માસ.

માહે વૈશાખ સંવત્ ૧૯૫૬ ના માસના કેળવણી પત્રમાં વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ એક વટ હુકમ પ્રસિદ્ધ કર્યો છે તે તરફ ઇંગ્રેજી રાજ્યના શિક્ષકોનું પણ ધ્યાન ખેંચીએ છીએ. આ બાબત આ પત્રમાં વારંવાર ચર્ચાઈ છે, છતાં એક વાર ફરી ચર્ચવાથી લાભ થશે એમ માનીએ છીએ. મહેરબાન વિદ્યાધિકારી સાહેબ નીચે મુજબ લખે છેઃ—

"નિબન્ધ ભાગ ૨ ની કલમ ૧૬૭ માં જણાવ્યું છે કે—'મંજૂર થયા વગરની કોઈ પણ ચોપડી નિશાળમાં ચલાવવી નહિ; વાંચન ચોપડીના શબ્દાર્થ, ઇતિહાસ ભૂગોળના સંક્ષિપ્ત કે પ્રશ્નોત્તર, વગેરે ચોપડીઓનો ઉપયોગ નિશાળમાં કરવો નહિ'.

"સદર કલમ ઉપર ઘણાક શિક્ષકો પૂરતું લક્ષ આપતા નથી એવું કેટલીક શાળાઓની વિઝિટ તથા તપાસણી વખતે જોવામાં આવ્યાનું જણાવી એ સમ્બન્ધે વટ હુકમ કરવા એક પ્રાન્તના રા. બા. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ તરફથી લખાઈ આવ્યાથી આ વટ હુકમ કરવામાં આવે છે, કે સદર કલમ મુજબ અમલ કરવા તમામ શિક્ષકોનું ફરી ધ્યાન ખેંચવામાં આવે છે. આયંદે એ પ્રમાણે થાય નહિ તે માટે વર્ગના શિક્ષકોએ, પહેલા આસિસ્ટંટે, તથા શાળાના મુખ્ય શિક્ષકે તજવીજ રાખવી, અને તે માટે વખતે વખત વિદ્યાર્થીઓનાં દફતરો વગેરે તપાસવાની કાળજી રાખવી.

"જેમના તરફથી સદર કલમ મુજબ અમલ થશે નહિ તેમને જવાબદાર ગણવામાં આવશે. તા. ૧૩–૪–૧૯૦૦"

———

ઉપરની હકીકત ગાયકવાડી નિશાળોને જેટલી અગત્યની છે તેટલી જ ઇંગ્રેજી રાજ્યની નિશાળોને પણ છે, અને તે કારણથી વ્હર્નાક્યુલર મહેતાજીઓના ધારા સંગ્રહમાં નીચેનો નિયમ ઠરાવ્યો છે—

"ખાતાએ મંજૂર નહિ કરેલી કોઈ ચોપડી નિશાળમાં વાપરવા કે લાવવા દેવી નહિ".

નિશાળોની નવી વિઝિટર્સ બુકોના પુંઠાની અન્દરની બાજુએ કેટલાક નિયમો પ્રસિદ્ધ કર્યા છે તેમાં પણ એક નિયમ નીચે મુજબ છે—

"નિશાળ ખાતા તરફથી મંજૂર થઈ ન હોય એવી કોઈ પણ ચોપડી કોઈ પણ સબબથી નિશાળમાં લાવવા દેવી નહિ".

કેળવણી ખાતાના ઉપરીઓ ઉપર મુજબ નિયમો બાંધે છે તથા વારંવાર તાકીદ કરે છે, છતાં હજી તેમનો ભંગ થયેલો જોવામાં આવે છે એ બહુ જ દિલગીરી ભરેલું છે, અને શિક્ષકોને નીચું જોવડાવે છે. પોતા વખત ઉપર અમદાવાદ શહેરની બે નિશાળોનાં છોકરોનાં દફતરો તપાસતાં વગર મંજૂર થયેલી કેટલીક ચોપડીઓ મળી હતી, અને તેમાંની કેટલીક અર્થની તથા ઇતિહાસ ભૂગોળની નોટોની હતી. બધે ઠેકાણે ઉપરીઓ બરાબર તજવીજ કરે તો ઘણી નિશાળોમાંથી આવી ચોપડીઓ નીકળે એમ હમને લાગે છે, એટલે જે ફર્યાદ વડોદરા રાજ્યના એક ઇન્સ્પેક્ટર સાહેબ સાને માટે કરે છે તે ઇંગ્રેજી રાજ્યમાં પણ હયાત છે. એમ કહેવાય છે કે કમિશનની લાલચથી શિક્ષકો આવી ચોપડીઓને ઉત્તેજન આપે છે, અને તેવી કોઈ કોઈ ચોપડીઓની પુષ્કળ આવૃત્તિઓ થાય છે તથા હજારો નકલો ખપે છે તે જોતાં શિક્ષકો તરફનું ઉત્તેજન મળતું હોવું જોઈએ એવી ખાતરી થાય છે. છોકરાંનાં મા બાપો એવાં ઉડાઉ નથી કે શિક્ષકની ભલામણ વિના નકામી ચોપડીઓને માટે પૈસા ખરચે. પરન્તુ શિક્ષકોએ જાણવું જોઈએ કે આવી ચોપડીઓને ઉત્તેજન આપવાથી તેઓ ખાતાના નિયમોનું ઉલ્લંઘન કરી સજાને પાત્ર થાય છે, એટલું જ નહિ, પણ તેઓ તેમના હાથમાં સોંપેલાં બાળકોનું પણ અનહિત કરે છે. જે શિક્ષકો બાળકો તરફ પોતાની જવાબદારી સમજે છે તેઓ કદી આવી ચોપડીઓનો ઉપયોગ કરશે નહિ.

---

લન્ડનના સ્કૂલ બોર્ડે પોતાની પ્રાથમિક શાળાઓનું બજેટ પ્રસિદ્ધ કર્યું છે તે આપણાં સ્કૂલ બોર્ડોએ વિચારવા જેવું છે. તા. ૩૦ મી સપ્ટેમ્બરને રોજ પૂરા થતા ૭ માસમાં એ બોર્ડને ૯,૫૦,૩૭૭ પાઉન્ડ ખરચ થશે એમ અંજમાયશ કરવામાં આવી છે. એના પેટામાં સ્વાભાવિક રીતે સૌથી મ્હોટી રકમ શિક્ષકોના પગારની છે, તેમાં ૬,૮૫,૦૦૦ પાઉન્ડ દાખલ કર્યાં છે. કેટલું જબ્બર કામ થાય છે તે આ આંકડાથી સહેજ સમજાય છે. દર પાઉન્ડની કિમ્મત પન્દર રૂપિયા ગણીએ, તો લન્ડન શહેર ૭ માસમાં પ્રાથમિક શિક્ષકોના પગાર પેટે એક કરોડથી વધારે રૂપિયા ખરચે છે. રાતની શાળાઓ માટે ૨૭,૦૦૦ પાઉન્ડ કાઢ્યા છે. આ બધા ખરચ માટે લોકો પાસે કર લેવાય છે, અને સરકારની પણ મદદ આવે છે. લોકો પરનો કર જમીનો તથા મકાનોના ભાડાના દર પાઉન્ડે એક શિલિંગ, એટલે પાંચ ટકા જેટલો છે. રૂપિયામાં ગણીએ તો આ કર ભાડાને દર રૂપિયે સુમારે દસ પાઈ જેટલો થાય છે. સરકાર મદદની રકમ ૨,૩૬,૦૦૦ પાઉન્ડ થશે, અને ફી માફ કરી મફત કેળવણી આપવાની ફરજ પાડી છે તે બદલ સરકાર તરફના વળતરના ૧,૧૩,૦૦૦ પાઉન્ડ આવશે. આ આંકડા બોધ આપે છે, કે આપણે આપણો કેળવણીનો ખરચ વધારવો જોઈએ અને તેને સંગીન પાયા પર મૂકવી જોઈએ.

---

પ્રશિયાના વિદ્યાર્થીઓમાં આત્મઘાત કરવાનો પરિચય વધતો જતો જણાય છે. ગયાં દસ વરસમાં એ દેશની નિશાળોના ૩૩૧ છોકરાઓ અને ૭૬ છોકરીઓએ આત્મઘાત કર્યો હતો. નિશાળ વ્યવસ્થા સખત હોવાથી, એટલે અભ્યાસની મહેનત વધારે અને બહાર ફરવાનું ઓછું હોવાથી કે બીજા કારણથી આ પરિણામ આવ્યું છે તે સરકારી રિપોર્ટમાં જણાવવામાં આવ્યું નથી.

---

ઈંગ્લાન્ડમાં અમુક હદ સુધી પ્રાથમિક કેળવણી ફરજીઆત છે તે સૌ જાણે છે. ત્યાંના કેળવણી ખાતાના નાયબ પ્રધાન કહે છે, કે ત્યાં જે બાળકો વાંચતાં લખતાં શીખે છે તે પૈકી સેંકડે ૨૦ ટકા જેટલાં પાછ-

ભાથી તે સમજેલું ભૂલી જાય છે, અને બીજાં ૨૦ ટકા જેટલાં છાપેલું પાનું વાંચે છે છતાં તેનો અર્થ સમજી શકતાં નથી. હજી ત્યાં કેળવણી માટે કેટલું કરવાનું બાકી છે તે આથી સમજાય છે. છતાં ત્યાંની કેળવણીને મુકાબલે આ દેશ કંઈ જ હિસાબમાં નથી.

---

# यूरोपनी शाळाओ.

( આગુ પૃષ્ઠ ૧૩૬ થી. )

## ૧૬. ઘરની ભૂગોળ.

જર્મનીની નિશાળોમાં ઘર અને તેની આસપાસની જગાથી એટલે પોતાના ગામથી ભૂગોળની શરૂઆત કરવામાં *આવે છે. હેમ્બર્ગમાં ગ્હે

---

* હોપ સાહેબની ભૂગોળની પ્રસ્તાવનામાં પ્રથમ વર્ગના ઓરડાનો તથા નિશાળનો નકશો દોરાવ્યા પછી ભૂગોળની શરૂઆત કરાવવાનું લખ્યું છે. આ પ્રમાણે આપણા કેટલા શિક્ષકો કરે છે તેની અત્રે તજવીજ કરવાની જરૂર નથી. બધા તેમ કરતા હોય, તોપણ નિશાળના નકશાની સમજ પડી એટલે પછી એકદમ જિલ્લાના નકશા ઉપર દોડવું એ બરાબર નથી. નિશાળનો નકશો દોરવાથી નકશો એટલે શું તેની સમજ પડે છે. તે થયા પછી પોતાના ગામની ભૂગોળ પ્રથમ ચલાવવી જોઈએ, અને તેની સારી માહિતી થયા વિના દૂરના પ્રદેશની ભૂગોળ પર કદી જવું નહિ. દૂરના પ્રદેશ છોકરાઓએ જાતે જોયા નથી, અને ઘણાને તે જોવાનો પ્રસંગ પણ આવવાનો નથી. એટલે તે સમ્બન્ધી જે કહેવામાં આવે તેનું મગજમાં માત્ર કલ્પનાથી ચિત્ર ખડું કરવાનું રહે છે. અમુક પ્રદેશ, શહેર, વગેરે શિખવાય તેનું મગજમાં આવું ચિત્ર ખડું ન થાય ત્યાં સુધી ભૂગોળમાં જે શબ્દો ગોખાવ્યા તે બધા નકામા છે. શિક્ષકે તેનું ચિત્ર ખડું કરવાનો યત્ન કરવો જોઈએ. આ પ્રમાણે દૂરના પ્રદેશનું બાળકના મનમાં ચિત્ર ખડું થાય તે માટે પોતાના ગામની હકીકત નજરે બતાવી મગજમાં ઉતારવી જોઈએ. નજીકની હકીકત બરાબર ધ્યાનમાં આવી હશે તો તેને આધારે બાળકો દૂરના પ્રદેશનું ચિત્ર મગજમાં ઊભું કરી શકશે. ઘણી વખત આપણે બાળકોને શીખવતા જોઈએ છીએ કે " અમુક કસબામાં મામલતદાર અને ફોજદાર રહે છે;

આ વિષયન . કેટલાક પાઠ અપાતા જોયા અને તેથી મ્હને ઘણી ગમત પડી. તે પૈકી એક બે પાઠોનું હું અહિં વર્ણન કરીશ. જેમ જેમ પાઠ ચાલતો

વગેરે". જે છોકરાંઓ પોતાના ગામના ચોરામાં પટેલ તલાટી જે કામ કરે છે તે જોયું નહિ હોય, તથા જેમનું ધ્યાન ગામમાં આવતા પોલિસના સિપાઈ કે તેના કામ તરફ દોરવામાં આવ્યું નહિ હોય, તેમને દૂરની મામલતદાર કે ફોજદારની કચેરી વિષે કાંઈ ખ્યાલ આવશે નહિ, અને તે માત્ર વગર સમજના શબ્દો ગોખશે. આ રીતે બાળકો દૂરની કલ્પના કરી શકે તે માટે પોતાના ગામની ભૂગોળ બહુ સારી શિખવવાની જરૂર છે. એ પૈકી કેટલુંક શિક્ષણ કાળા પાટીઆની મદદથી વર્ગના ઓરડામાં અપાશે, અને કેટલુંક છોકરાંને ગામમાં અને ગામ બહાર તેડી જઈને આપવું પડશે. છોકરાંને ગામના તળાવ ઉપર તેડી જવામાં આવશે, તો ત્યાં તેઓને પ્રત્યક્ષ અવલોકનથી ભૂશિર, દ્વીપકલ્પ, બેટ, અખાત, ઉપસાગર, વગેરે ભૂગોળના ઘણા શબ્દોની સમજ પાડી શકાશે. ગામની નજીકમાં ટેકરા ખાડાવાળી જમીન હોય તો તે બતાવેથી તેઓ પર્વત, ખીણો, વગેરેનો ખ્યાલ કરી શકશે. ગામની પાસેની ખેડાણ અને વગર ખેડાણની જમીન તથા પાસે જંગલ હોય તો તે બતાવેથી જંગલ અને ખેડાણનો ખ્યાલ આવશે, તથા વસ્તીનાં અને જંગલનાં ઝાડ જુદાં હોય છે તે સમજાશે. જંગલનાં અને વસ્તીનાં જાનવર જુદાં હોય છે તે પણ તેથી સમજાશે. વળી ખેડાણ જમીનમાં બાજરી, ઘઉં, ડાંગર, રૂ, શેરડી, આદિ કેવે કેવે ઠેકાણે થાય છે તે બતાવવામાં આવશે, તો પછી પાછળથી દૂરના મુલકની ભૂગોળ શીખતાં અમુક ઠેકાણે અમુક જ પાક કેમ થાય છે તે બાળકો સમજી શકશે. અમુક અમુક મોસમમાં કયો પાક થાય છે તે બતાવવાથી પાછળથી દૂર દેશની હવા અને પાકનો સમ્બન્ધ શિખવવામાં આવશે ત્યારે તેનો ખ્યાલ કરી શકાશે. પાકનો અને વરસાદનો સમ્બન્ધ પણ બતાવવો. વરસાદ આવે ત્યારે તેના પાણીનાં વહેળીઆં કેમ બને છે, પાણી કેણી તરફ વહે છે, બધાં વહેળીઆં મળીને મ્હોટા વહેળા કેવી રીતે બને છે, તે બતાવવાથી નદી કેવી રીતે બને છે તેનો ખ્યાલ આપી શકાશે. ગામની નજીક નદી હોય તો તે બતાવવાથી પાણીનું સુખ કેમ મળે છે, ન્હાવા ધોવાની કેવી સવડ પડે છે; ખેતીમાં તેથી કેવી મદદ થાય છે તે બધું સમજાવાશે, અને ઘણું કરીને મ્હોટાં શહેરો નદી કિનારે શા માટે વસે છે તેનો ખ્યાલ

જતો હતો તેમ તેમ શિક્ષક પાટીઆ ઉપર નકશો કાઢી તેમાં હકીકત દાખલ કરતો જતો હતો. પાઠ પુરો થતાં પાટીઆ ઉપર જે

---

બાળકોને આવશે. ગામમાં ન્હાનું મોટું હોય તે તથા તેની દુકાનો, ગામના શાહુકારની હવેલી, મંદીર, વગેરે બતાવવાથી શહેરોનાં બજાર, હવેલીઓ, વગેરે કેવાં હોય છે તેની કલ્પના કરાવી શકાશે. ગામનો ખેડૂત શાહુકારને ત્યાંથી પૈસા ઉછીતા લાવે છે, તેનાં બળદ કે બી ખરીદે છે, સુતારને ત્યાં હળ કરાવે છે, હળની કોશ લુહારને ત્યાં ઘડાવે છે, કોસ, જોતરાં, વાધરા, વગેરેનું ચામડું ચામડીઆને ત્યાંથી લાવે છે, અને તે મોચીને ત્યાં શીવડાવે છે, આ વગેરેની સમજ પાડવાથી ગામના જુદા જુદા ધંધાદારીઓનો એક બીજા ઉપર કેવો આધાર છે તે ધ્યાનમાં ઉતરશે. વળી ખેડુત ઢોર પાળે છે તેમાંથી ગાયો ભેંસો તેને દૂધ આપે છે, બળદ તેનું હળ ખેંચે છે તથા ગાડે જોડાય છે, બધાં જાનવરો તેને ખાતર પુરું પાડે છે, જાનવરો મરે છે ત્યારે તેમનુ ચામડું, શીંગડાં, હાડકાં, વગેરે સાધનો ખપમાં આવે છે, આ બધાની સમજ પાડવાથી મનુષ્યની જીંદગીમાં ઢોર કેટલાં ઉપયોગી છે તે સમજાશે. ખેડુતનું અનાજ, શાકભાજી, કેરીઓ, મહુડાં, વગેરે પાકે છે એટલે તે પોતાના ખપ જેટલું રાખીને બાકીનું ગાડામાં ભરીને પાસેના શહેર કે કસબામાં વેચવા જાય છે, અને ત્યાંથી પોતાને, અથવા ગામના વાણીઆને માટે ખાંડ, કાપડ, નાળીએર, ગોળ, વગેરે ખરીદી લાવે છે, એ વાતની સમજ પડવાથી ગામના આયાત અને નિકાસ વેપારની સમજણ પડશે, અને તેથી આગળ જતાં બાળકો દેશોના વ્યાપારની કલ્પના બાંધી શકશે. ગામના ચોરામાં સરકારી વસુલ ઉઘરાવવામાં આવે છે, ન્હાના ગુના કરનારને પટેલ ચોરામાં લઈ જઈ તેની તપાસ કરે છે, કોઈ વખત ગામમાં તલાટી કારકુન, મામલતદાર, ફોજદાર, વગેરે આવી તપાસ કરે છે, કોઈ કોઈ વાર ગામમાં ટપાલનો સિપાઈ કાગળો વહેંચવા આવે છે, કોઈ વાર શીતળા કહનાર કારકુન આવે છે, વળી ગામની નિશાળમાં છોકરાં ભણે છે અને ડેપ્યુટી સાહેબ તેમની પરીક્ષા લેવા આવે છે, આ બધું બાળકોને બતાવવામાં આવશે, તો આગલાં ધોરણોમાં તેમને રાજ્યના બંધારણનું શિક્ષણ આપવામાં આવશે તેની સારી સમજ પડશે. છોકરાં શહેરમાં રહેતાં હશે તો ગામની મ્યુનિસિપાલિટી વિષે, તથા તેના નોકરો રસ્તા સાફ કરે છે, પાણી છંટાવે છે, દીવા કરાવે છે, બજાર ભરાવે છે, વગેરેની સમજ આપી શકાશે.

નકશો તૈયાર થયો તેની નકલ મ્હેં ઉતારી લીધી છે તે નીચે મુજબ છેઃ




દરિયા કિનારે ગામ હશે તો ભરતી ઓટ વિષે તથા વહાણ મારફત ચાલતા વ્યાપારનો કાંઈક ખ્યાલ આપી શકાશે. આ મુજબ ગામની સ્થિતિ પ્રમાણે જુદા જુદા ગામની નિશાળોમાં જુદું જુદું શિખવવામાં આવશે. પરન્તુ એ રીતે પ્રત્યક્ષ અનુભવ કરાવીને પોતાના ગામની સારી માહિતી આપવાથી ભવિષ્યમાં દૂરના પ્રદેશો શિખવતી વખત બાળકો તેમને વિષે સારી કલ્પના બાંધી શકશે. આ કારણથી પોતાના ગામની ભૂગોળનું શિક્ષણ બહુ અગત્યનું છે, તેના ઉપર ભવિષ્યના સઘળા શિક્ષણનો આધાર છે, અને તે પાકું થતા પહેલાં તાલુકા કે જિલ્લાની ભૂગોળ ઉપર દોડવું તથા પોપટની પેઠે તેનાં ગામો તથા નદીઓ ગોખાવવાં એ મ્હોટી ભૂલ છે. દરેક પ્રસંગે કેટલું ઊંડું ઉતરવું તે નક્કી કરવાને શિક્ષકમાં ચતુરાઈ જોઈશે. બાળકને ખ્યાલ ન આવે તેવી વાતો લેવી નકામી છે, પણ પ્રત્યક્ષ જોવાનું મળશે ત્યાં બાળકોને ઘણી વાતોની સમજ પડી શકશે એ વાત નક્કી છે.——એડિટર.

જેમ પાઠ ચાલતો જતો હતો તેમ ટકડે ટકડે પાટીઆ પર ઉપરનો નકશો દોરાતો જતો હતો. તે વખત શિક્ષક બાળકોને નીચે મુજબ પ્રશ્નો પૂછતો હતો:—

શિક્ષક—આપણી નિશાળથી મ્હોટું તળાવ કઈ દિશા તરફ છે? એ તળાવની દક્ષિણે કઈ શેરી છે? પૂર્વે કઈ શેરી છે? પશ્ચિમે શું છે? બન્ને તળાવોની વચ્ચે શું આવ્યું છે? ત્યાં કયો પૂલ છે? મ્હોટા તળાવથી દેવળ કઈ તરફ છે? ઉદ્યોગ શાળા ક્યાં છે? નાટક શાળા કઈ તરફ છે? વગેરે.

પ્રશ્નો પૂછતાં જેમ જેમ દરેક વાત નિકળતી જતી હતી તેમ તેમ તે પાટીઆ પરના નકશામાં દાખલ કરવામાં આવતી હતી, અને એ રીતે ટકડે ટકડે નકશો વધતો જતો હતો, અને તેની છોકરાં પોતાની સ્લેટમાં નકલ કરતાં જતાં હતાં. બાળકોનું ધ્યાન ઉત્તમ હતું. દરેક બાળક પોતાની માહિતીની નવી વાત કહેવાને તથા નકશામાં ઉમેરાવવાને ઉત્સુક જણાતું હતું. પાટીઆ ઉપર આવા નકશા દોરવામાં કોઈ જ મુશ્કેલી નથી, અને મ્હને નકશો દોરતાં નથી આવડતો એવું કોઈ શિક્ષકના મ્હોંમાંથી નિકળવું ન જોઈએ.

ઉપર મુજબ સ્થળોનું શિક્ષણ પૂરું થયું એટલે શિક્ષકે બીજી તરેહના પ્રશ્નો કરી રસમાં વધારો કર્યો. "નાટકશાળા કોની છે? નિશાળ કોની છે? પૂલ કોણે બાંધ્યો?" વગેરે. આવા પ્રશ્નોથી બાળકોને બહુ જ સ્હેલાઈથી ગામની સાથેના સરકાર, મ્યુનિસિપાલિટી, વગેરેના સમ્બન્ધની માહિતી થઈ, અને આ રીતે ભવિષ્યના ઇતિહાસના શિક્ષણનો પાયો નંખાયો. "નિશાળ કોની છે" એ પ્રશ્ન પૂછતાં "તે (નિશાળ સાચવનાર) સિપાઈ મ. ની છે" એમ એક ન્હાના છોકરાએ જવાબ દીધો ત્યારે ઠીક હસાહસ ચાલી.

એ જ નિશાળના ઉપલા વર્ગમાં હું ગયો ત્યારે ત્યાં જર્મનીની ભૂગોળ શિખવાતી હતી. શિક્ષણની પદ્ધતિ ઉપર મુજબ જ હતી. શિક્ષકે પ્રથમ કાળા પાટીઆ ઉપર કેટલીક લીટીઓ દોરીને મધ્ય યુરોપમાં સાંગીઆ રૂપે આવેલા પર્વતો દર્શાવ્યા. ત્યારબાદ મધ્યમાં આવેલા ફિચલ પર્વતો દોર્યા, અને ત્યાર પછી ઇશાન તરફ જતો અર્ઝ પર્વત, વાયવ્ય તરફનું ફ્રેંકોનિયન અને થુરિંઝીઅન જંગલ, અગ્નિ કોણ તરફનું બોહિમિયન અને મોરેવિયન

જંગલ, તથા નૈઋત્ય તરફ ફ્રેંકોનિયન અને સ્વેબિયન જૂરા કાઢ્યાં. એ પર્વતોની કેટલીક ઊંચી ટેકરીઓનાં નામ દેવામાં આવ્યાં, અને પર્વતોનાં લક્ષણો પણ કહેવામાં આવ્યાં. દાખલા તરીકે, સેકસનીની રૂપાની ખાણો, બોહિમિયાનાં ધાડાં જંગલો, થુરિંજિયાનું સૃષ્ટિ સૌન્દર્ય, જૂરાની ગુફાઓ, વગેરેની વાત ચાલી. બાળકોને કેટલું કહેવું અને ક્યાંથી અટકવું એ શિક્ષક સારી પેઠે સમજતો હતો.

એટલું થયા પછી શિક્ષકે ફિચલ પર્વતોમાંથી નીકળતી ચાર નદીઓ (મેન, સાલ, ઇગર, અને નાબ) દોરી, અને કઈ મ્હોટી નદીઓને તે મળે છે એ કાઢી બતાવ્યું. સાથીઆની આસપાસ આવેલા પ્રદેશો અને થોડાં શહેરોનું પણ વર્ણન કરવામાં આવ્યું. તે પૈકી કેટલીક હકીકત છોકરાંને પૂછીને તેમની પાસેથી કઢાવી, અને કેટલીક શિક્ષકે પોતે કહી. એમ કરતાં પાટીઆ ઉપર નીચે મુજબ નકશો તૈયાર થયો:—




આ રીતે પાટીઆ ઉપર નકશો તૈયાર થયો એટલે આખા દેશનો છાપેલો નકશો કાઢીને ઘોડી પર લટકાવવામાં આવ્યો, અને શિખવેલી હકીકત તેમાંથી ખોળી કાઢવામાં આવી. એ નકશાઓનું મળતાપણું જોઈને, તથા એકમાંથી શીખેલી હકીકત બીજામાં જડી આવવાથી છોકરાંને બહુ રસુજ પડી. કોઈ કોઈ ઠેકાણે પાટીઆ પરનો નકશો ચોકસ નહોતો ત્યાં તે છાપેલા નકશા પરથી સુધારવામાં આવ્યો. એટલું થયા પછી નવું શિખ-

બતાવું બન્ધ થયું, અને શિખવેલા પાઠની પરીક્ષા ચાલી. છોકરાં પોપટની પેઠે ગોખેલો પાઠ બબડી જતાં નહોતાં, પણ અનુભવથી શીખેલા વિચારવંત માણસની પેઠે જવાબ દેતાં હતાં તે જોઈ મ્હને બહુ સારું લાગ્યું. ત્યાર પછી શીખેલા પ્રદેશ ઉપર કલ્પિત મુસાફરી કરાવવામાં આવી, તે રૂપમાં કેટલીક વિશેષ હકીકત નીકળી, અને ત્યાં જે ડુંગરો તથા બીજા દેખાવો માલૂમ પડે છે તેમની છબીઓ બતાવવામાં આવી. જે છોકરાને ડુંગરો પ્રત્યક્ષ જોવાનો ઘણું કરીને પ્રસંગ આવ્યો નહોતો તેમને આ દેખાવોથી બહુ આનન્દ થયો. ત્યાર પછી પાઠ સમાપ્ત કરવામાં આવ્યો.

---

# परचूरण सूचनाओ.

( ચાલુ પૃષ્ઠ ૧૩૮ થી. )

**મ્હોંના હિસાબ**—બાળ વર્ગમાં અને પેહેલીમાં ન્હાની ન્હાની રકમોના સરવાળા બાદબાકી મ્હોંએ કરવાનો ખૂબ મહાવરો કરાવવો જોઈએ. ભવિષ્યનું ગણિત એથી ઘણું સરળ થાય છે. સૌથી પહેલું એટલે બાળ વર્ગમાં દસની અન્દરના અંકોના સરવાળા બાદબાકી ખૂબ પાકા કરાવવા. જેમકે—

| | | | |
|---|---|---|---|
| ૧+૧ | ૨+૨ | ૧—૧ | ૪—૩ |
| ૨+૧ | ૨+૩ | ૨—૧ | ૪—૪ |
| ૧+૨ | ૩+૨ | ૨—૨ | ૫—૧ |
| ૩+૧ | ૧+૪ | ૩—૧ | ૫—૨ |
| ૧+૩ | ૪+૧ | ૩—૨ | ૫—૩ |
| | | ૩—૩ | ૫—૪ |
| | | ૪—૧ | ૫—૫ |
| | | ૪—૨ | વગેરે. |

આ મુજબ છોકરાં મ્હોંએ સરવાળા બાદબાકી કરે તેનો જવાબ ખરો છે કે નહિ તેની વસ્તુઓ ગણાવીને તપાસે તપાસ ખાતરી પણ કરવી. છોકરાં દસની અન્દરના અંકોના સરવાળા બાદબાકી ઝડપથી તમર

ભૂલે મ્હોએ ગણી શકે ત્યાર પછી જ દસથી ઉપરની સંખ્યાઓ ક્રમે ક્રમે લેવા માંડવી. દાખલા તરીકે,—

| | | |
|---|---|---|
| ૧+૨=૩<br>∴ ૧૧+૨=૧૩ | ૩+૨=૫<br>∴ ૧૩+૨=૧૫ | } ઇત્યાદિ. |

ત્યાર પછી નીચે મુજબના હિસાબ આવશે—

| | | |
|---|---|---|
| ૪+૫=૯<br>∴ ૧૪+૧૫=૨૯ | ૩+૫=૮<br>∴ ૧૩+૧૫=૨૮ | } વગેરે. |

આ હિસાબો કરતા પહેલાં એકમ દશકની વસ્તુઓ વડે સારી સમજ આપવી, અને એકમમાં એકમ તથા દશકમાં દશક કેવી રીતે ભળે છે તે બતાવવું. એ મુજબ ક્રમે ક્રમે ચલાવીને પહેલા કે બીજા ધોરણ સુધીમાં સો સુધીના બધા અંકોના સરવાળા બાદબાકી વગર ભૂલે અને ઝડપથી મ્હોએ કરતાં આવડે તેમ કરવું. ઉપલાં ધોરણોમાં તેથી વધારે મ્હોટા આંકડા માટે તે જ અભ્યાસ ચાલુ રાખવો.

**બાળ વર્ગમાં રંગનું શિક્ષણ**—એક શિક્ષક લખે છે, કે રંગ શિખવવાને હું જુદા જુદા રંગના કાગળોના સાથીઆ, તારા, કામઠાં, વગેરે જુદા જુદા આકાર કાપી રાખું છું, અને તે પાઠ વખત ટાંકણી વડે કાળા પાટીઆ પર ચોડું છું. પછી છોકરાં આવીને ભૂરો તારો, પીળો સાથીઓ, રાતું કામઠું, વગેરે બતાવી જાય છે. આથી છોકરાંને પાઠમાં ઘણો રસ પડે છે. કોઈ કોઈ વાર હું એ આકાર ટાંકણીથી છોકરાંનાં અંગરખાંને ચોડું છું, અને પીળા તારાવાળા કે ભૂરા સાથીઆવાળા છોકરાને બોલાવીને વર્ગની સામે ઊભો રહેવા કહું છું. આથી છોકરાં રંગ ઓળખે છે કે કેમ તેની પરીક્ષા થાય છે, અને તેમને ગમત પડે છે.

**નિબન્ધ**—એક બીજો શિક્ષક લખે છે, કે નિબન્ધ માટે કોઈ કોઈ વાર હું છોકરાંને તેમની નજરમાં આવે તે વિષયો પસન્દ કરવા દઉં છું. આથી તે તે વિષય ઉપર તેમને ચોપાનીઆં, પુસ્તકો, વગેરે વાંચી તૈયાર થઈ નિબન્ધ લખવાની વૃત્તિ થાય છે, અને એકન્દરે તેમના જ્ઞાનમાં ઘણો વધારો થાય છે, તથા તેમને વાંચવાનો શોખ વધે છે.

**લેખન**—એક ઇન્સ્પેક્ટર લખે છે, કે નીચલા વર્ગોમાં શિક્ષકો વારંવાર ડિકટેશન લખાવે છે અથવા ચોપડીમાં જોઈને નકલ કરાવે છે. આ મનોયત્નો ઉપયોગી છે, છતાં તેમાં વખતે વખત ફેરફાર કરવાની જરૂર છે. જેમ:

જુદી જુદી રીતે શિક્ષણ અપાય તેમ વધારે ફાયદો થાય છે. કોઈ કોઈ વખત બાળકોને વર્ગના છોકરાનાં અથવા પોતાનાં સગાંનાં નામ લખી લાવવા કહેવું; કોઈ વખત જેટલાં ફળ તથા ફૂલ અથવા પશુ પક્ષી તેમને યાદ આવે તેમનાં નામ લખવા કહેવું; કોઈ વખત જેટલાં ગામનાં નામ આવડતાં હોય તેટલાં લખવા કહેવું. આ મનોયત્નો આપવાથી છોકરાંની લખવાની શક્તિ વધવા ઉપરાન્ત બીજી પણ શક્તિઓ કેળવાશે. તેમને વધારે આંખો ઉઘાડીને જોવાની, તથા જોયેલું યાદ રાખવાની ટેવ પડશે. આ પ્રમાણે લખેલાં નામો આવે એવાં ટૂંકાં વાક્યો રચાવવામાં આવશે તો વિશેષ ફાયદો થશે.

---

# सामान्य ज्ञानना पाठ.

( આનુ પૃ ૧૧૯ થી. )

## પાઠ ૧૪ મો.

### રોટલી.

શિક્ષકે એક રકાબીમાં રોટલી મૂકી તે દરેક છોકરાંને જોવા આપવી.

શિક્ષકે નીચે મુજબ અનુક્રમે પ્રશ્ન પૂછવા:—

આ રકાબીમાં તમે શું દીઠું ? **રોટલી.**

રોટલી શા કામમાં આવે છે ? **ખાવામાં.**

આ રોટલી તમે ખાશો ? **ના સાહેબ.**

તમે કહો છો કે એ ખાવાના કામમાં આવે છે ત્યારે કેમ ખાતા નથી વારુ. **સાહેબ; એ તો લુખી છે.**

તમે કેમ જાણ્યું કે એ લુખી છે ? **સાહેબ, એના પર ઘી ચોપડેલું જણાતું નથી.**

ત્યારે રોટલી ક્યારે ખવાય ? **તેનાં પર ઘી ચોપડે ત્યારે.**

રોટલીનો આકાર કેવો છે ? **ગોળ.**

રોટલીનાં બે પડ જૂદાં પાડી પૂછવું કે રોટલીને કેટલાં પડ છે ? **બે.**

રોટલી કરવામાં શું શું જોઈએ તે કહી શકશો ? **લોટ.**

લો આ લોટની રોટલી બનાવો. **નહિ બને.**

કહો ત્યારે રોટલી બનાવવામાં કયાં કયાં સાધનની જરૂર પડશે ? **થાળી, પાણી, આડણી, વેલણ, શગડી, દેવતા, લોઢી, સાણસી, અને સોઈઓ.**

ત્યારે રોટલી બનાવવામાં કેટલાં સાધન જોઈશે. **નવ.**

કોઈએ રોટલી બનાવતાં જોઈ છે ? **હા.**

પ્રથમ લોટને શું કરે ? **થાળીમાં નાખી પાણી રેડી તેની કણક કરે.**

પછી શું કરે ? **કણકના ન્હાના ન્હાના લુઆ કરે.**

તે લુઆને શું કરે ? તેને અટામણમાં દાબે.

અટામણમાં શા માટે દાબે ? **લુઆ પર કોરો લોટ ન હોય તો વેલણ તેને ચોંટી જાય ને રોટલી વણાય નહિ.**

અટામણ ચઢાવ્યા પછી શું કરે ? **આડણી પર નાખી ધીમે ધીમે વેલણ ફેરવી તેને ગોળ બનાવે એટલે રોટલી થાય.**

એ રોટલી ખવાશે ? **નારે સાહેબ, તે તો કાચી કહેવાય.**

ત્યારે તેને પકવવાને શું કરે ? **તેને હાથમાં લઈ સળગતી શગડી ઉપર તાવી તપેલી હોય તે પર નાખે.**

તાવી પર શા માટે નાખે ? **શેકાવા માટે.**

તાવી પર રોટલી નાખી એટલે તે શેકાઈ કે ? **સાહેબ, એક તરફ શેકાઈ પણ બીજી તરફ શેકાવા માટે પાછી તેને ઉથલાવવી પડે.**

એ પ્રમાણે બે તરફ શેકયા પછી શું કરે ? **સાણસી વતી તાવી પકડી તે ઉપાડી લે અને રોટલીને અંગારા પર થોડી વાર શેકાવા દે.**

અંગારા પર શેકાતાં તમ્હારા જોવામાં શું આવે છે ? **બે પડ જુદાં પડી તે ગોળ દડા જેવી બને છે.**

અંગારામાંથી તેને શી રીતે કાઢે છે ? **સોઈઓ ખોશી તેને કાઢી લે છે.**

એ પ્રમાણે દરેક રોટલીને માટે કરવું પડે છે ? **હા.**

ત્યારે રોટલી બનાવતાં બહુ વાર થાય નહિ વારૂ? નારે સાહેબ, પહેલી રોટલી તૈયાર થયા પછી બીજી તો ઝપાટાબંધ તૈયાર થાય છે.

એ રોટલીને પછી શું કરે છે? તેને ખંખેરી પેહું અટામણ ઉડાડી મૂકે છે.

પછી શું કરે છે? તે પર ઘી ચોપડીને ખાય છે. ગરીબ માણસો તેલ ચોપડીને પણ ખાય છે.

---

## પાઠ ૧૫ મો.

## રોટલી ભાગ ૨ જો.

નાતમાં રોટલીના જમણમાં રોટલી સાથે શું હોય છે? ખાંડ, બુરૂ, કે દળેલી સાકર.

વળી એની સાથે બીજું કાંઈ કોઈ કોઈ પીરસે છે કે? કેળાં, રસ, કે સેવ.

રોટલીની સાથે ઉપર કહી તે વસ્તુઓ મૂકવામાં આવે ત્યારે જમવાની ખૂબ મઝા પડતી હશે નહિ વારૂ? હા સાહેબ, ખાવાની ખૂબ મઝા પડે છે ને તેથી રોટલી પણ વધારે ખવાય છે.

રોટલીની બધી વાત તમે કહી પણ કહો વારૂ તે કયા અનાજની બને છે? ઘઉંની.

બીજા કશાની રોટલી બને ખરી? બાજરીની બને, પણ તે ઘઉંના જેવી પાતળી ન બને.

આખા ઘઉંની રોટલી બને? ના તેને ઘંટીથી દળવા જોઈએ.

ઘઉંને દળે એટલે તેનું શું થાય? લોટ.

લોટને શા વડે ચાળે છે? ચાળણીથી.

શા માટે લોટને ચાળવો જોઈએ? તેમાં થૂલું અગર દાણા હોય તે જુદા પાડવા માટે.

ઘઉં ક્યાં થાય છે? ખેતરમાં.

આ વખતે શિક્ષકે બને તો ઘઉંનો છોડ તથા ઘઉંની ઉબી લાવી છોકરાંને બતાવવાં. છેવટે બન્ને પાઠનું પુનરાવર્તન કરાવવું.

---

# वनस्पति वर्णन.

( ચાલુ પૃષ્ઠ ૬૧ થી. )

## ચ્હા.

ચ્હા પીવાની રસમ દિન પ્રતિદિન દુનિયામાં વધતા જાય છે. હાલમાં લગભગ અડધી દુનિયા તેને વાપરે છે. તે તે જ નામના છોડનાં પાંદડાંની બનાવાય છે.

ચીનમાં તેને સૈકડો વર્ષથી ઉછેરે છે. ચીનાઓની દંતકથામાં તો તે ઇ. સ. પૂ. ૫૫૦ માં કનફ્યુસિયસના વખતમાં પણ હતી એમ કહેવાય છે, પણ તેનો કાંઈ ઐતિહાસિક પુરાવો મળતો નથી. લોયુ નામના ઇતિહાસ કર્તાના લખાણથી જણાય છે કે તે છઠ્ઠા સૈકામાં ચીનમાં વપરાતી હતી, અને આઠમા સૈકામાં તેનો ઉપયોગ એટલો વધી પડયો હતો કે ઇ. સ. ૭૮૩ માં ત્યાંની સરકારનું તે પર કર નાખવા ધ્યાન ખેંચાયું હતું. ૧૭ મા સૈકામાં તે જાપાનમાં દાખલ થઈ અને પહેલી ફીરયુ બેટમાં વવાઈ. છેક ચાલુ સદીની શરૂઆત સુધી આ બે દેશ સિવાય બીજે કાંઈ ઠેકાણે તે થતી નહોતી. સને ૧૫૧૭ માં ચીન અને પોર્ટુગલ વચ્ચે સમ્બન્ધ થયો તે પહેલાં યૂરોપમાં ચ્હાને કોઈ ઓળખતું નહોતું. પોર્ટુગીઝ લોકે તેને યૂરોપમાં દાખલ કરવાને કાંઈ યત્ન કર્યો નહિ, પણ સત્તરમા સૈકામાં કેટલાક વલંદા બેન્ટામમાં જઈ રહ્યા તેમને ચીનાના સમાગમથી ચ્હા પીવાની ટેવ પડી, અને તેઓ તેને યૂરોપમાં લાવ્યા. ઇ. સ. ૧૬૬૪ માં ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીએ ઇંગ્લાન્ડના રાજાને બશેર ને નવટાંક ચ્હાની ભેટ આપી તે પછી ધીમે ધીમે તે બજારમાં આવવા લાગી. શરૂઆતમાં ત્યાં તે ૬ થી ૧૦ પૌન્ડે શેર વેચાતી. લોર્ડ વિલિયમ બેન્ટીકના વખતમાં તેને હિન્દુસ્તાનમાં વાવવા માટે એક કમિટી નિમાઈ, અને એક અમલદારને ચ્હાનાં બી અને કેટલાક ચીના મજૂરોને લેવા સારૂ ચીન મોકલ્યો. પહેલ વહેલાં તેને આસામમાં વાવી અને સને ૧૮૩૬ માં પહેલ વહેલી એક શેર હિન્દી ચ્હા ઇંગ્લાન્ડ ગઈ. પછી અનુક્રમે ડેહેરાડુન, કુમાઉન, દાર્જીલિંગ, કાચર, કાંગરા, હજારીબાગ, ચીતાગાંગ, ટેરાઈ અને નીલગિરિ પર તે વવાવા માંડી. આસ્ટ્રેલીઆ, બ્રાઝીલ, અને યૂરોપ ખંડના દક્ષિણ ભાગમાં તેને વાવવા માટે અજમાયશ કરવામાં આવી, પણ

મજૂરી મોંઘી પડવાથી ત્યાં તે ઉદ્યોગ ભાગી પડ્યો.

મ્હાનો છોડવો સજીવન છે, એટલે બારે માસ લીલો રહે છે. ચીનમાં તે ત્રણ ચાર હાથ ઊંચો થાય છે. પાંદડાં બે ત્રણ તસુ લાંબાં, એકથી દોઢ તસુ પહોળાં, અણીદાર, અને ઘણા લીલા રંગનાં થાય છે. તેમની કોરે ઝીણા ઝીણા દાંતા હોય છે. ડાળી પર તે સામસામી બાજુએ ઊંચાં નીચાં અને ઘણાં થાય છે. ફૂલ ધોળાં અને સહેજ સુગંધીદાર હોય છે. વજ્ર ન્હાનું અને સુંવાળું, પાંખડી પાંચથી નવ અને નીચલા ભાગમાં જોડાયેલી હોય છે. ફળ ત્રણ બીવાળાં થાય છે.

ચીનમાં મ્હાની બે જાતો થાય છે, કાળી અને લીલી. પહેલાં એમ મનાતું કે એક જાતના છોડમાંથી કાળી અને બીજી જાતનામાંથી લીલી મ્હા થાય છે, પણ તપાસ કરવાથી જણાયું છે કે દરેકમાંથી બન્ને જાતની મ્હા બનાવાય છે. મ્હાના કુદરતી રીતે ઊગેલા છોડ ચીનમાં કોઈ ઠેકાણે જોવામાં આવ્યા નથી, પણ આસામનાં ભેજવાળાં ઘાડાં જંગલમાં માલૂમ પડ્યા છે. ત્યાં તે પન્દર વીસ ફુટ ઊંચા થાય છે. તેનાં પાંદડાં નવ ઇન્ચ લાંબાં, સુંવાળાં, જાડાં, અને ચીકણાં હોય છે. મ્હાની બધી જાતો આ જાતમાંથી થઈ છે એવું ઘણા વનસ્પતિ વેત્તાઓનું માનવું છે. હિન્દુસ્તાનમાં મળ આસામી, ચીની, અને તે બન્ને જાતોના સંયોગથી ઉત્પન્ન કરેલી જાતો વાવવામાં આવે છે.

આ છોડ ઘણી રસાળ જમીનમાં થાય છે. પોચી અને પાણી પચી રહે તેવી જમીનમાં તે સારા થાય છે. સમધારણ ભેજ અને ગરમીવાળા તથા વરસાદ ઘણો અને લાંબા વખત સુધી થોડો થોડો પડે તેવા પ્રદેશ તેને માફક આવે છે. ચીનનું અનુકરણ કરી હિન્દુસ્તાનમાં પણ તેને ટેકરીઓ અને ખડકોના રસાળ ભાગ પર વાવે છે. છોડ ત્રણ વર્ષના થાય ત્યાં સુધી પાંદડાંને ચુંટતા નથી. તે સમયે તેમને ફણગા નિકળે છે તેમનાં કુમળાં પાંદડાંની મ્હા સૌથી સરસ ગણાય છે. મજૂરો ચુંટતી વખતે કુમળાં અને મ્હોટાં પાંદડાં જુદાં પાડતા નથી, પણ મ્હા તૈયાર થયા પછી ચાળણીઓથી ચાળી તેના વર્ગ પાડવામાં આવે છે. ચીનમાં પાંદડાંને એપ્રિલની શરૂઆતમાં, મેને અંતે, તથા જુલાઈ અને સપ્ટેમ્બરમાં એમ વરસમાં ચાર વખત વીણી લે છે.

પહેલા ફ્લશ કરતાં તેની પછીના ફ્લશનાં પાંદડાં ઓછા કસવાળાં થાય છે, અને છેવટનાં મ્હોટાં પાંદડાં તો નહિ જેવા કસવાળાં હોય છે. હિન્દુસ્તાનના ચ્હાના બગીચામાં ઘણો સુધારો કરવાથી એક વરસની મોસમમાં દરેક છોડ પરથી આસરે વીસ વખત પાંદડાં ઉતારે છે. એક છોડ પરથી ¼ શેર ચ્હા થાય છે અને એક એકરમાં ૧૫૦૦-૧૬૦૦ છોડ થાય છે, એટલે તેટલી જમીનમાં ૩૦૦-૩૫૦ રતલ ચ્હા થાય છે.

કાળી, લીલી, અને ચોસલાં એવી તેની ત્રણ જાતો છે. કાળી ચ્હા બનાવવા માટે પાંદડાંને પહેલાં તડકે સૂકવે છે, અને ચીમળાઈ જાય ત્યારે ટેબલ પર નાંખી માણસો હાથે આમળાવીને ગોળ વાળે છે. પછી તેને એક કલાક તડકે રહેવા દઈ દેવતા પર લોઢાના પેણામાં સારી પેઠે શેકે છે. આ રીતે તૈયાર થયેલી ચ્હાના ચાળીને વર્ગ પાડે છે. લીલી ચ્હા બનાવવા માટે પાંદડાંને સહેજ તડકે ગરમ થવા દઈ વાળવા માંડે છે. તેને ફરીથી સૂકવી થોડી વારે વળી વાળવા માંડે છે. આ પ્રમાણે ત્રણ વખત કરી તેને તડકે રહેવા દઈ છેક કાળી થવા દે છે. પછી તેને ઘણા ગરમ પેણામાં નાખી હાથે આલતાં દઝાય તેટલી ગરમ થવા દઈ કોથળામાં ભરી મૂકે છે, અને આખી રાત તેમાં જ રહેવા દે છે. બીજે દિવસે ફરીથી દેવતા પર સાત આઠ કલાક તપાવ્યા કરે છે. તે વખતે તેનો લીલો રંગ થઈ જાય છે. મ્હોટાં પાંદડાં, ડાખળાં, વગેરેનો ભૂકો કરી તેમાં કાંઈ સુગંધીદાર પદાર્થ નાખી ચ્હાનાં ચોસલાં ચીનના ઉત્તર ભાગમાં બનાવે છે. મધ્ય એશિયાની ઘણી જાતો દૂધ, માખણ, વગેરેમાં વધારી તેને શાક તરીકે ખાય છે. હિન્દુસ્તાનમાં ફક્ત કાળી ચ્હા બનાવે છે, કારણ કે ગ્રેટબ્રિટન વગેરે યૂરોપ ખંડના દેશોમાં આ જાત વપરાય છે. યુનાઇટેડ સ્ટેટ્સના લોક લીલી ચ્હા પસન્દ કરે છે, અને તે સઘળી જાપાન પૂરી પાડે છે.

જુદા જુદા દેશના લોકમાં ચ્હા પીવાની રીત જુદી જુદી છે. ચીના લોક ગરમ પાણીમાં પાંદડાં નાખી મોળી ચ્હા પીએ છે. ગ્રેટબ્રિટન અને અમેરિકાના લોક તેમાં દૂધ કે ગળપણ અગર બન્ને નાખે છે. આપણે ઇંગ્રેજોનું અનુકરણ કરી તેમની જ માફક પીએ છીએ. યૂરોપ ખંડના કેટલાક દેશોમાં તેમાં સ્પિરિટ નાખી પીએ છે, અને રશિયામાં તેમાં લીંબુનો રસ નાખે છે.

ચ્હા પહેલી યૂરોપમાં દાખલ થઈ ત્યારે ઘણા વિદ્વાનના મત તેની વિરૂદ્ધ હતા. સને ૧૭૨૨ માં એક દાક્તર લખે છે કે "આજ હાલ દાખલ થયેલી નવાઈની ચીજોમાં એક એવી છે કે જે બદહજમી અને બેચેની ઉત્પન્ન કરી જીન્દગી પર કંટાળો ઉપજાવે છે. તેને ઘણું કરીને ચ્હા કહે છે. તે કેટલાંક વરસથી આપણા ખોરાક અને રમત ગમતના ભેળાવડામાં ધીમે ધીમે પગ પેસારો કરતી જાય છે, પણ અફીણ અને બીજા કેટલાક પદાર્થો કે જેમને ત્યજવાનું આપણે યોગ્ય ધારીએ છીએ તેમના કરતાં આ મનુષ્યની જીન્દગી અને પૈસા ટકાને ઓછી નુકસાનકારક નથી." આ મત હાલમાં બદલાઈ ગયો છે અને કરોડો રૂપીઆની ચ્હા દર વર્ષે વપરાય છે. આખી દુનિયામાં સૌથી વધારે ચ્હા પીનાર આસ્ટ્રેલીઆના વિક્ટોરિયા પ્રાન્તના લોકો છે. ત્યાં સરેરાશ દર માણસે એક વર્ષમાં ૧૨ શેર ચ્હા જોઈએ છે. તેથી ઉતરતી ઇંગ્લાન્ડમાં દર માણસે ૫ શેર જોઈએ છે. ચીનમાં દર વર્ષે બે અબજ પૈન્ડ ચ્હા વપરાય છે, અને ગણતરીથી માલુમ પડે છે કે આખી દુનિયામાં અઢી અબજ પૈન્ડ કરતાં પણ વધારે ચ્હાનો ઉપયોગ થાય છે. ચ્હાના ગુણ વિષે ઇતિહાસ કર્ત્તા લેપુ લખે છે કે "તે મગજને શાન્ત કરે છે તથા મનને આનંદી બનાવે છે, સુસ્તી ઉડાડે છે તથા થાક ઉતારે છે, વિચાર શક્તિ જાગૃત કરે છે તથા ઉંઘનો નાશ કરે છે, અને શરીરને જુસ્સો આપી સમજ શક્તિને તેજ બનાવે છે."

---

# आयर्लॅन्डनुं केळवणी कमिशन.

થોડા વખત ઉપર આયર્લૅન્ડ દેશની પ્રાથમિક કેળવણી વિષે તપાસ કરી તેમાં સુધારા સૂચવવા માટે એક કમિશન નીમવામાં આવ્યું હતું. તે કમિશને તજવીજ કરીને જે સામાન્ય ભલામણો કરી છે તે હમે આગળ આપી ગયા છીએ. પરન્તુ કમિશનના રિપોર્ટમાં બીજી પણી જાણવા જેવી હકીકત હોવાથી તેમાંની મુખ્ય મુખ્ય બાબતો એક પછી એક અત્રે આપવાનો વિચાર રાખીએ છીએ. કમિશન પ્રથમ કિન્ડરગાર્ટન વિષે લખે છે.

## ૧. કિન્ડરગાર્ટન પદ્ધતિ.

ફ્રોબેલે કિન્ડરગાર્ટન શબ્દ કેળવણીના કોઈ પણ વિષયના સમ્બન્ધમાં

વાપર્યાં નથી. છોકરાંને બાળ વયમાં કેળવણી આપવા સારૂ તેણે એક રીત શોધી કાઢી છે તે **રીતને** તેણે કિન્ડરગાર્ટન નામ આપેલું છે. નીચેની અગત્યની બાબતો ધ્યાનમાં લઈને તેણે આ રીત રચી છેઃ—

૧. કેળવણી આપવાની રીત એવી હોવી જોઈએ કે તેથી બાળકોની શારીરિક તેમજ માનસિક શક્તિઓ ખીલે; કારણકે એજ્યુકેશન (કેળવણી) એ શબ્દનો અર્થ **બાળકોની બધી શક્તિઓની ખિલવણી** એવો થાય છે.

૨. કેળવણી આપવાની રીત એવી હોવી જોઈએ કે તેથી બાળકોને નીતિનું શિક્ષણ મળે.

૩. શિક્ષકે બાળકોના મગજમાં દરેક બીના ભરી ઉપરચોટીઉં જ્ઞાન આપવું નહિ, પણ તેમના આગળ સાહિત્યો રજુ કરી તે વડે તેમની પાસે અક્કલથી ઇમારત ચણાવવી.

૪. શિક્ષકે આ સાહિત્યો તાંતાબંધ ક્રમમાં એવી રીતે રજુ કરવાં કે તેથી શિક્ષણનાં પગથિયાં એક પછી એક સ્વાભાવિક રીતે આવે.

૫. શિક્ષણની પદ્ધતિ દરેક બાળકના સ્વભાવ તથા શક્તિને અનુસરવી જોઈએ.

આ ઉપરથી સહજ ખ્યાલ કરી શકાશે કે ફ્રોબેલની કિન્ડરગાર્ટન પદ્ધતિ માત્ર છોકરાંની રમત ગમત માટે નથી, પણ બાળકોની કુદરતી શક્તિઓ ખિલવવા માટે છે. જે શક્તિઓ વડે બાળકોને આગળ જતાં જ્ઞાન મેળવવાનું છે તે શક્તિઓને તે યોગ્ય કસરતથી કેળવે છે અને મજબૂત કરે છે. કિન્ડરગાર્ટન શબ્દનો વ્યુત્પત્ત્યર્થ તપાસવાથી આ વાતની ખાતરી થાય છે. કિન્ડરગાર્ટન એ જર્મન ભાષાનો શબ્દ છે. તેનો વ્યુત્પત્ત્યર્થ ( **किन्डर**=છોકરાં; **गार्टन**=વાડી ) છોકરાંની વાડી એવો છે. આ ઉપરથી સ્વાભાવિક રીતે એમ અનુમાન થાય કે પ્રથમ આ પદ્ધતિએ શિક્ષણ આપવાની જગાને વાડી ગણી આ નામ આપ્યું હશે, અને પાછળથી તે નામ તે પદ્ધતિને મળ્યું હશે. પણ ખરું જોતાં તેમ નથી. ફ્રોબેલે તેનો બહુ ઊંડો અર્થ લીધો છે. વાડીનો આ જગાએ તેણે લાક્ષણિક અર્થ લીધો છે. શિક્ષકના કામની પરિસીમા તે વાડી અને તેના હાથ નીચે

શિક્ષણ લેતાં છોકરાં તે વાડીમાંના છોડવા એવો અર્થ ફ્રોબેલે લીધો છે. હવે જેમ વાડીનો માળી પોતાની વાડીના છોડવાને પાંદડાં તથા ફળ ફૂલ બહારથી લાવીને ચોટાડતો નથી, પણ તેમને સંભાળથી ઉછેરે છે, તે સારા ખીલે તેટલા માટે પોતાની ચતુરાઈ વાપરે છે, અને તેમને નુકસાન કરે એવી તથા તેમની કુદરતી ખિલવણી અટકાવે એવી વસ્તુઓ દૂર કરે છે, તેવી જ રીતે કિન્ડરગાર્ટનનો માળી ( શિક્ષક ) પોતાના કુમળા છોડવા ( બાળકો ) ને કેળવે છે.

હવે કિન્ડરગાર્ટન પદ્ધતિએ શિક્ષણ આપવાની રીત તપાસીએ. આ પદ્ધતિમાં દરેક બાળકના સ્વભાવ અને શક્તિને અનુસરીને શિક્ષણ આપવાનું છે, એટલે તેમાં શિક્ષણ આપવાની અનેક રીતો છે. ગાયન તથા જુદી જુદી જાતની રમતોથી, કુદરતી વસ્તુઓ અને કુદરતી દેખાવની મદદથી, આકૃતિઓ વડે, તથા અનેક સાદાં હાથની કારીગરીનાં કામોથી આ શિક્ષણ અપાય છે.

ફ્રોબેલનું એમ કહેવું છે કે બાળક થોડા મહિનાનું થાય ત્યારથી આ શિક્ષણ ઘરમાં તેની માતાએ શરૂ કરવું. પછી જ્યારે તે ત્રણ વરસનું થાય ત્યારે તેને કિન્ડરગાર્ટન શાળામાં મૂકવું, અને ત્યાં છ સાત વરસનું થાય ત્યાં સુધી રાખવું. આ દરમ્યાન તેને વાંચન, લેખન, આદિ નિશાળનો કોઈ પણ વિષય ચલાવવો નહિ. આવી રીતે કિન્ડરગાર્ટન સ્કૂલમાં ઉછરેલું બાળક આગળ જતાં નિશાળના વિષયોમાં પણ સારું નીકળશે.

## ૨. આયર્લાન્ડમાં કિન્ડરગાર્ટન શિક્ષણ.

આયર્લાન્ડના પ્રાથમિક કેળવણીના કમિશનના રિપોર્ટ ઉપરથી જણાય છે કે સને ૧૮૯૬ માં તે દેશની ૩૫૧ શાળાઓમાં કિન્ડરગાર્ટન પદ્ધતિએ શિક્ષણ અપાતું હતું. તે વર્ષમાં તે દેશમાં શાળાઓની કુલ સંખ્યા ૮૬૦૬ હતી. આવી રીતે ફક્ત સેંકડે ચાર ટકા જેટલી શાળાઓમાં કિન્ડરગાર્ટન પદ્ધતિ દાખલ થવાનું કારણ એમ જણાય છે, કે ત્યાંના એજ્યુકેશન બોર્ડે માત્ર બે જાતની શાળાઓમાં આ પદ્ધતિએ શિક્ષણ આપવાનું મંજૂર કર્યું છે. આ બે જાતની શાળાઓ ( અ ) સારી વ્યવસ્થાવાળી બાળ શાળાઓ અને

(ઘ) જુદા બાળ વર્ગવાળી શાળાઓ છે. જુદા બાળ વર્ગવાળી શાળાઓમાં બાળ વર્ગને જુદા ઓરડામાં બેસાડવામાં આવે છે, અને તેમના શિક્ષકો પણ જુદા જ હોય છે. સને ૧૮૯૬માં પહેલી જાતની શાળાઓ ૪૪૫ હતી, તેમાંની ૧૨૯ માં કિન્ડરગાર્ટન પદ્ધતિએ શિક્ષણ અપાતું હતું. બીજી જાતની શાળાઓ ૨૪૮ હતી, તેમાંની ૨૨૮ માં તે પદ્ધતિ દાખલ થઈ હતી.

ઉપર જણાવેલી શાળાઓમાં ફ્રોબેલની યોજનાને બરાબર અનુસરીને શિક્ષણ અપાતું નથી; અને તેમ કરવાનું બને તેમ પણ નથી. કારણ કે (૧) ફ્રોબેલની યોજનામાં વાંચન લેખન, આદિ નિશાળના શરૂઆતના વિષયો બાતલ કર્યા છે, અને આયર્લાન્ડ તથા ઈંગ્લાન્ડ, સ્કોટલાન્ડ, વગેરે દેશોમાં છોકરાંની કેળવણી વાંચન, લેખન, ગણિત, વગેરે વિષયોથી શરૂ થાય છે; (૨) ફ્રોબેલની યોજનામાં દરેક બાળકની શક્તિ તથા સ્વભાવને અનુસરીને શિક્ષણ આપવાનું છે. આવી રીતે શિક્ષણ આપવાને છોકરાંની સંખ્યાના પ્રમાણમાં ઘણા શિક્ષકો જોઈએ. ફ્રોબેલની યોજનાને અનુસરીને માત્ર જર્મનીની કેટલીક સ્કૂલોમાં શિક્ષણ અપાય છે.

જોકે આયર્લાન્ડમાં તેમ જ ઈંગ્લાન્ડ તથા સ્કોટલાન્ડમાં ફ્રોબેલની યોજનાને બરાબર અનુસરીને કિન્ડરગાર્ટન શિક્ષણ અપાતું નથી, છતાં તે પદ્ધતિ ત્યાંની બાળ શાળાઓમાં દાખલ થઈ છે તેથી તે શાળાઓને ઘણો લાભ થયો છે.

---

# परीक्षक पत्र.

**મહેરબાન શાળા પત્રના અધિપતિ સાહેબ.**

બાળ વર્ગના જણાયેલા દોષો વારંવાર સુધારી લખી આપેલા હોવા છતાં જૂના મહેતાજીઓ તેમ જ હાલના નવા ટ્રેન્ડ શિક્ષકો ધ્યાનમાં લેતા નથી, અને પરીક્ષાના પત્રકોમાં પડયા સડે છે. શાળા પત્રમાં દાખલ થાય અને કદાપિ ચોકખા તાજા અક્ષરો તેમનું ચિત્ત ખેંચે તો કંઈ લાભ થાય એમ સમજી તેમાંના કેટલાક નીચે આપું છું. 'કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે' એ સૌ સમજે છે, પણ એમ વાળનારા થોડા જ નરો હશે.

ઘણા વર્ષથી બાળ વર્ગમાં વાર્તાઓ કહેવાય છે અને સંભળાય છે, પણ બાળકની ભાષામાં જરાએ સુધારો જણાતો નથી. એના એ જ શબ્દો છઠ્ઠા ધોરણ સુધી બોલવાને એવા રૂપમાં વળા આવે છે, અને માસ્તરો તથા શિક્ષકોને દેખાડતાં તેઓ લજ્જાઈને ઊભા રહે છે. પ્રથમનો પ્રયત્ન જલદી અને સારો અસરકારક નિવડે છે, માટે આશા છે કે પ્રથમથી સારા શિક્ષક આ બાબત પર લક્ષ આપશે.

| અશુદ્ધ. | શુદ્ધ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| છીચડી. | ખીચડી. | જ્યો, જઈ, જ્યું. | ગયો, ગઈ, ગયું. |
| આંછો. | આંખો. | ચ્યાં. | ક્યાં. |
| આગો, આપી, | આવ્યો, આવી, | ઉંદો. | હિંડો. |
| આયું. | આવ્યું. | ફોદલાવી. | ફોસલાવી. |
| ચેવી. | કેવી. | પછેં. | પછી. |
| નેહારે. | નિશાળે. | પેહવા. | પેસવા. |
| ચમ. | કેમ. | નેકરશે. | નીકળશે. |
| વરગ્યા. | વળગ્યા. | આપડે. | આપણે. |
| રમ્ભું. | રમતું. | નેહરે. | નીસરે. |
| છે. | છ. | બલાડી. | બિલાડી. |
| છમ. | એમ. | નાંછ્યું. | નાંખ્યું. |
| મલાડી. | બિલાડી. | ઉભ થઈને. | અહિં થઈને. |
| હારું. | સારું. | ડોહો. | ડોસો. |
| હેને. | એને. | ચોડી. | છોડી. |
| જાછી. | જાગી. | પાહે. | પાસે. |
| હુઈ ગયો. | સુઈ ગયો. | શેર. | છેર. |
| મી. | મ્હેં. | કી છે. | કહે છે. |
| ગધાડું. | ગધેડું. | કરવાં. | કરતાં. |
| માંણહ. | માણસ. | કાચંડો. | કાંકીડો. |
| લોટલા. | રોટલા. | મયડી. | મરડી. |
| હાચો. | સાચો. | હું. | છું. |
| હૈવાં. | છેવાં. | પરોંચ્યા. | પરોંચ્યા. |

| અશુદ્ધ. | શુદ્ધ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ઇને પાહે. | એની પાસે. | પશોડી. | પિછોડી. |
| હીં કે. | કહે કે. | કાદેવ. | કાદવ. |
| શુછી. | શુખી. | સોંયડો. | છાંયડો. |
| રોવે. | ( રૂએ ) રડે. | શેતર. | ખેતર. |
| આહવા. | હસવા. | ગીયા. | ગયા. |
| શાછ્યું. | રાખ્યું. | મૂઢે. | મોંઢે. |
| સોકરો. | છોકરો. | ચાંકથી. | કહીંથી. |
| તીનો. | તેનો. | શેગડાં. | શીંગડાં. |

31st May 1900. G. V. PATHAK.

ટીપ—મિ. પાઠક જેવા વિદ્વાન પરીક્ષક અધિકારીએ નિશાળોમાં જોયેલી ખામીઓ સુધારવાના હેતુથી આ પત્ર લખ્યો છે તે દાખલ કરતાં હમને ઘણો આનન્દ થાય છે. હમે પરીક્ષક અધિકારીઓને આવા પત્ર લખી મોકલવાની વારંવાર વિનતિ કરીએ છીએ, પણ બહુ જ થોડા અધિકારીઓએ હમારી અરજ ધ્યાનમાં લીધી છે. હવે આશા રાખીએ છીએ કે વધારે અધિકારીઓ તે તરફ લક્ષ આપશે. હમને ખબર છે કે ઘણા પરીક્ષકો પરીક્ષા વખત જોવામાં આવતી ખામીઓ પરીક્ષાનાં પત્રકો ઉપર નોંધે છે. પરન્તુ તેમાંથી મુદ્દાની હકીકતો તેઓ શાળા પત્ર તરફ મોકલશે તો તે ઘણા મહેતાજીઓના જોવામાં આવી સુધારો થવાનો સમ્ભવ વધશે. હમે એમ પણ જાણીએ છીએ કે પરીક્ષકોને કામ ઘણું હોય છે, અને તેમને ગામેગામ મુસાફરી કરવી પડે છે. છતાં પાછલાં થોડાં વરસમાં આસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોની સંખ્યા વધી છે, અને દરેક અધિકારીને વરસમાં એક બે પત્ર લખી મોકલવા જેટલી પણ ફુરસદ ન મળે એ માની શકાય તેવું નથી. પરીક્ષક અમલદારોની સંખ્યા હાલમાં એટલી છે કે દરેક જણ વરસમાં એક એક બે બે પત્ર લખી મોકલશે તો પણ શાળા પત્રમાં જગા કરી શકાય તેટલા પત્રો મળશે, અને જુદે જુદે સ્થળે જુદા જુદા અધિકારીઓને માલૂમ પડેલી ખામીઓ અથવા ખૂબીઓથી સઘળા મહેતાજીઓ વાકેફ થઈ નિશાળોને લાભ થશે. કોઈ અધિકારી જ્યારે પત્રો મોકલશે ત્યારે પણ હમે બહુ ખુશીથી સ્વીકારીશું. આવા પત્રોમાં

હિન્દીમાં પણ क्ष् નો छ् બને છે; જેમકે—સં. अक्षर-હિ. अच्छर, अछर—ગુ. અખ્ખર, સં. लक्ष्मण-હિ. लछमन-ગુ. લખમણ, વગેરે. પરન્તુ ચરોતરમાં જેમ ઇ, એ, ય ની અસરથી ક, ગ, ધ નો ચ્, જ્, ઝ્ થાય છે, તેમ આંછ્યો વગેરેમાં પણ ખ્નો છ થયો હશે એમ માનવું વધારે વાસ્તવિક લાગે છે.)

(૨) કોઈ વખત ઈ, એ, ય્ મળ્યા વિના પણ કંઠ્યનો તાલવ્ય વ્યંજન થાય છે; જેમકે—

દીચરો (દીકરો), જઈ (ગઈ), વગેરે.

(૩) ઉપરના નિયમથી ઉલટું કોઈ વખત તાલવ્ય વ્યંજનનો કંઠ્ય વ્યંજન થાય છે; જેમકે—

પહોંક્યા (પહોંચ્યા), પોકાડીને (પહોંચાડીને), વગેરે.

(૪) શ્, ષ, સ્ નો હ્ બોલાય છે; જેમકે—

નેહારે (નિશાળે), હારું (સારું), હુઈ (સુઈ), માણહ (માણસ), હાચો (સાચો), બાહવા (હસવા), પેહવા (પેસવા), નેહરે (નીસરે), ડેહો (ડેસો), પાહે (પાસે), હું (શું), ફેહલાવી (ફોસલાવી), વગેરે.

(૫) ળ્, ડ નો ર્ થાય છે; જેમકે—

નેહારે (નિશાળે), વરન્યા (વળગ્યા), નેકરી (નીકળી), કરવાં (કડવાં), વગેરે.

(૬) તેથી ઉલટું ર્ નો લ્ પણ થાય છે; જેમકે—

લોટલા (રોટલા), વગેરે.

(૭) છ નો શ્, સ્ થાય છે; જેમકે—

સૈયાં (છૈયાં), સેરે (છેરે), પશેડી (પિછોડી, પછેડી), સાંપડો (છાંપડો), સોકરો (છોકરો), વગેરે. ગુજરાતીમાં જ્યાં છ હોય છે ત્યાં મરાઠીમાં પણ ઘણી વખત સ જોવામાં આવે છે; જેમકે—

ગુ. છાંય—મ. सांय; ગુ. છોડવું—મ. सोडणें, વગેરે.

(૮) ખ્ ને બદલે પણ કોઈ વખત શ્ બોલાય છે; જેમકે—

શેતર (ખેતર). (આ ફેરફાર મૂળના क्षेत्र શબ્દ ઉપરથી થયો છે. क्षेत्रનાં ગુજરાતીમાં ખેતર, છેતર,અને શેતર એ બધાં રૂપો બને છે)

(૯) વ્ ને બદલે બ્ બોલાય છે; જેમકે—

રમ્બું (રમવું), જમ્બા (જમવા), વગેરે. (આ શબ્દોમાં મ માંના અ નો ઉચ્ચાર થતો નથી. શબ્દમાં કોઈ કોઈ સ્થળે અ

આવ્યો હોય તો તેનો ઉચ્ચાર થતો નથી તે બાબત હમે આ પહેલાં નિયમો આપેલા છે તે જોવા.)

(૧૦) કોઈ કોઈ વાર વ્યંજનોનો લોપ થવાથી તેમની જગાએ પ્રાકૃતની માફક ય્ બોલાય છે; જેમકે—
આયી (આવી), મયડી (મરડી), ઘયડી (ઘરડી), ઘયડો (ઘરડો), મયણું (મરણું), ચાયણી (ચાળણી), ખાંયણી (ખાંડણી), બોયડી (બોરડી), વગેરે.

(૧૧) ઈ નો ગુણ કરીને તેને ઠેકાણે એ બોલે છે; જેમકે—
નેહારે (નિશાળે), હેંડો (હીંડો), પછે (પછી), નેકરશે (નીકળશે), નેહરે (નીસરે), શેંગડાં (શીંગડાં), વગેરે.

(૧૨) ઉપરના નિયમથી ઉલટું કોઈ વખત એ ને બદલે ઈ બોલાય છે; જેમકે—
ઇમ (એમ), ઇને (એને), મીં (મ્હેં), ઇને પાહે (એની પાસે), કીં છે (કહે છે), તીનો (તેનો), વગેરે. (આમાંનાં કેટલાંક ઉચ્ચારણો પ્રાચીન ગુજરાતીમાં જોવામાં આવે છે.)

(૧૩) કોઈ વખત આ અને એ એક બીજાની જગાએ મૂકાય છે; જેમકે—
ગધાડો (ગધેડો), કહારો (કહેરો), પેણવલ્લભ (પ્રાણવલ્લભ), વગેરે.

(૧૪) અ ને બદલે કોઈ કોઈ વાર ઓ, એ, ઇ બોલાય છે; જેમકે—
છો (છ), કાદેવ (કાદવ), ગીયા (ગયા), વગેરે.

(૧૫) ઇનો અ પણ થાય છે; જેમકે—
બલાડી (બિલાડી), બલાડો (બિલાડો), બચારો (બિચારો), વગેરે.

(૧૬) ઉનો ગુણ થઈ ઓ બોલાય છે; જેમકે—
રોવે (રૂએ, રૂવે), વગેરે.

(૧૭) તેથી ઉલટું ઓ ને બદલે ઉ બોલાય છે; જેમકે—
મૂઢે (મોઢે), વગેરે. (કદાચ એમ પણ હોય કે હાલમાં શુદ્ધ ગણાતા ગુજરાતીએ મૂળના ઉ નો ઓ કર્યો, અને ચરોતરમાં મૂળનું ઉ કાયમ રહ્યું. મૂળનો સંસ્કૃત શબ્દ मुख છે. પ્રાકૃતમાં मुह થાય છે, डुं પ્રત્યય લાગતાં मुहडुं બને છે, અને ह અને ड भेगा મળતાં મૂઢું શબ્દ બને છે.)

(૧૮) આપડે અને આપણે એ બન્ને રૂપો વપરાય છે.

(૧૯) નાન્યતર જાતિ બહુ વચનના સંસ્કૃત પ્રત્યય आनि ઉપરથી પ્રાકૃતમાં आइं, અને પછી ગુજરાતીમાં આં પ્રત્યય થયો છે,

બેલાં મધ્ય સ્થળોએ બુધવાર તા. ૫ મી સપ્ટેમ્બર સને ૧૯૦૦ ને રોજ અને તે પછીના દિવસોએ દરેક મધ્ય સ્થળે ૭ ૭ મિડલ સ્કૂલ સ્કોલરશિપો આપવા સારૂ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ ( ખેડા જિલ્લો ). | ગોધરા ( પંચમહાલ ). |
| ભરૂચ. | થાણા. |

૨. ૭માંની બે સ્કોલરશિપો માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો ઈંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવા કે, બેની–ઇઝરાયલ, કણબી, અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે બે સ્કોલરશિપો રાખવામાં આવશે, અને બે સ્કોલરશિપો મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. દરેક મધ્ય સ્થળે કમિટી મારફત પરીક્ષા લેવામાં આવશે. કોઈ સ્કૂલના હેડ માસ્તર કમિટીના પ્રમુખ થશે.

૪. સ્પર્ધા કરવાની ( પરીક્ષા આપવાની ) પરવાનગી મળવા સારૂ ઠરાવેલા છાપેલા ફોર્મ પર અરજી કરવી. તે ફોર્મની નકલો નીચે સહી કરનાર પાસેથી અથવા પરીક્ષક કમિટીના પ્રમુખ પાસેથી મફત મળશે. ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની કમિટીના પ્રમુખ તરફ અરજી મોકલવી. તા. ૧ લી ઓગસ્ટ સુધી અરજીઓ તથા ફી કમિટી લેશે; તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ.

૫. ઉમેદવારની ઉમ્મર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત, કેટલી ફી આપવાની છે તે, વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત તા. ૧૭ મી મે સને ૧૮૮૮ ના મુમ્બાઈ સરકારી ગેઝેટના ભાગ ૧ લા ને ૪૩૧ મે પૃષ્ઠે પ્રસિદ્ધ થયેલા " કામ ચલાઉ નિયમો " માંથી મળી આવશે. નીચે સહી કરનારને અથવા પરીક્ષક કમિટીના પ્રમુખને અરજ કરવાથી આ ધારાની નકલો મફત મળશે. ઉત્તર ભાગની તમામ મુખ્ય સરકારી અને મદદ લેનારી ગુજરાતી નિશાળોમાં જાહેર ખબરો ચોડવાનાં પાટીઆં ઉપર પણ તેની નકલો ચોડવામાં આવી છે.

અમદાવાદ. તા. ૨૧–૪–૧૯૦૦

J. OLIVER,
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તરભાગ.

## અમદાવાદ ઇન્ડસ્ટ્રીઅલ ફન્ડમાંથી સ્કોલરશિપો આપવા માટે પરીક્ષા.*

ઈ. નં. ૫૪૮ તા. ૮-૫-૧૯૦૦.

૧. આથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ ઇન્ડસ્ટ્રીઅલ ફન્ડમાંથી અમદાવાદ જિલ્લાના લેઉઆ તથા કડવા કણબીની ન્યાતના વિદ્યાર્થીઓને હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં પાંચ પાંચ રૂપિયાની ચાર સ્કોલરશિપો આપવા સારૂ તથા મિડલ અને સ્પેશ્યલ સ્કૂલોમાં ત્રણ ત્રણ રૂપિયાની ત્રણ સ્કોલરશિપો આપવા સારૂ અનુક્રમે તા. ૩ જી તથા ૫ મી સપ્ટેમ્બર સને ૧૯૦૦ ને રોજ અમદાવાદ હાઈ સ્કૂલના મકાનમાં સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશે. તા. ૧૧ મી મે સને ૧૮૯૯ ના મુમ્બઈ સરકારી ગઝેટ ભા. ૧ લા ને ૬૬૨ મે પૃષ્ઠે પ્રસિદ્ધ થયેલા નિયમોની ૪ તથા ૬ કલમોમાં જણાવેલી શરતો× મુજબ આ પરીક્ષા લેવાશે.

૨. પરીક્ષામાં દાખલ થવાની અરજીઓ તથા ફી અમદાવાદ મધ્ય સ્થળની પરીક્ષક કમિટીના પ્રમુખ તા. ૧ લી ઓગસ્ટ સુધીમાં લેશે.

અમદાવાદ.
તા. ૨૬-૪-૧૯૦૦.

J. OLIVER,
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

---

## જાહેર ખબર.

### ( ખેડા અને ભરૂચ જિલ્લાના મુસલમાનો માટે. )

૧. ખેડા અથવા ભરૂચ જિલ્લાના જાયુના વતની હોય એવા મુસલમાન વિદ્યાર્થીઓમાંથી જે કોઈ તા ૩૧ મી માર્ચ સને ૧૯૦૧ અથવા બીજી ખબર આપવામાં આવે તે પહેલાં ઇંગ્રેજી સ્કૂલમાં દાખલ થશે ( ગુજરાતી અથવા ઉરદુ ચોથા ધોરણના બધા વિષયોમાં પાસ થઈને અને બાર વરસની ઉમ્મરની અન્દર ) તેને ઇંગ્રેજી સ્કૂલની ચોપડીઓ ખરીદવા માટે રૂ. ૩ ) આપવામાં આવશે. વળી એવો કોઈ વિદ્યાર્થી સ્કૂલની ફી આપવાને અશક્ત જણાશે, તો તેને દર માસે ફી જેટલી સ્કોલરશિપ પણ આપવામાં આવશે ( જો તેને સ્કૂલમાં માફીમાં દાખલ કરવામાં નહિ આવે તો ), તથા દાખલ થવાની અને પહેલા મહિનાની ફી પણ આપવામાં આવશે. સ્કોલરશિપ પાછળથી આપવામાં આવશે, એટલે, દાખલા

---

* જુઓ તા. ૩ જી મે સને ૧૯૦૦ નું મુમ્બઈ સરકારી ગઝેટ ભા. ૨ જો, પૃષ્ઠ ૬૭૬.

× જુઓ શાળા પત્ર પુસ્તક ૩૮, પૃષ્ઠ ૧૯૦.

તરીકે, જાન્યુઆરીની સ્કોલરશિપ ફેબ્રુઆરીમાં આપવામાં આવશે, અને તેને માટે વિદ્યાર્થીની હાજરી, મહેનત, અને ચાલ દર મહિને સારાં હોવાં જોઈશે.

૨. વળી ઇંગ્રેજી સ્કૂલમાં ભણનારા હરકોઈ મુસલમાન વિદ્યાર્થીને (अ) સારી હાજરી માટે અને (ब) સારી મહેનત માટે નીચે પ્રમાણે ઇનામ આપવામાં આવશેઃ—

(अ) સારી હાજરી માટેનું ઇનામ પ્રત્યેક ત્રણ માસને માટે એક મહિનાની ફી જેટલું આપવામાં આવશે. પ્રત્યેક ત્રણ માસમાં છુટીના દિવસ તથા મુસલમાનોને માટે મંજૂર કરેલા તહેવારો બાદ જતાં વિદ્યાર્થીએ ૭ કરતાં વધારે દિવસ ખાનગી કામ, બિમારી, અથવા બીજા કોઈ પણ કારણથી ગેરહાજર રહેવું જોઈએ નહિ.

(ब) સારી મહેનત માટેનુ ઇનામ સારી હાજરી માટેના ઇનામ જેટલું જ આપવામાં આવશે. એ ઇનામને માટે વિદ્યાર્થીના વર્ગમાં પ્રત્યેક ત્રણ માસમાં સરાસરી જેટલા છોકરા હશે તેના તૃતીયાંશથી તેની સરાસરી રૅન્ક નીચે હોવી ન જોઈએ. પણ એ સરાસરી સંખ્યા જો ૧૨ની અન્દર હશે તો અમુક ત્રણ માસમાં વિદ્યાર્થીએ ખરેખર સારી મહેનત કીધી છે એવું સર્ટિફિકેટ જો તેના હેડ માસ્તર સાહેબ આપશે તો જ તેને એ ઇનામ મળશે.

૩. જેમને બીજી કોઈ સ્કોલરશિપ મળતી હશે તેમને ઉપર પ્રમાણે સ્કોલરશિપ કે ઇનામ આપવામાં આવશે નહિ

૪. ઇનામને માટે હેડ માસ્તરોએ એપ્રિલ, જુલાઈ, ઓક્ટોબર, અને જાન્યુઆરી માસના પહેલા અઠવાડિયામાં રિપોર્ટ મોકલવા.

૫. ઇંગ્રેજી પહેલા ધોરણના બધા વિષયોમાં જે વિદ્યાર્થી પાસ થઈને બીજા ધોરણમાં જશે તેને બીજા ધોરણની ચોપડીઓ માટે રૂ. ૪) આપવામાં આવશે, અને પૂરેપૂરો પાસ થયા વગર ઉપલા ધોરણમાં ચઢશે તો એનાથી અડધી રકમ આપવામાં આવશે. એ જ પ્રમાણે દરેક ઉપલા ધોરણમાં એકેક રુપિયો વધારે આપવામાં આવશે.

મુ. શોલાપુર,
તા. ૧૭ મી મે ૧૯૦૦

ઇબ્રાહીમ મહમદ સાલાજી,
મેનેજર તથા ટ્રસ્ટી, ખેરા અને બદ્દુસ મહોમેડન એજ્યુકેશન ફન્ડ.

તેઓને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વે-નો સર્વે ખર્ચ આપવામાં આવશે.

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મગાવનારને સેંકડે ૨૫ ટકાડિસ્કાઉન્ટ મળશે,પણ રેલવે, પેકિંગ,પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતા કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને કયાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણુ લખવું

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વ માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ




બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણો કરી છે એક વખત કામ પાડી જોવાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બંધબેસતી સ્ટીલપેનો ખાસ ઇગ્લન્ડથી મોટે ખર્ચે બનાવી મગાવી છે. એસ્ટીલપેનોગુજરાતી,મરાઠી,ઉર્દુ,અને ફારસીલખવાનેઘણીસગવડભરેલીછે.દરેક બોક્સમાડજન-૬ કિમ્મત રૂ.૦ાા વેલ્યુપેએબલથી ૧થી૬

પડીકાંનો રૂપીઓ એક. પેકીંગ તથા પોષ્ટેજ જુદું. પરદેશોનાં ગ્રાહકોને આઠ પડીકાંથી ઓછાં મોકલવા રીવાજ નથી. જો બ્લુપ્લેક તથા લાલ શાહીનાં ગણીને આઠ જોઇતાં હશેતો તેમ પણ મોકલવામાં આવશે.

કેળવણી ખાતામાં વપરાતી ચોપડીઓ, કોપીઓ, નકશાઓ, તથા બીજી વાંચવા લાયક ચોપડીઓ મળશે. મંગાવનારને વાજબી કમીશન કાપી આપીશું. પોષ્ટેજ જુદું.

મુ. વઢવાણ શહેર. શાહ નારણજી અમરશી.

---

ગણિત ગમત–તૈયારછે. વડોદરા રાજ્યમાં ઇ. ગાટે મંજુર. પુસ્તકમાં લીલાવતી આધારે ગણિત તથા ગાપકરણની સરળ રીતો આપેલી છે. કી. રૂ. ૦ાા કર્તા. જગનનાથ નરભેરામ જોષી આર્યન હાઈસ્કુલ અમદાવાદ.

---

હેમ્બ્લીન સ્મિથ, બર્નાડ સ્મિથ અને હડસન, કોલેન્સો, ગોખલે, પી.પ, પેન્ડલબરી, લોક અને લેવીસ, રાધાકૃષ્ણ, ગર્ટરટન, સુબારાવ, હોલંવેલ અને શીયના ઇંગ્રેજી અને લાલશંકરના ગુજરાતી અંકગણિતમાંના તથા ઘણી પરીક્ષાઓના સવાલમાંના અઘરા દાખલા–કી=ખુલાસા સાથે– (સઘળા દાખલા રીતસર કરી બતાવ્યા છે. કિમ્મત રૂ. ૧–૦–૦ પોસ્ટેજ રૂ. ૦)–ના હાલમાં કિમ્મત રૂ. ૦–૧૩–૦ પાનાં ૫૧૨) ગયા વરસની પ. સ. પરીક્ષામાં આમાંના દાખલા આવ્યા હતા તે પ્રમાણે હર વર્ષે આવવાનો સંભવ છે.ગણી જશે તે જરૂર પાસ થશે.પરભુદાસ નાગરદાસ કિનારીવાળા–ભરૂચ.

---

અંકગણિતની સમજુતી. કિમ્મત રૂ.૦ાા પોસ્ટેજ સાથે. પાંચે, દશ; દશે. પંદર; વીસે; વીસ; અને પચીસે, પચીસ; ટકા કમિશન. વેલ્યુ પેએબલ ખર્ચ લેનારને શિર. ખુશાલદાસ ગોકળદાસ. મુખ્ય બેંક. અમદાવાદ.

---

સરળ દશીનામાની પદ્ધતિ, આવૃત્તિ બીજી કિમ્મત ૪ આના. મુંબાઈ ઇલાકાના કેળવણી ખાતાના મેહેરબાન ડિરેક્ટર સાહેબ બહાદુર ના ઠ. નં. ૪૪૯૦ . તા. ૯–૧૧–૯૪ના ઠરાવ મુજબ શાળામાં વાપરવાને હરકત નથી. સરકારે મંજૂર કરેલ ‘ગુજરાતી બાળ વ્યાકરણ.’ આવૃત્તિ ચોથી. કિમ્મત ૪ આના. પોસ્ટેજ બંનેનું માફ. કમિશન ૫–૧૦–૧૫–૨૦. નંગથી ૧૦–૧૫–૨૦–૨૫ ટકા. વેલ્યુ પેએબલ ખર્ચ મંગાવનારને શિર ઠે. પ્રેમચંદ કરમચંદ, શાહ. સબ ડે. ઇ. ઓફિસ પાસે, મુ. ડારી. ભાવનગર.

# લખનકળા કાપીબુક.

## ગુજરાતી અને બાળબોધ ૭ નમ્બર.

**કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુમ્બઈ ઇલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.**

કેળવણીખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણ ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વે કોપીબુકો કરતાં ચઢીઆતી થવાની ખાત્રી થયા પછી, છપાવી બહાર પાડી છે

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપીબુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી વિચારને ટેકો મળવા, અહિં મૂકવા વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કોપીબુકોની સફાઇને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજુએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે.

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાયછે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ મૂકે છે, ને શરૂઆતમાં અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે. ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે. ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકનો છઠ્ઠો નમ્બર ઘણી બરોબર રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગમાં થઈ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે ત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે અને ૨૦૦ કોપી લેનારને રેલવે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હલાલ લઈ મોકલી આપવા ગોઠવણ રાખી છે ઠેકાણું—આત્મારામ અને દલાભાઈની કમ્પની, ઢુંગરી સ્ટ્રીટ, મુમ્બઈ.

આત્મારામ અને દલાભાઇની કમ્પની દ. દલાભાઈ દામોદરદાસ દેઢ.ઈ.

ભારે વખાણાયેલી, ખચીત શ્રેષ્ઠ અને સસ્તી.

# આરદેશર કાવસજી માસ્તરના.

## દસ્કત શિક્ષક કોપીબુકો.

### આઠ ભાગમાં.

કેળવણી ખાતાના હાલના તથા આગલા ઇન્સ્પેક્ટરો તથા ડેપ્યુટી. ઇન્સ્પેક્ટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો, પ્રિન્સિપલો, હેડમાસ્તરો અને શિક્ષકો, મુમ્બાઈ તથા ગુજરાતના સર્વે જાહેર છાપા તરફથી એક અવાજે તારીફ કરતાં અતિ સન્તોષકારક ખાત્રીપત્રકો,

**મહેરબાન ડિરેક્ટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઇન્સ્પેક્ટર. ઈ. જાઈલ્સ સાહેબે દસ્તક શિક્ષક કોપીબુકોને સઘળી મંજૂર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુકજ વાપરવાને મગરૂરી ધરાવશે.**

**☞ મુમ્બઇ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઇન્ટ સ્કૂલકમિટિના અનુભવી સદ્‌ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કતશિક્ષક કોપીબુકોને જ સર્વે કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વે સ્કૂલોમાં એજ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.**

આ કોપીબુકો માટે જે જે સદ્‌ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટ મળેલાં છે તેમનાં નામ વાંચવાથી ખાત્રી થશે. તેમાંથી થોડા નીચે પ્રમાણે.

ડિરેક્ટર સાહેબ તથા એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો.

કે. એમ. ચેટફિલ્ડ. એમ એ. માજી ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન.
ટી. બી. કર્ખીમ. મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર.
ઈ. જાઇલ્સ. ઉત્તર વિભાગના કેળવણી ખાતાના માજી ઇન્સ્પેક્ટર.
ખા. સા. દોરાબજી એદલજી ગીમી. બી. એ ઉ. વિ. ના. માજી એ. એ. ઇ. અને સુરત. હાઈ સ્કૂલના હેડમાસ્તર.
રા. બા. ગોપાળજી સુરભાઇ દેશાઈ, ઉ વિ ના કેળવણી ખાતાના માજી આ. ઈ.
રા. બા. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા, વડોદરા કે. ખાતાના માજી ડિ.
રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, કચ્છના માજી એ. ઇન્સ્પેક્ટર.

દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

ઓનરેબલ. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક.
ઓનરેબલ કાશીનાથ ત્ર્યંબક તેલંગ એમ. એ., એલ. એલ. બી.
સી. આઈ. ઈ., મુમ્બઈની હાઈ કોર્ટના માજી જજ.
રા. બા. શંકર પાંડુરંગ પંડિત, એમ એ; માજી ઓરિએન્ટલ ટ્રાન્સલેટર;
રા. રા. નગીનદાસ તુળશીદાસ મારફતીઆ બી. એ. એલ. એલ બી. મુમ્બઈની હાઇ કોર્ટના વકીલ તથા યુનિવર્સિટીના ગુજરાતીના પરીક્ષક.
દિ. બા. મણિભાઈ જશભાઈ, દિવાન બહાદુર, વડોદરા.
રા. બા. લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી, સ્મો. કો. કોર્ટના જજ. અમદાવાદ
રા. સા. હરિલાલ મનસુખરામ, બારીઆ સ્ટેટના કારભારી.
રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ માજી ડેપ્યુટી કલેક્ટર તથા સેશન્સ

જજ અને સુરત મ્યુનિસિપલ સ્કૂલ કમિટિના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સૂર્યરામ, ત્રિપાઠી, જુનાગઢ સ્ટેટના એજન્ટ.
રા. સા. રણછોડભાઈ ઉદેયરામ, કચ્છના નાયબ દિવાન.
મર્હુમ રા. બા. ભોળાનાથ સારાભાઈ.
રા. રા. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ.
ખા. સા. બમનજી એદલજી મોદી, એમ, એ; ડેપ્યુટી કલેકટર અને સ્કૂલ કમિટિના ચેરમેન, ભરૂચ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઈ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
શેઠ કેખસરૂ એદલજી મોદી, બી. એ, સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
મર્હુમ રા.રા કવિનર્મદાશંકરલાલશંકર,ગો૦તે૦ના ધર્મખાતાના માજી સેક્રિટરી.

## કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેક્ટરો.

રા. બા. મોતીરામ રાજારામ, માજી ડે. એ, ઇ, સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઈ. અમદાવાદ
રા. સા. શિવરામ સદાશિવ નાડકરની, બી, એ; ડે.એ. ઇ. રત્નાગિરિ.
રા. સા. વ્રજરાય સન્તોકરાય દેસાઇ, બી. એ; માજી, ડે. એ. ઇ. મુમ્બાઈ
રા. સા. કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા,ડે.એ.ઇ;ઝાલાવાડપ્રાન્ત,કાઠિઆવાડ.
રા. સા. હરિવલ્લભ મૂળજી વિજય, માજી,ડે.એ.ઇ;હાલાર પ્રાન્ત કાઠિઆવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ,ઇ;સોરઠ પ્રાન્ત કાઠિઆવાડ
ખા. સા. કરમઅલી રહીમઅલી નાનજીઆની.બી.એ;ડે.એ.ઇ, ખેડા.
રા. સા. આર. એસ. તાંકી, બી. એ; ડે. એ. ઇ, મરાઠી સ્કૂલ, મુમ્બઈ.
રા. સા. મનસુખલાલ યુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી. હાઈ કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
રા. સા. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.
શેઠ. જહાંગીરજી હોરમજજી પન્થકી, છ૦ દા૦ સ્કૂલના સેક્રિટરી.
રા. સા. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ; જુનાગઢના નાયબ દિવાન.
રા. સા. મણિલાલ નભુભાઈ બી. એ૦ ભાવનગર કોલેજના માજી પ્રોફેસર
રા. સા. ગોવિન્દ બલવન્ત લધાટે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.

મુમ્બાઈની જોઇન્ટ સ્કૂલ કમિટિના સદ્ગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી કોપીબુકો સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એજ કોપી વાપરવી

| | |
|---|---|
| મે. ડોકટર રોમસ બ્લેની. | મે. એટન જુઅરી. |
| મે. કેખશરૂ નવરોજજી કાબરાજી. | મે. પ્રોફેસર આર.જી. ઓકમનદાસ |
| મે. અબદુલા મીરઅલી ધરમશી. | મે. કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ. |
| મે. ગણેશરામ નીલકંઠ નાડકરની. | |

મે. નવરોજજી નસરવાનજી વાડીઆ. સી. આઈ. ઈ.
મે. ન્હાનાભાઈ નસરવાનજી સેક્રિટરી સ્કૂલ બોર્ડ.

સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્ગૃહસ્થોએ પસન્દ કરેલી અને તેમાં એજ લખવેલી અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની પણ ખુશી દેખાડેલી.

| | |
|---|---|
| મે. રેવરન્ડ જે. ચિસેડી. | મે. ભાનુશંકર નારણશંકર. |
| મે. મંછારામ ઘેલાભાઇ. | મે. હરિલાલ હરખારામ મેo |
| મે. સૈયદ મોસરી અબદુલ કાદર. | મે. નનુમીઆં બચુમીઆં શેખ |

ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૩૯ મું. જુલાઈ ૧૯૦૦. અંક ૭ મો.

# માસ.

ઉત્તર પ્રાન્તના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ મિ. જેમ્સ ઓલિવરનો તા. ૨૭ જૂન સને ૧૯૦૦ ને રોજ કાળ થવાથી હમને ઘણો ખેદ થાય છે. મરનારનો જન્મ તા. ૨૭ ઓગસ્ટ સને ૧૮૪૭ ને રોજ થયો હતો, એટલે મરણ સમયે તેમની ઉમ્મર સુમારે ૫૩ વર્ષની હતી. તેઓ તા. ૪ થી સપ્ટેમ્બર સને ૧૮૭૩ ને રોજ ૨૬ વર્ષની વયે મુમ્બઈની એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલના પહેલા આસિસ્ટંટ તરીકે કેળવણી ખાતાની નોકરીમાં જોડાયા હતા. એ જગા પર થોડા ૯ મહિના રહ્યા પછી તેઓ પ્રથમ નાશકની અને ત્યાર પછી કરાંચીની હાઈસ્કૂલના હેડ માસ્તર થયા હતા. તે પછી તેમની નિમણૂક પાછી એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં વાઇસ પ્રિન્સિપાલ તરીકે થઈ હતી, અને તે જગાએ તેમનો કાયમ હક હતો તે દરમ્યાન તેમણે એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલના પ્રિન્સિપાલ તરીકે તથા એલ્ફિન્સ્ટન કોલેજના પ્રોફેસર તરીકે કામચલાઉ નોકરી બજાવી હતી. સને ૧૮૮૮ માં તેઓ થોડી મુદત માટે કોલ્હાપુરની કોલેજમાં ગયા હતા. તા. ૧ લી જૂન સને ૧૮૯૧ ને રોજ તેમણે અમદાવાદ હાઈસ્કૂલનો ચાર્જ લીધો હતો, અને સને ૧૮૯૩ માં તેઓ ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર બન્યા હતા. આ હોદ્દો તેમણે મરણ પર્યન્ત ભોગવ્યો હતો. મિ. ઓલિવર સાહેબનો અમલ તેમની પહેલાંના ઇન્સ્પેક્ટરો જેવો તેજ ગણાયો નથી, છતાં તેઓ ઘણા ભલા અને દયાળુ સ્વભાવના હતા, અને તેમણે કદી કોઈને નકામો ઉપદ્રવ કર્યો નથી. તેઓ પરસ્પર [illegible] અને [illegible] શાન્તિથી બધું ચલાવતા હતા, તથા સલાહ સંપથી કામ થાય તેવું હમેશ ઇચ્છતા હતા. વિદ્યા પર તેમને ઘણો પ્રેમ હતો, અને તેઓ પુસ્તકોનો સંગ્રહ સારો કરતા હતા. તેમને મરાઠી, હિન્દુસ્તાની, સિન્ધી, આદિ દેશીક ભાષાઓનું જ્ઞાન પણ

હતું. ગયા મે માસના પાછલા ભાગમાં તેમને બિમારી થવાથી તેઓ હકની રજા લઈ માથેરાન ગયા હતા, અને રજા પૂરી થયેથી નોકરી પર પાછા આવવાની ઉમેદ રાખતા હતા. પણ ઈશ્વરની ધારણા જુદી જ હતી, અને રજા પર ગયા પછી એક જ અઠવાડીઆમાં તેમનો દિલગીરી ભરેલો કાળ થયો હતો. ઈશ્વર તેમના આત્માને શાન્તિ આપો, અને પર લોકમાં તેમને તેમના ભલાપણાનો તથા દયાનો બદલો મળો, એવી હમે અંતઃકરણ પૂર્વક પ્રાર્થના કરીએ છીએ. ગુજરાતના કેળવણી ખાતા પર આવા ભલા અને દયાળુ અમલદાર થોડા જ થયા હશે.

---

કેળવણી ખાતાના એક બીજા માજી અમલદારના અકાળ મૃત્યુની ખબર આપતાં પણ હમને બહુ ખેદ થાય છે. મિ. ટર્કહામનો જન્મ તા. ૨૨ મી મે સને ૧૮૩૯ ને રોજ થયો હતો, અને તેઓ તા. ૨૧ મી જૂન સને ૧૮૬૨ ને રોજ પુનાની હાઈસ્કૂલના હેડ માસ્તર થઈ હિન્દુસ્તાનમાં આવ્યા હતા. ચાર વરસ પૂનામાં નોકરી કર્યા પછી તેમને મુમ્બાઈની એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલના પ્રિન્સિપાલ બનાવવામાં આવ્યા હતા, અને ત્યાર પછી સને ૧૮૭૩ માં તેઓ એલ્ફિન્સ્ટન કોલેજમાં ઈંગ્રેજી ભાષાના અધ્યાપક બન્યા હતા. સને ૧૮૮૭ ની સાલમાં તેમને મધ્ય ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની કાયમ જગા મળી હતી, અને તે તેમણે સને ૧૮૯૮ માં પેન્શન લીધું ત્યાં સુધી ભોગવી હતી. તે ઇન્સ્પેક્ટર હતા તે દરમ્યાન વિલાયત રજા ઉપર જવાનું થતાં તે તકનો લાભ લઈ તેમણે બારિસ્ટરની પરીક્ષા આપી તે પદ લીધું હતું, પણ તેઓ તે ધન્ધામાં દાખલ થયા નહોતા. કેળવણીને લગતાં શાસ્ત્રોમાં પણ તેમની પ્રવીણતા ઘણી હતી, અને કેળવણી ખાતાને કાયદાને લગતી કિંવા કેળવણીનાં મૂળતત્ત્વોને લગતી સલાહની જરૂર પડતી ત્યારે તે મિ. ટર્કહામને પુછવામાં આવતી હતી, અને ઘણું કરીને તેમની સલાહ મુજબ કામ લેવામાં આવતું હતું. ઇંગ્લાંડમાં ઔદ્યોગિક શિક્ષણ કેવી રીતે અપાય છે તેની તજવીજ કરીને રિપોર્ટ કરવા માટે સને ૧૮૮૬ ના વરસમાં તેમને ખાસ કામગરી પર વિલાયત મોકલવામાં આવ્યા હતા. સને ૧૮૯૩ માં મુમ્બાઈની ધારા સભામાં સુધારો થયો અને સભાસદોની સંખ્યા વધી ત્યારે સભા રૂબરૂ વખતે વખત કેળ-

વણાન લગતી હકીકત રજુ કરવાના હેતુથી તેમને સરકારે ધારા સભાના સભાસદ નીમ્યા હતા. આ રીતે વફાદારીથી સરકારનું કામ બજાવતાં છતાં લોક સેવામાં પણ તે ચૂકયા નથી. તેઓ મુમ્બઈ હતા તે દરમ્યાન ત્યાં જસ્ટિસ ઓફ ધ પીસ અને મ્યુનિસિપાલિટીના મેમ્બર તરીકે લોક સેવા બજાવતા હતા, અને એ બન્ને સભાઓમાં તેમના વિચાર ઘણા પુખ્ત અને વજનદાર ગણાતા હતા. ઇન્સ્પેકટર થયા પછી પણ એક વખત તે પૂનાની મ્યુનિસિપાલિટીના મેમ્બર હતા, અને ત્યાંના લોકોની સારી સેવા બજાવી હતી. દેશી લોકો સાથે તેમની મિલનસારી એટલી બધી હતી, કે તે સને ૧૮૯૮ માં પેનશન ઉપર ગયા ત્યારે પૂનાના લોકોએ હિરા બાગમાં ખાસ સભા ભરીને તેમને ઘણું માન આપ્યું હતું. પેનશન લઈને સ્વદેશ ગયા પછી પણ લોક સેવા બજાવવાનું તેઓ જારી રાખશે, અને વિલાયતમાં રહ્યા છતાં આ દેશના લોકોને મદદ કરતા રહેશે એમ ઉમેદ હતી. પરન્તુ ઈશ્વર ઇચ્છા તેવી નહોતી, અને એ ઉમેદ બર આવી શકી નહિ. વિલાયતમાં તેમને દમનો આજાર લાગુ પડયો, અને છેવટના ભાગમાં તેઓ એ દરદથી એટલા હેરાન હતા, કે થોડા રોજ ઉપર એક સવારે તેમણે મેડાની બારીએથી પડતું મૂકી આત્મઘાત કર્યો એવો તેમના મરણ બાબતની તજવીજ કરનાર પંચનો અભિપ્રાય થયો છે. તેમના દીકરાનું ધારવું એમ છે કે બારી ઉઘાડવા જતાં તે અચાનક પડી ગયા હશે. તેઓ આ રીતે પોતાની પાછળ એક વિધવા અને દીકરા દીકરીઓનો વસ્તાર મૂકી ૬૧ વર્ષની વયે સ્વર્ગે સિધાવ્યા છે. ઈશ્વર તેમના આત્માને શાન્તિ આપો, અને આ દેશની જે સેવા તેમણે બજાવી છે તેનો તેમને બદલો મળો, એવી હમે પ્રાર્થના કરીએ છીએ. તથાસ્તુ.

---

મિ. સદાશીવરાવ મોરેશ્વર દેવાસ્કર અને અમદાવાદ શહેરની મ્યુનિસિપલ સ્કૂલ નં. ૧૨ ના હેડ માસ્તર મિ. લલ્લુભાઈ છોટાલાલ પટવાએ નિશાળોના ઉપયોગ માટે બનાવેલું કવાયતનું પુસ્તક હમને મળ્યું છે. મહેતાજીઓને રસ્તો દેખાડવા માટે ગુજરાતી ભાષામાં આવા પુસ્તકની ઘણી જરૂર હતી, અને તે પૂરી પડેલી જોઈ હમને આનન્દ થાય છે. યૂરોપની નિશાળોમાં ડ્રિલ અને શરીર કેળવણીને કેટલાં મહત્વનાં ગણ-

વામાં આવે છે તે હમે એક કરતાં વધારે વખત કહ્યું છે. આપણી નિશાળોનાં છોકરાં ઘણી વાર નબળાં, લોહી વિનાનાં, ફિમાયલાં જોવામાં આવે છે. તેમનાં શરીર મજબૂત કરવાને તેમને કસરત અને પૌષ્ટિક ખોરાકની ઘણી જરૂર છે. પ્રાથમિક નિશાળોનાં ન્હાનાં બાળકોને પેરેલેલ બાર્સ, હોરિઝોંટલ બાર, વગેરે સાહિત્યો ઉપર કસરત કરાવવી દુરસ્ત નથી. તેથી લાભ કરતાં હાનિ વિશેષ થાય છે. તેવાં ન્હાનાં છોકરાં માટે ડ્રિલ વધારે ઉપયોગી છે, અને તેથી છોકરાંના સ્નાયુઓ ખીલી તેમનું શરીર મજબૂત થવા ઉપરાન્ત તેમને તરત હુકમનો અમલ કરવાની, સમૂહમાં કામ કરવાની, અને બીજી સારી ટેવો પડે છે. મિ. દેવાશ્રય અને લલ્લુભાઈનું પુસ્તક આવાં બાળકોને કવાયત કેવી રીતે અને કેવા ક્રમમાં કરાવવી એ બહુ સારી રીતે બતાવે છે, અને એ પુસ્તક મુજબ ચાલવાથી મહેતાજીઓની સવડ ઘણી વધશે. પુસ્તક કેળવણી ખાતાએ મંજૂર કર્યું છે, અને કિમ્મત આઠ આના જેટલી જુજ રાખવામાં આવી છે. હમે આશા રાખીએ છીએ કે ગુજરાતના શિક્ષકો આ ન્હાના પુસ્તકનો ઉપયોગ કરશે, અને તે મુજબ ડ્રિલ કરાવી બાળકોની શરીર સમ્પત્તિ વધારશે, તથા ઉછરતી પ્રજાના કલ્યાણમાં ઉમેરો કરશે. કોઈ પણ દેશની આબાદીનો આધાર લોકોની તનદુરસ્તી અને શરીર સમ્પત્તિ ઉપર રહે છે, અને શિક્ષકોએ સમજવું જોઈએ કે એ તનદુરસ્તી અને શરીર સમ્પત્તિ વધારવી એ તેમની એક બહુ અગત્યની ફરજ છે. છોકરાંને ઇતિહાસ ભૂગોળ કે વ્યાકરણ ગોખાવી પરીક્ષામાં સેંકડે ૮૦ ટકા પાસ કરાવેથી મહેતાજીઓની ફરજ પૂરી થતી નથી. તેમણે બાળકોનાં શરીર અને મન બન્ને પૂરી રીતે કેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ. શરીર નબળું હશે તો મનની કેળવણીમાં પણ ઘણી હરકત નડશે. બાળકોનાં શરીર કેળવવામાં ખંતી મહેતાજીઓને આ પુસ્તક ઘણી મદદ કરશે એમ હમને લાગે છે. તે અમદાવાદમાં કર્તા પાસેથી મળી શકશે.

---

ડોક્ટર નિલકંઠરાયે અમદાવાદમાં શરૂ કરેલી અન્ધ શિક્ષણ શાળા વિષે હમે ગયા મે માસના અંકમાં ઇસારો કર્યો હતો. ત્યાર પછી અમદાવાદ મ્યુનિસિપાલિટીએ એ શાળાને દર વર્ષે રૂ. ૧૦૦ ) ની મદદ આપવાનો ઠરાવ કર્યો

છે તે જાણી હમને ઘણી ખુશી થાય છે. આખા હિન્દમાં આ પ્રકારના પરોપકારના કામમાં મદદ આપવાનું પહેલું માન અમદાવાદની મ્યુનિસિપાલિટીને ઘટે છે. હમે આશા રાખીએ છીએ કે એ શાળાને બીજી તરફથી પણ ઘટતી મદદ મળશે, અને તે પૂર જોરમાં ચાલી દુઃખી આંધળાઓનું દુઃખ ઓછું કરશે. એ શાળા વિષે જેમને માહિતી મેળવવી હોય તેમણે ડૉક્ટર નિકલંઠરાય ડાહ્યાભાઈને લખવું. તેમનું ઠેકાણું અમદાવાદમાં ખાડીઆમાં અમરતલાલની પોળમાં છે.

---

# યૂરોપની શાળાઓ.

( ચાલુ પૃષ્ઠ ૧૭૦ થી. )

## ૧૭. સાહિત્યનું શિક્ષણ.

હેમ્બર્ગની સામાન્ય શાળાઓમાં સાત વર્ષનો અભ્યાસ ક્રમ હોય છે. છોકરીઓની નિશાળોમાં એક વર્ષ વધારે અભ્યાસ ચલાવવાને એક ખાસ વર્ગ હોય છે. આ વર્ગમાં મ્હેં એક સાહિત્યનો પાઠ અપાતો જોયો તે અત્રે નોંધવા જેવો છે. છોકરીઓ પાસે સાહિત્યના ઇતિહાસનું પુસ્તક નહોતું. તેમની પાસે માત્ર ઉત્તમ જર્મન કાવ્યો તથા ગદ્ય લખાણોમાંથી સારા સારા ભાગના લાંબા ઉતારા કરેલી એક ચોપડી હતી. તેમાંથી તેમણે વોસ કૃત "સિત્તેરમી વરસ ગાંઠ" નામના કાવ્યનો કાંઈક ભાગ વાંચ્યો. વાંચન ઘણું સારું હતું. ત્યાર પછી શિક્ષકે તેમને વાંચેલા ભાગની ઇબારત વિષે પ્રશ્નો પૂછ્યા. કાવ્યમાંના વિચારો તેમણે ગદ્યમાં બહુ ચોકસાઈથી કહી બતાવ્યા, અને તેમ કરતાં જે શબ્દોનો ઉપયોગ કર્યો તે પણ બહુ યોગ્ય હતા.

કાવ્યની ઇબારત તેમને બરાબર આવડે છે એમ માલૂમ પડ્યું, *એટલે તે કઈ જાતનું કાવ્ય છે તે વિષે પ્રશ્નો શરૂ થયા. અનુભવ રૂપી* ઝાડ પરથી ખરતાં પાકાં ફળોની માફક તેમના મ્હોમાંથી મહા કાવ્ય, સંગીત કાવ્ય, આદિ શબ્દો નીકળવા માંડ્યા. ચોપડીમાંનાં કાવ્યોનો એક બીજા સાથે મુકાબલો કરાવીને આ હકીકતનો પ્રત્યક્ષ અનુભવ કરાવવામાં આવતો હતો. આવી કેટલીક સામાન્ય વાતો થયા પછી કાવ્યનાં પાત્રો

( ઘરડો મહેતાજી, તેની સ્ત્રી, વગેરે ) નાં લક્ષણો વિષે ચર્ચા ચાલી, અને દરેક લક્ષણના પુરાવા દાખલ તેમનાં વચનો અને કાર્યોનાં દૃષ્ટાન્તો રજુ કરવામાં આવ્યાં.

હવે કાવ્યના છંદ વિષે ચર્ચા શરૂ થઈ, તેના ભાગો તપાસવામાં આવ્યા, અને શીખી ગયેલાં કાવ્યોના છંદો સાથે મુકાબલો કરવામાં આવ્યો. આ મુકાબલાથી શિક્ષણ ઘણું ફળદાયી થયું. ત્યાર પછી સાહિત્યના ઇતિહાસનાં દર્શન કરાવવા ખાતર કાવ્યના કર્ત્તા વિષે કેટલીક વાત ચીત ચાલી. શિક્ષકે તેનું વૃત્તાન્ત કહ્યું, અને તેની આસપાસની હકીકતથી તેના પર શી સારી યા માઠી અસર થઈ* તે વિષે ચર્ચા ચલાવી. આ રીતે

* દરેક માણસના ઉપર તેની આસપાસની દેશ, કાળ, રાજ્ય, હવા, ખોરાક, સંસારી રીત ભાત, સહવાસ, ઘરનું સુખ દુઃખ, વગેરે હકીકતોની અસર થયા વિના રહેતી નથી. આ નિયમમાંથી કવિઓ મુક્ત નથી. આપણે જાણીએ છીએ કે નરસિંહ મહેતાના મન પર ભાભીના મ્હેણાની જબ્બર અસર થવાથી તે મ્હોટા ભક્ત બન્યા. પ્રેમાનંદને પુરાણીઓ સાથે વેર બન્ધાયું તેની અસર તેમનાં કાવ્યોમાં જોવામાં આવે છે. તેમનામાં ગુજરાતી ભાષાનો ઉદ્ધાર કરવાનું સ્વદેશાભિમાન કેવી રીતે શા કારણથી પ્રગટ થયું તે સ્પષ્ટ જણાતું નથી. તે કાળમાં સ્વદેશાભિમાનનો પવન વાતો હતો, શિવાજી મુસલમાનોને દબાવી હિન્દુ રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કરતો હતો, ઉત્તરમાં શીખ લોકો પણ મુસલમાનોની સામે થતા હતા, એ બધા પવનની અસર તો પ્રેમાનંદ સુધી નહિ પહોંચી હોય ? પરન્તુ પ્રેમાનંદનું સ્વદેશાભિમાન સંકુચિત હતું. તેમનાથી હિન્દી, મરાઠી, આદિ ભાષાઓ ગુજરાતીથી આગળ વધે એ ખમાતું નહોતું, અને તે કારણથી સઘળી અર્વાચીન ભાષાઓથી ગુજરાતીને ઉંચી બનાવવાનો તેમનો પ્રયત્ન હતો. અંગદ વિષ્ટિ એ સામળ ભટનું એક ઉંચા પ્રકારનું કાવ્ય ગણાય છે. તેમાં રામ જેવો અવતારી રાજા રાવણ જેવા મ્હોટા રાજ્ય કર્તા તરફ અંગદને ગંભીર અને ડાહ્યો જાણી વિષ્ટિ કરવા મોકલે છે. આવે પ્રસંગે રાજા રજવાડાની રીત પ્રમાણે વિવેક અને સભ્યતાથી વાત ચીત થવાની આપણે આશા રાખીએ. તેના બદલામાં અંગદ, પ્રતિહાર, સામદ, રાવણ, એ સઘળાના મ્હોંમાં

વેદાર્થીઓના જ્ઞાનની મર્યાદા વિસ્તાર પામી. સાહિત્યના ઇતિહાસનું સઘળું
ાાન તેમને થોડા નામાંકિત કવિઓ ઉપરથી આપવામાં આવ્યું હતું.

એક કલાકનો પાઠ હતો તે પૂરો થતા પહેલાં એક બીજું કાવ્ય
લેવામાં આવ્યું. હરડર કૃત "દુઃખી બાળક" એ નામનું કાવ્ય બધી

---

ાતિ ગોલા ઘાંચીના જેવાં અસભ્ય અને મ્હેણાં મારનારાં વચનો મૂકે છે.
થોડા દાખલા બસ થશે.

અંગદ—ઓળખે નહિ અલ્યા મૂઢ મૂરખ મને, ભાર ખોવા અલ્યા ભૂર ભાખે;
હાથ દીઠા નથી હંસશું માકરા, ચોરટા તેહનો સ્વાદ ચાખે.
પ્રતિહાર—વડો મુરખ તું વાંદરા, વડી વડી કરતો વાત.
× × × ×
પોકાર કર્યો પ્રતિહાર, ધીર ઉપર તે ધાયો;
**દીધી ગાળ દસ વીસ, પૂછ શત્રુએ સાહ્યો.**
× × × ×
અંગદ—કોણ રંડાએ રાવણો જનમિયો, વૃશ્ચિકી સર્પણી (કો) હરણ કૂતી;
કુરકુટી, મરકટી, કે અજા અરભડી, જૂઠ જપે તે તો ખાય જૂતી.
× × × × ×
સામદ—લંબ પૂછ અલ્યા લંક લવરી કરે, મૂરખા મન સમી મોજ માણે;
કાસદા દાસડા લેખ લખી લાવીઓ, નીચ નિર્માલ્ય ગુણ
માન જાણે.
× × × × ×
ઊંધ કર્મી અલ્યા અભાગિયા વાનરા, ચેત રે ચેત ચોપક્ષ ચિત્તે.
× × × × ×
રાવણ—મૂરખ મૂઢ અજાણ, જૂઠ બોલે કશમ ઝાઝું. વગેરે.

રાજ દરબારમાં આવી વાત ચીત ચલાવવી શોભતી નથી, છતાં
*સામળ જેવા સારા કવિએ એમ કેમ લખ્યું હશે તે વિચારવા જેવું છે.*
રાવણ અને તેના નોકરોને કદાચ હલકા રાક્ષસ ગણ્યા હોય, પણ અંગ-
દને તો ડાહ્યો જાણી સામે ખામુખાં વિષ્ટિ કરવા મોકલ્યો હતો, એટલે
તેના મ્હોમાં આ વચનો દીપતાં નથી. કદાચ કવિના ઉપર તેમની આસ
પાસના લોકોની તો અસર નહિ થઈ હોય? હમે સામળ ભટનાં કાવ્યો
વાંચીએ છીએ ત્યારે હમને હમેશા સિદ્દૂજનો ચોરો યાદ આવે છે, અને

છોકરીઓએ સાથે વાંચ્યું, તે વિષે પણ પહેલા કાવ્યની પેઠે જ વિવેચન ચાલ્યું, અને તેની આસપાસ વિદ્યાર્થીનું જ્ઞાન એકઠું કરવામાં આવ્યું. ઇમારત અને રચના બન્નેમાં આ કાવ્ય પહેલા કાવ્યથી જુદું હતું, તેથી બન્નેનો મુકાબલો કરીને તેમના તફાવત ખોળવાનો બહુ સારો લાગ મળ્યો. અલબત આવું શિક્ષણ આપનાર શિક્ષક સાહિત્ય અને તેના ઇતિહાસથી પૂરો વાકેફગાર હોવો જોઈએ, અને તેમાંથી મળતું શિક્ષણ લાગુ પાડવાની તેનામાં આવડ હોવી જોઈએ. બીજા માણસનું તેમાં કામ નહિ.

---

# परचूरण सूचनाओ.

( ચાલુ પૃષ્ઠ ૧૭૨ થી. )

અમદાવાદના મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડને પોતાના તાબાની નિશાળો તપાસતાં જુદે જુદે ઠેકાણે કેટલીક શિક્ષણ, વ્યવસ્થા, વગેરેની ખામીઓ માલૂમ પડેલી, તે સુધારવા માટે બોર્ડે એક સરક્યુલર કર્યો છે. તે સરક્યુલરમાં આપેલી સૂચનાઓ અમદાવાદની બહારના શિક્ષકોને પણ ઉપયોગી જાણી અત્રે પ્રસિદ્ધ કરીએ છીએ.

૧. બાળ વર્ગમાં આખા વરસમાં થઈને સામાન્ય જ્ઞાનના પાઠો, વાર્તાઓ, અને ગીતો કયાં કયાં શિખવવાં તે મહેતાજીએ વરસની શરૂઆતમાં નક્કી કરી તેમની યાદી બાળ વર્ગના કલાસમાં પાટી પર ચોઢી રાખવી, અને તે પ્રમાણે શિખવવાને તે કલાસના શિક્ષકને કહેવું.

---

ત્યાં જાણે રણછોડદાસ પટેલ અને બીજા બાપા બાપડાઓ બેઠા છે, કસુંબા ઘોળાય છે, શેરડીઓ છોલાય છે, હુક્કા ગગડે છે, ગામ ગપ ચાલે છે, તેટલામાં એક જણ "હાં કવિ કાંઈ લલકારો" એમ કહે છે, કવિ તેમને ખુશ કરવાને લલકારે છે, અને બધા તેમને વાહ વાહના પોકારથી વધાવી લે છે, આવું ચિત્ર ખડું થાય છે. સામળ ઉપર ખસુસ તેની આસપાસના લોકોની અસર થયેલી હોવી જોઈએ. આ મુજબ લેખકની આસપાસની હકીકતથી તેના મન પર શી સારી માઠી અસર થાય છે, અને તેથી તેના લખાણ પર કેવી છાપ પડે છે, તે સાહિત્યના વિદ્યાર્થીએ અવશ્ય વિચારવું જોઈએ.—એડિટર.

૨. બાળ વર્ગમાં જેટલા આંક શિખવવાનું ધોરણોમાં ઠરાવ્યું છે તે ઉપરાન્ત વધારે શિખવવા નહિ. આંક હમેશાં વસ્તુઓ અને એરિથમેટિકનના લખોટા ગણવીને શિખવવા. ઉપલાં ધોરણોમાં પણ આ વાત ધ્યાનમાં રાખવી.

૩. બાળ વર્ગ છેલ્લા શિક્ષકના હાથમાં ન મૂકતાં વધારે અનુભવી શિક્ષકના હાથ નીચે સોંપવો. બાળ વર્ગનો દરેક છોકરો જુદું જુદું શીખે એ ઠીક નથી; સઘળો વર્ગ સાથે ચાલે તેમ કરવું.

૪. આખો દિવસ બાળ વર્ગમાં એકલા આંક જ શિખવવાના બદલામાં તે વર્ગને માટે ઠરાવેલો બધો અભ્યાસ ટાઇમ ટેબલ પ્રમાણે ચલાવવો. ધોરણ બહારનો વર્ગ જુદો રાખવો નહિ. હાલ ધોરણ બહારમાં રખાતા બધા છોકરા બાળ વર્ગમાં હોવા જોઈએ.

૫. વાંચન શિખવતી વખતે શિક્ષકે છોકરાઓને વાંચી બતાવવું, અને ત્યાર બાદ તેમની પાસે વંચાવવું. છોકરાઓને ઘેરથી વાંચી લાવવા કહી ફક્ત તેમની પરીક્ષા લેવી બસ નથી; શિક્ષકે જાતે વાંચી બતાવીને વાંચતાં શિખવવું જોઈએ. ઘણી વખતે છોકરા ગાતા હોય તેમ વાંચે છે તે ટેવ મૂકાવવી. વાંચન ચાલતાં બધા છોકરા ચોપડીમાં નજર રાખે તેવી શિક્ષકે તજવીજ કરવી.

૬. વાંચનમાં કે બીજા ગમે તે પાઠમાં જે શબ્દો છોકરાઓને બરાબર બોલતાં ન આવડે તે કાળા પાટીઆ પર લખી બતાવવા, અને તેમની પાસે તે વારંવાર બોલાવી તથા તેમાંના અક્ષરો તરફ ધ્યાન ખેંચી તેમના ઉચ્ચાર શિખવવા.

૭. શિક્ષકે પાઠ લેતી વખતે નિશાળની લાઇબ્રેરીની ચોપડીઓ વાપરવી; કોઈ છોકરા પાસેથી ચોપડીઓ લેવી નહિ.

૮. અંકગણિતમાં સંખ્યા પરિમાણ ધોરણમાં ઠરાવ્યા પ્રમાણે ચલાવવું; ધોરણ કરતાં વધારે આગળ જવું નહિ. બીજા ધોરણમાં ગુણાકારના દાખલા એવા કદી ન મંડાવવા કે તેમનો જવાબ ધોરણમાં ઠરાવેલા પરિમાણ કરતાં મ્હોટા હોય.

૯. મોઢાના હિસાબના પેટામાં છોકરાઓને મોઢે ન્હાના સરવાળા

બાદબાકી કરવાની ખુબ ટેવ પાડવી. તેવા સરવાળા બાદબાકી તેમણે મનમાં ગણવા જોઈએ; આંગળીઓના વેઢા ગણવાની ટેવ પડવા દેવી નહિ.

૧૦. ચોરસ વાર, ચોરસ ફુટ, ચોરસ ઇન્ચ, વગેરેનું કોષ્ટક શિખવવામાં આવે ત્યારે છોકરાઓને પાકો ખ્યાલ આપવા માટે શિક્ષકે તેમની આકૃતિ પાટીઆ પર કાઢીને બતાવવી. દાખલા તરીકે પાટીઆ ઉપર એક ચોરસ ફુટ દોરી તેમાં ચોરસ ઇન્ચ જેવડાં ખાનાં પાડવાથી તે ૧૪૪ થાય છે એ છોકરા સ્પષ્ટ જોઈ શકશે, તેથી એક ચોરસ ફુટના ૧૪૪ ચોરસ ઇન્ચ થાય એ સારી રીતે સમજી શકશે. બીજાં કોષ્ટકો શિખવતાં પણ વસ્તુઓ અને આકૃતિઓનો ઉપયોગ કરાવવો. લમ્બાઈ શિખવતાં છોકરાઓ પાસે મપાવવું. વજનનું કોષ્ટક શિખવતાં છોકરાઓ પાસે જાતે તોળાવવું. નાણુંના કોષ્ટકમાં છોકરાઓને નાણું બતાવવાં. આ રીતે પ્રદર્શનથી શિક્ષણ આપવું. બીજા ધોરણમાં તથા તે ઉપરના દરેક ધોરણના વર્ગમાં છોકરાઓથી દેખાય તેવી રીતે ભીંત પર એક વાર લાંબી એક જાડી લીટી દોરી રાખવી, અને તેના ત્રણ ફુટ જેવડા ત્રણ ભાગ કરવા. વળી તે પૈકી એક ફુટના બાર ઇન્ચ જેવડા બાર ભાગ કરવા. જ્યારે જ્યારે લમ્બાઈની વાત નીકળે ત્યારે ત્યારે આ લીટી તરફ છોકરાઓનું લક્ષ ખેંચી જે લમ્બાઈની વાત ચાલતી હોય તેનો તે સાથે મુકાબલો કરાવવો.

૧૧. અંકગણિતની વખતે છોકરાઓને સામટા હિસાબ લખાવવા નહિ, પણ એકેક લખાવીને દરેક હિસાબ ન આવડનાર છોકરાને તે પાટીઆ પર સમજાવવો, પછી નવો હિસાબ લખાવવો.

૧૨. **હિસાબ** વગેરે કોઈ પણ પાઠ ચાલતો હોય તેમાં છોકરાઓ બીજાની સ્લેટમાંથી કોપી ન કરે તેવો બન્દોબસ્ત રાખવો.

૧૩. જ્યારે શિક્ષક ડિક્ટેશન વગેરે જોતો હોય ત્યારે છોકરાઓને કંઈ કામ સોંપવું, કે તેઓ નવરા પડી ગરબડ કરે નહિ, અને વર્ગનો ગેરબન્દોબસ્ત થાય નહિ.

૧૪. **કોપી** કે બીજું કંઈ લખતી વખતે છોકરા આંગળીઓ કાળી કરે નહિ, લુગડાં બગાડે નહિ, જમીન પર કલમ ખંખેરી ડાઘા પાડે નહિ, વગેરે બાબતની શિક્ષકે કાળજી રાખવી. દરેક રીતે સ્વચ્છતાથી કામ કરવાની ટેવ પાડવી.

૧૫. ભૂગોળમાં જે જે દેશ શિખવાતા હોય તેમને વિષે હાલ ચાલતી બીનાથી છોકરાઓને વાકેફ કરવા જોઈએ. દાખલા તરીકે હાલમાં દક્ષિણ આફ્રિકામાં લડાઈ ચાલે છે. જે વર્ગમાં તે દેશની ભૂગોળ ચાલતી હોય ત્યાં એ સમ્બન્ધી વાત છોકરાઓએ જાણવી જોઈએ. તેવી જ રીતે બીજા દેશોના સમ્બન્ધમાં સમજવું. બીજા ધોરણના વર્ગમાં જમીન પર ચૂનાનો બધા છોકરા દેખે તેવો એક ઉત્તર દક્ષિણ લાંબો લીટો દોરી કાયમ રહેવા દેવો, કે જ્યારે જ્યારે એક સ્થળ બીજા સ્થળથી કઈ દિશા તરફ છે તેની વાત થાય ત્યારે છોકરાઓને દિશાને સમ્બન્ધે ખરો ખ્યાલ કરવાનું બની આવે. કોઈ કોઈ વખત બધા વર્ગોમાં નકશા ભોંય પર પાથરીને બતાવવા. તે વખત નકશાનો ઉત્તર ભાગ ઉત્તર દિશા તરફ રાખવો. એશિયા કે યૂરોપની સૌથી ઊંચી જગા કઈ તે પૂછતાં છોકરાઓએ એક કરતાં વધારે વખત ઉપરની લાકડી અગાડી આંગળી મૂકેલી જોવામાં આવી છે. છોકરા નકશો હમેશ ઘોડી પર લટકાવેલો જુએ છે તેથી તેવી ભૂલ કરે છે. નકશો ભોંય પર પાથરીને પછી તેમાંથી ઊંચાં નીચાં સ્થળો કોઈ કોઈ વાર ખોળાવવાથી આવી ભૂલ થતી અટકશે. દરેક દેશમાં ઊંચાં નીચાં સ્થળો ક્યાં છે, તેથી નદીઓના પ્રવાહ કઈ તરફ જાય છે, અને તેથી હવા, પાક, વસ્તી, વગેરે ઉપર શી અસર થાય છે તે છોકરાઓને ખસૂસ સમજાવવું જોઈએ. નકશાના સ્કેલ તરફ પણ છોકરાઓનું ધ્યાન ખેંચી છેટાં મપાવવાનો વહિવટ રાખવો. અમદાવાદ જિલ્લાનો તથા ગુજરાતનો એ બે નકશા પાસે પાસે ટાંગી પૂછતાં ગુજરાત કરતાં અમદાવાદ જિલ્લો મ્હોટો છે એવા જવાબ છોકરાઓ તરફથી મળ્યા છે. સ્કેલ તરફ ધ્યાન ખેંચી મપાવવાનો વહિવટ રાખ્યો હોય તો આવી ભૂલ થાય નહિ.

૧૬. છોકરાઓને બરાબર ડ્રિલ શિખવવી, અને બને ત્યાં લગી સઘળું કામ ડ્રિલ મુજબ કરાવવું. છોકરા એક ઓરડામાંથી બીજા ઓરડામાં જાય, વર્ગ બદલે, બહારથી નિશાળમાં આવે, અથવા નિશાળ છોડી ઘર તરફ જતાં મકાનમાંથી બહાર નીકળે, ત્યારે તેઓએ હાર બન્ધ વ્યવસ્થિતપણે હીંડવું જોઈએ, અને તે પર શિક્ષકે દેખરેખ રાખવી જોઈએ.

૧૭. દરેક પાઠમાં કાળા પાટીઆનો ઉપયોગ કરવો. ભૂગોળ તથા

ઇતિહાસ શિખવતાં કાળા પાટીઆ પર શિક્ષકે નકશો દોરવો, અને જેમ જેમ હકીકત શિખવાતી જાય તેમ તેમ તેમાં તે દાખલ કરતા જવી. જ્યાં પાઠ શિખવતાં ચિત્ર દેખાડવાની જરૂર હોય ત્યાં પાટીઆ પર ચિત્ર કાઢીને બતાવવું. જ્યાં દૃષ્ટાન્તો, અઘરા શબ્દ, હિસાબ, વગેરે લખવાની જરૂર હોય ત્યાં તે કામ પાટીઆ ઉપર કરવું. એમ દરેક પાઠમાં પાટીઆનો ઉપયોગ કરવો.

૧૮. બને તેટલા બધા પાઠોમાં નિશાળમાં રાખેલા **પદાર્થ સંગ્રહનો** ઉપયોગ કરવો, અને નિશાળોમાં જે જે **પિકચરો** આપેલાં છે તેમનો પણ ઉપયોગ કરવા ચૂકવું નહિ. પાઠો આપતાં વસ્તુઓ અને ચિત્રોનો જેટલો વધારે ઉપયોગ થશે તેટલો વધારે ફાયદો થશે. દરેક વર્ગમાં લટકાવેલાં ચિત્રોની તો તે વર્ગના છોકરાઓને પૂરી માહિતગારી હોવી જોઈએ.

૧૯. દરેક શિક્ષકે **દર રોજના પાઠ** ઘેરથી તૈયાર કરીને નિશાળે આવવું. ઘેરથી પાઠ તૈયાર કર્યા વિના વર્ગમાં જનાર શિક્ષક બરાબર શિખવી શકતો નથી એ બધાએ ધ્યાનમાં રાખવું.

૨૦. છોકરાઓના ફક્ત પરીક્ષક થઈ બેસવાના બદલામાં બધા શિક્ષકોએ બધા પાઠ **નિશાળમાં જ શિખવવા.** છોકરાઓને **ઘેરથી કરી લાવવાનું કામ** જેમ બને તેમ ઓછું આપવું. નીચલા વર્ગોમાં તેવું કામ બિલકુલ આપવું નહિ. પ્રાથમિક નિશાળોનાં ન્હાનાં છોકરાંનો ઘર આગળનો ઘણો ખરો વખત રમવામાં જાય અને શીખવાનું કામ નિશાળમાં જ થાય એવી વ્યવસ્થાની છોકરાઓની તનદુરસ્તીની ખાતર જરૂર છે. છોકરાં નબળાં, લોહી વિનાનાં, ફિક્કાં અને એ સન્તોષકારક નથી.

૨૧. **મંજૂર નહિ થયેલી અર્થની કે બીજી કોઈ પ્રકારની ચોપડીઓ** ચલાવવી નહિ, તેમ જ છોકરાઓને તે નિશાળમાં લાવવા દેવી નહિ. જો શિક્ષકના વર્ગમાંથી તેવી ચોપડીઓ નીકળશે અથવા જો શિક્ષક તે વેચનો કે તેમને ઉત્તેજન આપનો માલુમ પડશે તેને સખ્ત સજા કરવામાં આવશે. હેડ માસ્તરોએ આ બાબત બહુ દેખરેખ રાખવી, વખતે વખત છોકરાઓનાં દફતર તપાસવાં, અને તેવી ચોપડીઓ ના લેવા તેમને બોધ કરવો.

૨૨. દરેક વર્ગમાં તે વર્ગને લગતા **ટાઇમ ટેબલ** તથા **અભ્યાસ પત્રકની** નકલ ચોઢવી. હેડ માસ્તરના વર્ગમાં તે વર્ગ ઉપરાન્ત આખી નિશાળનું એકત્ર ટાઇમ ટેબલ તથા અભ્યાસ પત્રક પાટીઆ પર ચોઢી લટકાવવું.

૨૩. છોકરાંનાં મ્હો **શિક્ષક અને કાળા પાટીઆની સામે** આવે એવી રીતે વર્ગ ગોઠવવો. તેમને બાજુ પર બેસાડવાં નહિ, કારણ કે તેમ થવાથી તેમના ઉપર શિક્ષકની બરાબર નજર ફરતી નથી, અને તેઓ કાળા પાટીઆ પર લખેલું દેખી શકતાં નથી.

૨૪. બને ત્યાં લગી છોકરાંને વર્ગમાં એવી રીતે ગોઠવવાં કે તેમનાં મ્હો તથા આંખો ઉપર સામું **અજવાળું** પડે નહિ. શિક્ષકોએ જાણવું જોઈએ કે તેમ થવાથી છોકરાંની આંખો બગડે છે. કાળા પાટીઆ ઉપર તથા છોકરાંની ચોપડી ઉપર અજવાળું આવવું જોઈએ, પણ છોકરાંના મ્હો પર સામું પડવું ન જોઈએ. કોઈ છોકરાં ખાસ ટૂંકી નજરનાં જણાય, તો તેમને અંધારૂ પડતું હોય તેવે ઠેકાણે ન બેસાડતાં અજવાળાવાળી જગાએ બેસાડવાં, કે વાંચતી લખતી વખતે તેમને આંખો ખેંચવી ન પડે. છોકરાંની ડાબી તરફથી અજવાળું આવે એ ગોઠવણ સૌથી ઉત્તમ ગણાય છે, તેથી જ્યાં બની શકતું હોય ત્યાં છોકરાંને બારી બારણાંની સન્મુખ ન બેસાડતાં બારી બારણાં તેમને ડાબે પડખે આવે તેવી રીતે વર્ગ ગોઠવવો.

૨૫. શિક્ષકે પોતાનાં લૂગડાં **સ્વચ્છ** રાખવાં, અને છોકરાંને ટોકીને તથા તેમનાં મા બાપને કહીને તેમને સ્વચ્છ રહેવાની ટેવ પાડવી. નિશાળમાં પાણીનું કૂંડું ભરી રાખવું, અને જે છોકરાંનાં હાથ મ્હો ગંદાં હોય તેમની પાસે તે તરત ધોવરાવી નાંખવાં. છોકરાંનાં લૂગડાં ફાટેલાં હોય અથવા બોરીઆં તૂટેલાં હોય તો તે પણ તરત સન્ધાવવાની તાકીદ આપવી. વખતે વખત શિક્ષકે છોકરાંનાં દફતર તપાસવાં, અને તેમાં ફાટેલી કે પાનાં નીકળી ગયેલી ચોપડી હોય તે તરત સન્ધાવવા તથા બન્ધાવવાની તાકીદ આપવી. ચોપડીઓમાં છોકરાં દીવેલના, શાહીના, કે બીજા ડાઘા ન પાડે તેવી પણ તાકીદ આપતા રહેવું. ટૂંકામાં દરેક રીતે છોકરાંને સ્વચ્છતા, ચોકસાઈ, અને વ્યવસ્થાની ટેવ પડે તેવી દરેક શિક્ષકે

કાળજી રાખવી. હેડ માસ્તરોએ પણ એ બાબત પર ધ્યાન આપવું, અને વખતે વખત જુદા જુદા વર્ગોનાં છોકરાંના હાથ, મોઢાં, લુગડાં, દફતર, ચોપડીઓ, વગેરે તપાસતા રહેવું. છોકરાં વ્યાકરણ કે ભૂગોળ શીખે તેના કરતાં પણ તેઓ સારી ટેવો શીખે એ વધારે અગત્યનું છે.

૨૬. નિશાળના કમ્પાઉન્ડની જગા સાફ રાખવી, તેમ જ નિશાળનું મકાન તથા સઘળો સામાન સ્વચ્છ રાખવો. ભીંતે કે છાપરે ધૂળ, જાળાં, વગેરે ચોંટેલાં ન જોઈએ, તથા ખૂણે ખાંચરે કે ગેલેરી નીચે કચરો પડેલો હોવો ન જોઈએ. દરેક શિક્ષક પોત પોતાના વર્ગની સફાઈ માટે જવાબદાર ગણાશે, અને મહેતાજી આખી નિશાળ માટે જવાબદાર ગણાશે.

૨૭. શિક્ષકોએ નિયમિતપણે કામ કરવું, અને શિખવવાના વખતમાં બહારના માણસોને અથવા પોતાના ભાઈબન્ધોને વર્ગમાં આવવા દેવા નહિ, તેમ તેમની સાથે વાતો કરવામાં વખત ગાળવો નહિ. નિશાળના વખતમાં સઘળું ધ્યાન નિશાળનું કામ કરવામાં આપવું જોઈએ.

૨૮. પોતાનો વર્ગ છોડીને કોઈ પણ શિક્ષકે બહાર જવું નહિ. કોઈ ખાસ કારણસર જવું પડે, તો બીજા શિક્ષકને વર્ગ સોંપીને જવું કે જેમાં ગેરવ્યવસ્થા ન થાય.

૨૯. નિશાળ બેઠા પછી એક કલાકે હુકમ મુજબ હાજરી પૂરવામાં કસર કરવી નહિ.

૩૦. નિશાળમાં કેટલા છોકરા હાજર કે ગેરહાજર છે તે એકદમ જાણવા માટે હાલ સાધન નથી, માટે નીચેના નમુના મુજબની છાપેલી ચોપડી દરેક નિશાળમાં મોકલવામાં આવશે, જેમાંનું દર રોજનું પત્રક દર રોજ ભરાવવું. નિશાળ શરૂ કર્યા પછી એક કલાકે દરેક વર્ગના શિક્ષકે પોતાના વર્ગની હાજરી પૂરવી એવો હુકમ છે. તેમ થયેથી તરત આ ચોપડી બધા વર્ગોમાં ફેરવવી, એટલે દરેક શિક્ષક તેમાં પોતાના વર્ગની હાજરી દાખલ કરશે, અને પાંચ મિનિટમાં આખી નિશાળની હાજરી માલૂમ પડશે. આ ચોપડીનું દર રોજનું પાનું નીચેના ફોરમ મુજબ છેઃ—

નિશાળનું નામ.
તારીખ.

| ધોરણ અને વર્ગનું નામ. | હાજર છોકરાંની સંખ્યા. | રજા ઉપર રહેલાની સંખ્યા. | માંદગીની રજા ઉપર રહેલાની સંખ્યા. | વગર રજાએ ગેરહાજરની સંખ્યા. | વર્ગની કુલ સંખ્યા. | વગર રજાએ ગેરહાજર રહેલાનાં નામ. | શિક્ષકની સહી. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ધો. ૬ ટુકડી અ. | ૨૫ | ૨ | ૧ | ૧ | ૨૯ | મોતી ભાણા | ક. ક. |
| | | | | | | | |
| | | | | | | | |
| નિશાળનું કુલ. | ૩૫૦ | ૪૦ | ૨૦ | ૧૦ | ૪૨૦ | | ઈ. ક |

**સૂચના**—નિશાળનું કામ શરૂ થયેથી એક કલાકે દરેક વર્ગની હાજરી પુરવાનો હુકમ છે. તે થયેથી તરત આ પત્રક મુખ્ય મહેતાજીએ બધા વર્ગોમાં ફેરવીને ભરાવી મંગાવવું, તથા નિશાળના કુલની સામે પોતાની ટૂંકી સહી કરવી. વગર રજાએ ગેરહાજર રહેલાં છોકરાંની બાબત હેડ માસ્તરે તથા વર્ગના શિક્ષકે પાકી ચોકસાઈ રાખવી.

૩૧. જે છોકરા રજા વગર **ગેર હાજર** હોય તેમના મા બાપને મળીને અથવા બીજી રીતે વર્ગના શિક્ષકે તેમની બાબત તજવીજ કરવી જોઈએ. દરેક શિક્ષકે છોકરાંનાં મા બાપ સાથે ઓળખાણ કરવું, અને છોકરાં વિષે તેમને વાકેફ રાખવાં. બનતા સુધી નિશાળનો બન્દોબસ્ત એવો સુધારવો, કે કોઈ છોકરો રજા વગર ગેરહાજર રહે નહિ. જ્યાં છોકરા વગર રજાએ ગેરહાજર રહેતા નથી ત્યાંનો બન્દોબસ્ત ઉત્તમ ગણાય છે.

૩૨. **દસસાલી હાજરીનું** પત્રક હુકમ મુજબ પાટીઆ પર ચોઢી રાખવું.

૩૩. **તહેવારોની** રજાનું લિસ્ટ પાટીઆ ઉપર ચોઢવું જોઈએ.

૩૪. કોઈ આસિસ્ટંટ શિક્ષકે છોકરાને **શરીરની સજા** કરવી નહિ. છોકરાએ મ્હોટો ગુન્હો કર્યો હોય અને અંગની સજાની જરૂર પડે, ત્યારે તે ફક્ત મુખ્ય મહેતાજીએ પંડે કરવી. જે નિશાળમાં આવી સજા કરવાની

જરૂર પડતી નથી તે નિશાળ ઉત્તમ બન્દોબસ્તવાળી ગણાય છે. કોઈ છોકરાને શરીરની સજા કરવી પડે તો તે તારીખ તથા કારણ સાથે લૉગ બુકમાં નોંધવી. આથી તે ઉપર સ્કૂલ બોર્ડની નજર રહી શકશે.

૩૫. મુખ્ય મહેતાજીએ પોતાની ગેરહાજરીમાં નિશાળ બરાબર વ્યવસ્થિત ચાલે તેમ ગોઠવણ કરતા જવું. નિશાળના બધા કામથી પહેલા આસિસ્ટંટને વાકેફ કરવો, કે મહેતાજીની ગેરહાજરીમાં તે બરાબર નિશાળ ચલાવી શકે.

૩૬. મહેતાજીઓનો નવો કોડ શાળા પત્રમાં છપાયો છે તે હમેશ મહેતાજીએ પાસે રાખવો કે ખપ પડેથી તરત જડે. બધા શિક્ષકોએ કોડ વાંચીને વાકેફ થવું જોઈએ.

૩૭. બને ત્યાં સુધી દરેક શિક્ષકે ઊભા ઊભા પાઠ આપવા. એમ કરવાથી ચપળતાથી શિખવાશે, અને વર્ગની જાગૃતિ પણ વધશે. થાક લાગે ત્યારે સ્ટૂલ કે ખુરશી પર બેસીને કામ કરવા હરકત નથી. પણ કોઈ શિક્ષકે સ્ટૂલ પર લાંબા પગ નાખી તથા પાઘડી ઉતારી સૂતા હોય તેમ ખુરશીમાં પડવું નહિ. આવું કરનાર શિક્ષક છોકરાંને સારૂં શિખવી શકતો નથી, અને વર્ગને દાખલો પણ સારો આપતો નથી. તા. ૨૭-૪-૧૯૦૦.

---

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

માહે એપ્રિલ સને ૧૯૦૦ની ત્રિમાસિક સ્પર્ધાનું પરિણામ નીચે પ્રમાણે છેઃ—

પ્રશ્ન ૧ લો—૯ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી મંગળજી હરજીવન ઓઝા, રાજકોટ મે. ટ્રે. કોલેજના આ. માસ્તરને રૂ. ૧) નું, તથા ચમનલાલ કેશવલાલ, મહેતાજી ગોઝારી સંખલપુર તાબે ગાયકવાડ સ્ટેટનાને રૂ. ૧) નું ઇનામ આપવામાં આવ્યું છે.

પ્રશ્ન ૨ જો—૬ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી નિછાભાઈ બાપ્રશંકર, વટાર તાલુકે પારડીના મહેતાજીને રૂ. ૧) નું ઇનામ આપવામાં આવ્યું છે.

પ્રશ્ન ૩ જો—૨ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી ચમનલાલ કેશવલાલ, મહેતાજી મોજે સંખલપુર તાબે ગાયકવાડ સ્ટેટનાને રૂ. ૨ ) નું ઇનામ આપવામાં આવ્યું છે.

---

આ ત્રિમાસિકમાં નીચેના પ્રશ્નોના ઉત્તર લખી મોકલવાઃ—

(૧) રામાયણ અને મહાભારત કાળની કેળવણીની પદ્ધતિનું વર્ણન કરો. તે વખતના કેળવણીના વિષયો ગણાવો. હાલની અને તે વખતની પદ્ધતિમાં શો ફેર છે? (આ બે પુસ્તકોનાં ગુજરાતી ભાષાન્તર થયાં છે તે જોઈને ઉત્તર લખવા હરકત નથી).
ઇનામ રૂ. ૨ )

(૨) મહી નદી મૂળથી મુખ સુધી જે જે પ્રદેશોમાં થઇને વહે છે તેમનું તથા તેની આસપાસના દેખાવોનું નકશા સાથે વર્ણન કરો. તે પ્રદેશોની ભૂમિ, રસાળપણું, ત્યાં વસતા જુદી જુદી જાતોના લોકો, તેમના ઉદ્યોગ, રીત ભાત, વગેરેનું પણ વર્ણન કરો. મહી નદીને કાંઠે વસનાર લોકો વિષે એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે

बालोऽपि चौरस्तरुणोऽपि चौरः ।
चौरं विना नैव प्रसवन्ति नार्यः ॥

(અર્થ—બાળકે ચોર, જુવાન માણસ પણ ચોર; ત્યાં નારીઓ ચોર વિના બીજા કોઈને જન્મ જ આપતી નથી). વળી "ઉતર્યા મહીને થયા સહી" એવી પણ કહેવત ચાલે છે. આ કહેવતો કેટલે દરજ્જે ખરી છે, અને ખરી હોય તો શા કારણથી તે સમજાવો. સાબરમતી કે નર્મદા કરતાં આ બાબતમાં મહી નદીની ખ્યાતિ કેમ વધારે થઈ હશે? તે સમ્બન્ધમાં જે કુદરતી કે ઐતિહાસિક કારણો હોય તે લખો. ઇનામ રૂ. ૩ )

ટીપ—માહે એપ્રિલ સને ૧૮૯૩ ના શાળા પત્રમાં સ્પર્ધાના નિયમો જોવા. તા. ૨૦ મી ઓગસ્ટ પછી આવેલા ઉત્તર લક્ષમાં લેવાશે નહિ.

# સામાન્ય જ્ઞાનના પાઠ.

( ચાલુ પૃષ્ઠ ૧૭૪ થી. )

## પાઠ ૨૬ મો.

### ઘી.

આ પાઠ શિખવતી વખતે જોઈતી વસ્તુઓ—એક પ્યાલામાં ઘી, શગડીમાં દેવતા, તથા બરફ.

શિક્ષકે નીચે મુજબ પ્રશ્ન પૂછવાઃ—

ગયો પાઠ શા વિષે હતો ? **રોટલી વિષે.**

લુખી રોટલી તમે ખાશો કે ? **ના સાહેબ.**

રોટલી પર શું ચોપડીએ છીએ ? **ઘી.**

ઘી તમે દીઠું છે ? **હા સાહેબ.**

ઘીનો રંગ કેવો છે ? **પીળો.**

ઘીને તાપ ઉપર મૂકીએ તો શું થશે? **તે ઓગળી જઈ પાતળું**

ઓગળેલું ઘી બરફ પર મૂકીએ કે ટાઢકમાં રાખીએ તો શું થશે ! **સાહેબ, તે ઠરી જશે.**

ઘી શાથી ઠરે છે અને શાથી ઓગળે છે ! **ઠંડક લાગવાથી ઠરે છે અને તાપ લાગવાથી ઓગળે છે.**

જુઓ આ પ્યાલો ભરીને ઠરેલું ઘી છે, તેને હું દેવતા પર મકું છું તો શું થાય છે ? **તે ઓગળી જાય છે અને પ્યાલા ઉપર થઈને છલકાઈ જાય છે.**

ત્યારે ઓગળેલા ઘી કરતાં તેટલા જ ઠરેલા ઘીને રહેવાને ઓછી જગા જોઈએ કે વધારે ? **ઓછી જગા જોઈએ સાહેબ.**

તમે ઘી શા કામમાં લો છો ? **રોટલી ચોપડવાના તથા ભાતમાં ખાવાના.**

બીજા કોઈ ઉપયોગમાં લો છો ? **સાહેબ, યાદ નથી.**

તમે લાડુ ખાધા છે ? **હા સાહેબ.**

લાડુ બનાવવામાં કયી કયી વસ્તુઓ જોઈએ છે ? **લોટ, ગોળ, અને ઘી.**

તમે પૂરી ખાધી છે ? **હા જી.**

પૂરી શાની બને છે ? **લોટની કણકની.**

લોટની કણક બાંધી પૂરી વણી એટલે તે ખવાય કે ? **ના સાહેબ, એને ઘીમાં તળવી જોઈએ.**

લાપશી અને શીરામાં ઘી આવે કે ? **હા સાહેબ, લાપશી તો ઘી વગર ખવાય જ નહિ, અને ઘી નાખ્યા વિના શીરો બને જ નહિ.**

હવે તમે કહી શકશો કે ઘી શા શા કામમાં આવે છે ? **સાહેબ, આપણાં બધાં જમણમાં ઘી આવે છે.**

ઘી વગર તમારે ચાલે કે નહિ ? **નારે સાહેબ, એ વગર તો ખાવાની મઝા જ ન પડે.**

મગન, તમે ઘી બનાવતાં દીઠું છે ? **હા જી, મ્હારી પાડોશમાં ત્રીકમ પટેલ છે તેને ઘેર ઘી બનાવે છે.**

તમે ઘી બનાવતાં જોયું છે તો કહો કે તે શી રીતે બનાવવામાં આવે છે ? **માખણને તાવીને તેનું ઘી બનાવવામાં આવે છે.**

માખણ શાનું બને છે ? **એક મ્હોટા ગોળામાં દહીં નાખી તેમાં પાણી રેડે છે; પછી તેને વાંસવતી ખૂબ વલોવે છે, એટલે દહીંની છાશ થાય છે અને તે ઉપર માખણ તરી આવે છે.**

દહીં શાનું બને છે? **એક ગોરસામાં દૂધ નાખી તેમાં થોડી છાશ નાખીએ એટલે બીજે દિવસે તેનું દહીં થાય છે.**

દૂધ ક્યાંથી લાવે છે ? **ભેંશ, ગાય, બકરી, તથા ઘેટીને દૂહે એટલે તેના આંચળમાંથી દૂધ નીકળે છે.**

ભેંશ, ગાય, વગેરે જનાવરો કોણે બનાવ્યાં છે ? **ઈશ્વરે.**

શા માટે બનાવ્યાં છે ? **માણસના ઉપયોગને માટે.**

ત્યારે આપણે ઈશ્વરનો પાડ માનવો જોઈએ.

આ પ્રમાણે પ્રશ્ન પૂછી શિક્ષકે તેના જવાબ છોકરાં પાસે કઢાવવા. જરૂર પડે તો પ્રયોગ કરી સમજૂતી આપવી. છેવટે પાઠનું પુનરાવર્તન કરવું.

---

# જર્મનીની શાળાઓ.

વિલ્હેલ્મીના મોર નામની એક અમેરિકન સ્ત્રીએ જર્મનીની કેટલીક નિશાળોની મુલાકાત લઈ ત્યાંના શિક્ષકો અને શિક્ષણ સમ્બન્ધી જે જે જોયું તેની નોંધ લીધી છે. તે લખે છે કે—

"મ્હારે ઘણા શિક્ષકો સાથે મુલાકાત થઈ અને તેમાંના કેટલાક સાથે મ્હારે ઘણું સારું ઓળખાણ થયું. તેઓ અમેરિકાના શિક્ષકો જેવા વર્ષની આખરે કંટાળી ગયેલા જણાતા નહોતા, પરન્તુ તાજા અને ઉત્સાહી જણાતા હતા. તેઓ બુદ્ધિવાન, ઊંચી કેળવણી પામેલા, અને પોતાના ધન્ધાને માટે બરાબર તૈયાર થયેલા હતા. જર્મનીમાં શિક્ષકો આવા હોંશિયાર અને ખંતીલા હોવાનું કારણ મ્હને એમ જણાવવામાં આવ્યું, કે ત્યાં વિદ્યાર્થિને દસ વર્ષની ઉમ્મરે ધન્ધો પસન્દ કરવો પડે છે, અને ત્યારથી તેને તે ધન્ધાનું શિક્ષણ મળે છે. જો તે શિક્ષકનો ધન્ધો પસન્દ કરે તો તેને તે ધન્ધાને માટે ઠરાવેલો અભ્યાસ પૂરો કરવો પડે છે, અને ત્યાર પછી સરકારે નીમેલી પરીક્ષક કમિટી રૂબરૂ હાજર થવું પડે છે. તેને ઉમેદવાર તરીકે દાખલ કરવામાં આવે તે પહેલાં જુદા જુદા વિષયોમાં તેનો વર્ગમાં અભ્યાસ કેવો હતો તે જોવામાં આવે છે. તે સન્તોષકારક હોય તો જે ધન્ધો તેણે પસન્દ કર્યો છે તેને માટે તે લાયક ગણાય છે. ત્યાર પછી શિક્ષણ કળા અને શિક્ષણ શાસ્ત્રમાં તેની પરીક્ષા લેવામાં આવે છે. આ પરીક્ષા એક અઠવાડિયું ચાલે છે. આ પરીક્ષામાં પાસ થાય તો અનુભવી શિક્ષકોની દેખરેખ નીચે તેને અજમાયશી નોકરી મળે છે. પછી કામને માટે લાયકાત અને વર્ગનો બન્દોબસ્ત રાખવા જેટલી હોંશિયારી તેનામાં માલૂમ પડે છે ત્યારે તેને કાયમ નોકરી આપવામાં આવે છે. ત્યાર પછી તેને કોઈ પણ પરીક્ષા આપવી પડતી નથી. શિક્ષકની નિમણૂક સરકાર કરે છે અને તેને પગાર પણ સરકાર આપે છે. જ્યારે તે કામ કરવાને અશક્ત માલૂમ પડે છે ત્યારે તેને તેની નોકરીનાં વર્ષના પ્રમાણમાં પેન્શન આપવામાં આવે છે. ત્રીસ વર્ષની નોકરી પછી તેને જીવતા સુધી પેન્શન પેટે પૂરો પગાર મળે છે. મંદવાડમાં પણ તેને પૂરો પગાર મળે છે, અને

તેની જેગાનું કામ કરવાને સરકાર પોતાને ખર્ચે બીજો માણસ રાખે છે. જો શિક્ષકને પોતાના જ્ઞાનમાં વધારો કરવાને માટે રજા જોઈતી હોય તો તેને ભર પગારે એક વર્ષની રજા મળે છે. શિક્ષકોને આવી રીતે લાભ થતો હોવાથી તેઓ ખન્તથી કામ કરે છે.

"નિશાળના ઓરડામાં શિક્ષક પોતાના કામથી બરાબર તૈયાર થયેલો જોવામાં આવે છે. કોઈ પણ શિક્ષક હાથમાં ચોપડી લઈને શિખવતો નથી. શિક્ષકો શાન્તપણે કામ કરે છે. અમેરિકાના શિક્ષકોની માફક તેમનામાં કોઈ જાતની ગભરામણ અથવા ઉતાવળ જોવામાં આવતી નથી. કામ કરવાને અને તે સારું કરવાને પૂરતો વખત છે એમ જાણીને તેઓ કામ કરે છે. **તેઓ વિદ્યાર્થીઓને પરીક્ષાને માટે તૈયાર કરતા નથી. ઉપલા વર્ગમાં ચઢાવવા માટે ત્યાં પરીક્ષા લેવામાં આવતી નથી. છોકરો ઉપલા ધોરણમાં ચાલી શકે એવો છે કે નહિ તે શિક્ષક પોતે જ નક્કી કરે છે.** શિક્ષકને ચાર વર્ષ સુધી પોતાના વર્ગની સાથે ઉપલા ધોરણમાં મૂકવામાં આવે છે. **શિક્ષણનો હેતુ બુદ્ધિ ખિલવવાનો છે, છોકરાનાં મગજ અવ્યવસ્થિત બિનાથી ભરી નાખવાનો નથી** એમ શિક્ષકો સારી પેઠે સમજે છે.

"જર્મનીમાં શરીર કેળવણી પર ઘણું લક્ષ આપવામાં આવે છે. ત્યાંની દરેક શાળામાં કસરતને માટે જોઈતાં સાહિત્યો સાથે અખાડો હોય છે. હવા અનુકુળ હોય છે ત્યારે શિક્ષકો વિદ્યાર્થીઓને લઈને ખેતરોમાં તથા જંગલોમાં ફરવા જાય છે. આરામની રજામાં શિક્ષકો જાતે રમે છે અને છોકરાંને રમાડે છે. દરેક કલાકને છેડે થોડા મિનિટ શિક્ષક અને છોકરાઓ વર્ગની બહાર જાય છે. આ વખતે છોકરાઓ વ્યવસ્થિતપણે બહાર નીકળે છે અને બિલકુલ અવાજ કરતા નથી.

"મ્હેં કેટલીક નિશાળોમાં શિક્ષકોને જુદા જુદા વિષયો શિખવતાં જોયા. દરેક વિષય છોકરાંના મગજમાં બરાબર ઠસે એવી રીતે શિખવાતો હતો. ફ્રેન્કફોર્ટની રીઅલ સ્કૂલના એક નીચલા ધોરણમાં શિક્ષક ઇતિહાસ શિખવતો હતો. ઇતિહાસના વિષયની કેવળ શરૂઆત હતી. વર્ગનાં છોક-

રાં સાત આઠ વર્ષની ઉમ્મરનાં હતાં. પ્રથમ છોકરાં શીખેલી વાર્તાઓ ટૂંકામાં અને સરળ ભાષામાં કહી ગયાં. વાર્તાઓમાં જે જે જગાઓનો સમ્બન્ધ આવતો તે છોકરાં નકશામાં બતાવતાં હતાં. ત્યાર પછી શિક્ષક જે સિત્તેર વર્ષની વયનો હતો તેણે એક નવી વાર્તા કહી. આ વાર્તા તેણે એવી રસીક બનાવી કે છોકરાંએ તે એક ચિત્તે સાંભળી અને તે તેમના મગજમાં બરાબર ઠસી. આવી રીતે શરૂઆતનું શિક્ષણ બે વર્ષ સુધી અપાય છે. ત્યાર પછી ઇતિહાસનો મુખ્ય વિષય શરૂ થાય છે, તે પણ એ જ ઢબે શિખવાય છે. લડાઈઓ તથા ઐતિહાસિક બનાવો ચિત્રોની મદદથી સમજાવવામાં આવે છે. ઐતિહાસિક સ્થળો ગામની નજીક આવેલાં હોય તો ત્યાં છોકરાંને લઈ જઈ તેમનો સમ્બન્ધ સમજાવવામાં આવે છે.

(અપૂર્ણ.)

---

# प्राणी वर्णन.

(સાંધણ પૃ ૧૪૬ થી.)

## માંસાહારી વાગોળ.

પગ—કરાડવાળાં. જાત—સ્તનવાળાં. પ્રકાર-હાથ અને પાંખવાળાં.

માંસાહારી વાગોળને વેમ્પાયર વાગોળ કહે છે. સાધારણ વાગોળ અને વેમ્પાયર વાગોળમાં ફેર એટલો જ છે કે સાધારણ વાગોળો ઘણે ભાગે વનસ્પતિ ખાય છે, અને વેમ્પાયર વાગોળો માંસ અને લોહી ખાય છે. વેમ્પાયરનું મ્હો મ્હોટું અને મ્હોની ફાડ પહોળી હોય છે. મ્હોના ઉપલા તથા હેઠલા જડબામાં બબ્બે રાક્ષીઓ હોય છે, તે છેક બહાર આવેલી હોય છે. તેના કાન મ્હોટા તથા લાંબા હોય છે, અને મ્હો તરફ ઊભા કરેલા હોય ત્યારે મ્હોથી પણ આગળ વધેલા દેખાય છે. તે ભૂરા આગળથી પેટે સુધી એક બીજા સાથે જોડાએલા હોય છે. તેના છેડા ગોળ છે. ગેંડીના નાક ઉપર જેમ શીંગડું હોય છે તેમ આ વાગોળના નાક ઉપર પાંદડાના આકારનો એક અવયવ હોય છે. આ અવયવની

લમ્બાઈ કરતાં પહોળાઈ વધારે હોય છે. આ વાગોળના શરીરની રચના અને પાંખો સાધારણ વાગોળના જેવી જ હોય છે. તેના શરીર પરનાં રૂવાં લાંબાં અને સુંવાળાં છે.

રંગ—તેના શરીરના ઉપલા ભાગોનો રંગ કાળાશ પડતો ખાખી અને નીચલા ભાગોનો રંગ સફેદ અથવા ખાખી હોય છે.

કદ—મ્હો અને માથું મળીને તેની કુલ લમ્બાઈ સાડા ત્રણ ઇન્ચ હોય છે. તેના હાથ કે આગલા પગ આસરે અઢી ઇન્ચ લાંબા છે.

**વસ્તી**—ઉત્તર દક્ષિણ કાશ્મીરથી તે કન્યા કુમારી તથા છેક સિલોન સુધી અને પૂર્વ પશ્ચિમ કલકત્તાથી કરાંચી સુધી આખા હિન્દુસ્તાનમાં આ પ્રાણીઓ વસે છે. ચીન અને મધ્ય તથા દક્ષિણ અમેરિકામાં પણ તેમની વસ્તી છે.

લક્ષણ—આ પ્રાણી દિવસે કોતરો, ખંડેરો, અને વસ્તીવાળાં મકાનોનાં છાપરાંમાં સન્તાઈ રહે છે, અને રાત પડતાં બહાર નીકળી ખોરાકની શોધમાં આમ તેમ ઊડ્યા કરે છે. વન્દા, તમરાં, તીડ, દેડકાં, અને વખતે એથી મ્હોટાં જનાવરોનો તે શિકાર કરે છે. આ વાગોળો કોઈ કોઈ વખત બીજી ન્હાની વાગોળો અને ચામાચિડિયાંનો પણ શિકાર કરે છે. શિકારથી જ્યારે તેમનું પેટ ભરાતું નથી ત્યારે અશક્ત અને ઉંઘતાં પ્રાણીઓના શરીરમાં ઘા કરી તેમાંથી લોહી ચુસીને તે નિભાવ કરે છે. કોઈ કોઈ વખત ઉંઘતાં માણસોનાં મ્હો અને આંગળાં તે કરડી ખાય છે. તેના દાંતના ઘા જો કે ચામડી જેટલા ઊંડા થાય છે તોપણ પાછળથી ઘાવાળો ભાગ સુજી આવી તેમાં દરદ થાય છે. બીજાં પ્રાણીઓનું લોહી ચુસતી વખત અને તેમને કરડતી વખત તે પોતાની પાંખો વતી વા નાખે છે, તેથી તેઓ જાગી ઊઠતાં નથી. આ વાગોળ સુંવાળી ચામડીવાળાં ચોપગાં જનાવરોને બહુ હેરાન કરે છે. ન્હાનાં વાછરડાંનો તે ઘણી વાર પ્રાણ લે છે. મરઘડાંના ખડામાં પેસી જઈ તેમની માંજરોનું લોહી તે ચુસી લે છે. માદા કરતાં નરની સંખ્યા વધારે દીઠામાં આવે છે. માદાને શિયાળા આખરે બચ્ચાં અવતરે છે. તેને દર વેતરે એક બચ્ચું આવે છે. બચ્ચાંને મ્હોટાં થતા સુધી માદા પોતાની સાથે રાખે છે. હિન્દુસ્તાન

કરતાં અમેરિકાની વેમ્પાયર વાગોળો કદમાં મ્હોટી અને પ્રાણીઓને બહુ નુકસાન કરનારી છે.

---

## ચામાચિડિયું.

ચામાચિડિયું એ વાગોળની જાતનું ન્હાનું પ્રાણી છે. તેના કાન ત્રિકોણાકાર, અને લાંબા કરે ત્યારે આંખ અને નાકની વચ્ચેના ભાગ સુધી પહોંચે એટલા લાંબા છે. તેના મ્હોની અણી બુઠી છે, અને તેની બન્ને બાજુએ માંસની ઉપસેલી ગાંઠો જેવા ભાગ છે. તેના કપાળ અને માથા ઉપર રૂવાંનો ગુચ્છો હોય છે, પણ મ્હો, આંખો, અને કાન ઉપર બિલકુલ રૂવાં હોતાં નથી. તેના પગ બહુ ન્હાના છે. ચામાચિડિયાની ઘણી જાતો છે. સઘળી જાતનાં ચામાચિડિયાંની પાંખો માત્ર પાતળી નરમ ચામડીની બનેલી છે. એ ચામડી આગલા પગનાં અન્દરનાં ચાર આંગળાંને સાંધે છે, અને ત્યાંથી પાછલા પગ સુધી પહોંચી પૂંછડી સુધી ગયેલી હોય છે. જેવી રીતે આપણે છત્રી બન્ધ કરીએ છીએ તેવી જ રીતે તે પાંખો ઝભ્ભાની માફક તેના શરીરની આસપાસ વીંટાળી દે છે.

રંગ—તેના શરીરના ઉપલા ભાગોનો રંગ કાળો આસમાની અને નીચલા ભાગોનો રંગ આછો આસમાની છે.

કદ—માથું અને શરીર મળીને તેની કુલ લમ્બાઈ લગભગ બે ઇન્ચ થાય છે. તેની પૂંછડી દોઢ ઇન્ચ અને આગલા પગ સવા ઇન્ચને આસરે હોય છે.

**વસ્તી**—સાધારણ ચામાચિડિયું દુનિયાના દરેક ભાગમાં જોવામાં આવે છે. અત્રે જે ચામાચિડિયાનું વર્ણન લખ્યું છે તે ચામાચિડિયું આખા હિન્દુસ્તાન, સિલોન, અને બ્રહ્મદેશમાં વસે છે. પહાડો પર સાત હજાર ફુટની ઊંચાઈએ પણ તેમની વસ્તી છે. ઉન્હાળામાં આ જાતનાં ચામાચિડિયાં યૂરોપ ખંડના મધ્ય ભાગમાં અને ઉત્તરમાં છેક સ્વીડન સુધી જોવામાં આવે છે.

લક્ષણ—દિવસે તે ઝાડની બખોલો, ખડકો, ઘરનાં છાપરાં, અન્ધાર

ઓરડાઓ, અને વખારોમાં ભરાઈ રહે છે. તે એક જાતનો ઝીણો અવાજ કરે છે. તેના શરીરમાંથી એક જાતની ખરાબ વાસ નીકળે છે. સાંજ પડતાંની સાથે જ તે પોતાને ભરાઈ રહેવાની જગાએ આમ તેમ ઊડવા માંડે છે, અને પછી બહાર આવી પોતાને રહેવાના રહેઠાણની આસપાસ ઊડયા કરે છે. તે જીવડાં ખાય છે, અને તેની શોધમાં ઝડપથી આમ તેમ ઊડયા કરે છે. વારંવાર તે ઘરોની અન્દર પેસે છે અને વળી બહાર નીકળે છે. આપણા કાન પાસે થઈને તે ઊડે છે ત્યારે પવનનો જરા ઝપાટો લાગે છે. જે જગાએ એકાદ પણ જીવડું દીઠામાં આવ્યું હોય તે જગાની આસપાસ ઘણા વખત સુધી તે ભટકયા કરે છે. શિયાળામાં ચામાચિડિયાં સુષુપ્ત અવસ્થા ભોગવે છે. હિન્દુસ્તાનમાં આ વાતની ખાતરી થતી નથી, તેમ છતાં એટલું તો ખરું જ છે કે નવેમ્બરથી તે ફેબ્રુઆરીની આખર સુધી તે દીઠામાં આવતાં નથી. આ પ્રાણી હળી શકે છે, અને પોતાના પાળનારના હોઠ પર બેઠેલી માખીઓને પણ તે ખાઈ જાય છે. તેની નજર બહુ સારી નથી, પણ તેની સાંભળવાની, સુંઘવાની, અને લાગવાની ઇન્દ્રીઓ બહુ ખીલેલી હોય છે. માદાને દર વેતરે બે બચ્ચાં અવતરે છે.

---

# ચર્ચા પત્રના જવાબ.

( લખનાર મિ. ઉમેદઅલી કરીમમહમદ મુનશી. )

સને ૧૮૯૭ ના ફેબ્રુઆરી માસના શાળા પત્રમાં મિ. લહેરાભાઈ જીવણદાસે પુછેલા એક પ્રશ્નનો ઉત્તર મહેતાજી ગુલાબજી અમરજી તરફથી સદરહુ પત્રના જુલાઈ સને ૧૮૯૭ ના અંકમાં પ્રગટ થયો છે, પણ તે બરાબર હોય એમ મ્હને લાગતું નથી, અને આજ દિવસ સુધી કોઈના તરફથી સુધારો રજુ થયો નથી માટે અત્રે એ બાબત લખવાની જરૂર જણાય છે.

અસલ પ્રશ્નમાં ચોથી ચોપડીના પાઠ ૧૪૨ ની કવિતામાંથી નીચે લખેલી લીટીઓમાં જણાવેલા ત્રણ દરવાજા સમ્બન્ધી ખુલાસો માગ્યો છેઃ—

સ્વર્ગ નર્ક આ લોકના, સઘળા રસ્તા સહેજ;
તે મળવાના ત્રણુ જુઓ, આ દરવાજા એ જ.

મહેતાજી ગુલાબજી ઉત્તર આપે છે કે, " કારંજની પૂર્વ તરફ છે તે જ આ ત્રણુ દરવાજા સમજવા. ઉત્તર તરફને દરવાજેથી હાઈસ્કૂલમાં જવાય છે, ત્યાં શીખેથી માણુસ સ્વર્ગ જેવા સુખની પ્રાપ્તિ કરે છે. દક્ષિણુ તરફને દરવાજેથી ભદ્રના કેદખાનામાં જવાતું હતું, એટલે ત્યાં નર્ક જેવું દુઃખ ભોગવવાનું હતું. મધ્યમાં આ લોકનો દરવાજો છે".

ઉપરનો અર્થ બન્ધ બેસતો નથી. આ લીટીઓ લખવામાં કવિ રાજનો શો ભાવાર્થ હશે એ વાત તો તેઓ પોતે કિંવા ઈશ્વર જાણે. આપણે તો સારી સમજ શક્તિ વાપરી બન્ધ બેસતો અર્થ કરી શકીએ. જો મહેતાજી ગુલાબજીનો કરેલો અર્થ સ્વીકારીએ તો તેમાં કહ્યું છે કે ઉત્તર તરફના દરવાજેથી નીકળતાં હાઈસ્કૂલમાં જવાય છે, ત્યારે શું દક્ષિણુ તરફના દરવાજેથી નીકળીએ તો તે જ સ્કૂલમાં ન જવાય ? તેમ જ ઉત્તર તરફના દરવાજેથી નીકળતાં ભદ્રના કેદખાનામાં પણુ જઈ શકાય. વળી હાઈસ્કૂલ સાથે સ્વર્ગનો સમ્બન્ધ નથી, કેમકે દુનીઆના સુખનું સાધન મેળવવાને અર્થે હાઈસ્કૂલમાં જવાનું છે. દરવાજામાંથી નીકળી સીધું ભદ્રના કેદખાનામાં પણુ જવાય નહિ, વચમાં ત્યાં જવા લાયક બનવાની થોડી ક્રિયા કરવી પડે. આવી રીતે મહેતાજી ગુલાબજીનો અર્થ ખરો લાગતો નથી. એ લીટીઓનો અર્થ નીચે પ્રમાણે થઈ શકેઃ—

આ લોકને સ્વર્ગ અને નર્ક મળવાના ઉપાયો સહેલા છે અને આ બન્ને તરફ જવાનો એક જ રસ્તો " ત્રણુ દરવાજા " છે. મતલબ કે સ્વર્ગે જવાની સામગ્રી જોઈતી હોય તો ત્રણુ દરવાજેથી સીધું પશ્ચિમ તરફ ભદ્રકાળી માતા તરફ જવાય અને ત્યાં દર્શન કરી પરમેશ્વર પાસેથી માફી મગાય. જ્યારે આગળ જતાં સાબરમતિ નદી આવે છે, ત્યાં નાહી ધોઈ પવિત્ર બની શકાય અને બે ઘડી બેસી ઈશ્વરની આરાધના કરાય. મુસલમાન હોય તો ત્રણુ દરવાજેથી તે જ દિશા તરફ જતાં અલીફની મસજદ આવે છે ત્યાં ઈશ્વરની પ્રાર્થના કરવાની સારી જોગવાઈ છે. આગળ જતાં લાલ દરવાજા તરફ ઓલીઆ ( ઈશ્વરના ભક્તો )ના રોજા આવે છે, ત્યાં જઈ તેમની કબરોની મુલાકાત લેવાથી માણુસને બોધ મળે છે, કે મ્હોટા મ્હોટા

ઈશ્વરના ભક્તો પણ મરણને કારણ થયા છે, માટે તેને ઈશ્વરની ભક્તિ કરવાનું અને દુનીઆમાં સુકૃત્યો કરવાનું મન થાય છે. વધારે આગળ જતાં સાબરમતિ નદી આવે છે ત્યાં એકાન્તે નિમાજ પડવાની (ઈશ્વર ભક્તિ કરવાની) તક મળે છે. બીજી તરફ, એ જ ત્રણ દરવાજાને રસ્તે કોઈને નર્કે જવાની સામગ્રી જોઈતી હોય તો તે પણ તૈયાર છે, કારણ કે ત્યાંથી પશ્ચિમ તરફ નીકળતાં કસાઈ લોકોની દુકાનો અને દારૂનું પીઠું આવે છે. ત્યાંથી આગળ ચાલતાં "પત્થર કુવો" એ નામનો લત્તો આવે છે, જ્યાં દરેક જાતનાં કુકર્મો થાય છે, અથવા આગળ થતાં એવું માનવામાં આવે છે. આવી રીતે સ્વર્ગે અથવા નર્કે જવાની સામગ્રીઓ મેળવવા માટે જવાનો એક જ રસ્તો "ત્રણ દરવાજા" છે એવો કવિ રાજનો ભાવાર્થ હશે એમ દીસે છે. આ ઉપરાન્ત નર્કે જવાના સમ્બન્ધમાં કવિ રાજનો ઇસારો ત્રણ દરવાજાની પૂર્વ તરફની દુકાનોની મેડીઓ ઉપર આગળના વખતમાં હલકો ધન્ધો કરનારી સ્ત્રીઓ રહેતી હતી તેમની તરફ પણ કદાચ હોય. ઉપરની લીટીઓમાં રસ્તા બહુ વચન છે અને તેનો અર્થ ઉપાયો થાય છે.

---

ટીપ--ઘણી વાર ટીકાકારો કવિના સ્વપ્નામાં પણ ન આવ્યા હોય તેવા અર્થ તેના કાવ્યમાંથી કાઢે છે. સંસ્કૃત કવિઓના સમ્બન્ધમાં આવું વારંવાર બનેલું છે, અને ઉપરની લીટીઓના સમ્બન્ધમાં પણ તેવું જ બનતું જણાય છે. એ લીટીઓ લખી ત્યારે ત્રણ દરવાજાની આસપાસના લત્તામાંથી સ્વર્ગ કોને ગણવું, નર્ક કોને ગણવું, અને આ લોક કોને ગણવું, તથા ત્રણ દરવાજા પૈકી કયે દરવાજેથી ક્યાં જવાય, એનો ખ્યાલ કવિએ ભાગ્યે જ કર્યો હશે. હમને લાગે છે કે બન્ને ચર્ચા પત્રીઓ કવિના ધાર્યા કરતાં ઘણા વધારે આગળ જાય છે. અલબત એ લીટીઓ લખતી વખત કવિના મનમાં શું હતું તે ચોકસપણે કહી શકાય નહિ, પણ આ દૃષ્ટાન્ત સાંકેતિક હોય એમ હમને લાગતું નથી. "જાણે કે સ્વર્ગ, નર્ક, અને આ લોકમાં જવાના રસ્તા એક ઠેકાણે મળવાના દરવાજા ન હોય તેમ આ ત્રણ દરવાજા એકઠા આવેલા છે" એવો સામાન્ય ભાવાર્થ કવિના મનમાં હશે એમ હમે ધારીએ છીએ. આસપાસની સઘળી વિગતોનો કવિએ ભાગ્યે જ વિચાર કર્યો હશે.——એડિટર

---

# केळवणी खातानी खबरो.

## જાહેર ખબર.

## રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા.

સને ૧૯૦૦-૧૯૦૧.

૧. કાઠિયાવાડ વિભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિસ્ટંટો, અને સ્ત્રી શિક્ષકોને ખબર આપવામાં આવે છે, કે રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થવા જે બાઈઓ ઉમેદ રાખતી હોય તેમની ઉમ્મર, અભ્યાસ, વગેરે હકીકતનું પત્રક (સને ૧૮૯૭ ની સાલના ગુજરાત શાળા પત્રના પૃષ્ઠ ૨૪૫ મે છાપેલા નમુના પ્રમાણે) બનાવી તેમાં માગેલી હકીકત બરાબર પૂરી આ જાહેર ખબર પહોંચે કે જેમ બને તેમ તાકીદે હમારા પર મોકલવું. તા. ૧૦ મી ઓગસ્ટ પછી આવાં પત્રકો લેવામાં નહિ આવે. ઠરાવેલી તારીખ વીતી ગયા પછી કેટલાંક પત્રકો આવે છે, પરન્તુ એણ્ સાલ તો મોડાં આવેલાં પત્રકો ઉપર બિલકુલ લક્ષ આપવામાં આવશે નહિ.

૨. બાઈઓની ઉમ્મર પન્દર વર્ષથી ઓછી ન જોઈએ તેમ જ પચીસ વર્ષથી વધારે ન જોઈએ.

૩. પ્રવેશક પરીક્ષા કન્યા શાળાના પાંચમા ધોરણ પૂરતાની લેવામાં આવશે. જે બાઈઓને કૉલેજમાં દાખલ કરવામાં આવશે તેમને પહેલા, બીજા, ને ત્રીજા વર્ષના વર્ગમાં અમુક રૂપિઆની સ્કૉલરશિપ દર માસે મળશે. પરન્તુ પ્રવેશક પરીક્ષામાં પહેલે નમ્બરે પાસ થનારને લૅંગ સ્કૉલરશિપ તરીકે પાંચ રૂપિઆ વધારે એટલે દર માસે અગીઆર રૂપિઆની સ્કૉલરશિપ પહેલા વર્ષના વર્ગમાં અભ્યાસ કરતા સુધી મળશે.

૪. દાખલ થવા ઉમેદ રાખનાર બાઈઓએ સારી ચાલનું સર્ટિફિકેટ સ્કૂલ કમિટીનું અથવા સારા જાણીતા આબરૂદાર ગૃહસ્થોનું પત્રક સાથે મોકલવું. ઉમેદવારમાં શરીર સમ્બન્ધી કોઈ પણ જાતની ખોડ હોવી ન જોઈએ.

૫. કૉલેજ કમિટિના ધારા પ્રમાણે હલકી જાતિની બાઈઓની પ્રવેશક પરીક્ષા લેવામાં નહિ આવે.

૬. પ્રવેશક પરીક્ષા તા. ૩ જી માહે સપ્ટેમ્બર સને ૧૯૦૦ (સોમવાર)ને દિવસે સવારના સાડા દસ વાગે કાલેજના મકાનમાં શરૂ થશે.

૭. આવેલી અરજીઓમાં જે બાઈઓ કાલેજમાં દાખલ કરવા યોગ્ય માલુમ પડશે, તેમને તે બાબતની ખબર મહેતાજીઓ મારફત આપવામાં આવશે, એટલે તેમણે પ્રવેશક પરીક્ષા આપવા સારૂ ઠરાવેલા વખત પ્રમાણે હાજર થવું.

૮. કાલેજમાં દાખલ કરવા યોગ્ય જે બાઈઓ માલુમ પડશે તેમની તનદુરસ્તી બાબતની ખાતરી ગઈ સાલ મુજબ કરવામાં આવશે.

રાજકોટ. } E. CORKERY,
તા. ૧૩ મી જૂન ૧૯૦૦ } લેડી સુપરિન્ટેન્ડન્ટ.

---

## જાહેર ખબર.

### મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કાલેજની પ્રવેશક પરીક્ષા.

ઉત્તર ભાગની તમામ નિશાળોના માસ્તરો, એસિસ્ટંટો, અને સ્ત્રી શિક્ષકોને ખબર આપવામાં આવે છે કે આ કાલેજમાં દાખલ થનાર સ્ત્રીઓની પ્રવેશક પરીક્ષા તા. ૧ લી માહે નવેમ્બર સને ૧૯૦૦ ને રોજ સદરહુ કાલેજના મકાનમાં સવારના ૧૧ વાગે લેવામાં આવશે. માટે જે સ્ત્રીઓને એ પરીક્ષામાં દાખલ થવું હોય તેમને ખબર આપી મોકલવા બન્દોબસ્ત કરશો.

પરીક્ષા પાંચમા ધોરણ પૂરાની લેવામાં આવશે. દાખલ થનારની ઉમ્મર ૧૫ વર્ષથી ઓછી નહિ જોઈએ, તેમજ ૨૫ વર્ષથી વધારે નહિ જોઈએ. દાખલ થનાર ઉમેદવારે આ સાથેના નમુના પ્રમાણે એક પત્રક ભરીને સપ્ટેમ્બર માસ સુધીમાં જિલ્લાના મહેરબાન ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના અભિપ્રાય સાથે હમારી તરફ મોકલવું. અરજદારની સારી ચાલ ચલગતનાં બે આબરૂદાર ગૃહસ્થોનાં સર્ટિફિકેટ પણ મોકલવાં.

પાસ થનાર પૈકી મહેતાજીની, આસિસ્ટંટની, અને મેલટ્રેનીંગ કાલેજના સ્કોલરોની સ્ત્રીઓ પ્રથમ પસન્દ કરવામાં આવશે.

મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કાલેજ, } R. M'c Afee,
અમદાવાદ. } લેડી સુપરિન્ટેન્ડન્ટ.

—નમૂના.

મોજે. તાલુકે. જિલ્લે.

| નંબર. | નામ. | જાત. | ઉંમર. | પરણેલી, કુંવારી, કે વિધવા. | પરણેલી હોય તો તેના ધણીનો ધન્ધો તથા નામ, અને કું-વારી હોયતો તેના બાપનો ધ-ન્ધો તથા નામ | કન્યા શાળાના કયા ધોરણ સુધીનો પાકો અભ્યાસ. | ડે. એ. ઇ. સાહેબની કયા ધોરણમાં કયા વર્ગની પરીક્ષામાં પાસ? | શરીરમાં કંઈ ખોડ ખાંપણ છે કે નહિ? | દાખલ થાય તો કોલેજના ખાસ પાળશે કે નહિ ? | ધણીના બન્દોબસ્ત માટે માગણી. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| | | | | | | | | | | | |

મોકલનારની સહી.

## નિશાળોનાં ઇનામ પત્રક.

રેવાકાંઠા વિભાગ. છોટા ઉદેપુર કન્યા શાળા. મે. પોલિટિકલ એજન્ટ સાહેબ રૂ. ૯-૧૦-૯ એજન ના. સ્ટેટ તરફથી રૂ. ૨૧-૧૧-૬ એજન ઉરદુ સ્કૂલ. એજન રૂ. ૫-૭-૦ એજન કન્યા શાળા. એજન રૂ. ૧૦-૧૦-૪ એજન ઇંગ્રેજી સ્કૂલ. એજન રૂ. ૧૦-૯-૦

સોરઠ વિભાગ. જાફ્રાબાદ મે. નવાબ સાહેબ રૂ. ૨૫-૦-૦ હરજીવન ધારશી રૂ. ૪-૦-૦ જાફ્રાબાદ કન્યા શાળા. મે. નવાબ સાહેબ રૂ. ૨૦-૦-૦ વડેરા. એજન રૂ. ૩-૦-૦ લાઠપુર. એજન રૂ. ૫-૦-૦ જેતપુર બ્રાંચ. દેસાઈ જીવરાજ હેમચંદ રૂ. ૪-૦-૦ હુણુસાપુર. જેતપુરા સ્ટેટ રૂ. ૩-૦-૦ વાંઢ. એજન રૂ. ૩-૦-૦ બાટવા. મેમણ તેયબ ઇસા સુલેમાન રૂ. ૩-૨-૦ બીલખા. જુનાગઢ સ્ટેટ રૂ. ૨-૦-૦ બગસરા. શેઠ હરખચંદ રાયચંદ રૂ. ૫-૦-૦ બગસરા કન્યા શાળા. એજન રૂ. ૨-૦-૦ બાટવા. વકીલ લાલશંકર હરિસિંહ રૂ. ૩-૨-૦ જેતપુર મુખ્ય સ્કૂલ. નામદાર તાલુકદારો રૂ. ૩૪-૪-૯ એજન બ્રાંચ. એજન રૂ. ૩૩-૧૨-૬ એજન પાઠશાળા. એજન રૂ. ૩-૦-૦ એજન કન્યા શાળા. એજન રૂ. ૬-૦-૦ જાફ્રાબાદ. શેઠ હરજીવન ધારશી રૂ. ૩-૪-૦ માણાવદર. સ્ટેટ તરફથી રૂ. ૨૧-૪-૯ એજન કન્યા શાળા. એજન રૂ. ૭-૧૦-૦ જેતપુર બ્રાંચ. વકીલ નાગજી હેમરાજ રૂ. ૬-૦-૦ બીલખા. કુમારશ્રી વ્હાલા બીમા રૂ. ૧૩-૦-૦ બાટવા. મે. વિનાયકરાવ સાહેબ રૂ. ૧૧-૩-૧ વસાવડ. દેસાઈ રૂપશંકર શામશંકર. રૂ. ૩-૦-૦

ઝાલાવાડ પ્રાન્ત. વઢવાણ કેમ્પ ગુ. સ્કૂલ. મે. ડે. પો. એજન્ટ સાહેબ રૂ. ૨૫-૮-૦ એજન કન્યા શાળા. એજન રૂ. ૨૫) ધ્રાંગધ્રા કન્યા શાળા. મહારાજા રાજ સાહેબ રૂ. ૪) સાથક રાણા શ્રી અજુભા રૂ. ૩-૮-૦, રાણા શ્રી રૈસાંભાઈ રૂ. ૪), તથા પટેલ કાળીદાસ રૂ. ૫)

ખેડા જિલ્લો. નડીયાદ પ્રાન્ત નં. ૧ લો. પટેલ છોટાભાઈ નાથાભાઈ રૂ. ૩૭—૫—૩ એજન પ્રાન્ત નં. ૨ જો. તલાટી મોતીલાલ ગોવરધનદાસ રૂ. ૪૫—૦—૦ ની ચોપડીઓ, શા. છોટાલાલ મુળજી રૂ. ૨—૦—૦ ઓડ. ચકલાશીની નિશાળના મહેતાજી કહાનદાસ ડુંગરભાઈ રૂ. ૧૪)

અમદાવાદ જિલ્લો. અમદાવાદ મ્યુ.સ્કૂ. નં. ૧૫. સ્કૂલ કમિટીના મેમ્બરો રૂ. ૩—૮—૦ અમદાવાદ મ્યુ. સ્કૂ. નં. ૬. સ્કૂલ કમિટીના મેમ્બરો રૂ. ૨—૮—૦ અમદાવાદ મ્યુ. સ્કૂ. નં. ૧૯. સ્કૂલ કમિટીના મેમ્બરો રૂ. ૧) અમદાવાદ મ્યુ. સ્કૂ. નં. ૧૧. સ્કૂલ કમિટીના મેમ્બરો પૈકી શેઠ જેસંગભાઈ હઠીભાઈ રૂ.૧—૭—૦ તથા શેઠ મોતીલાલ છગનલાલ રૂ.૧—૭—૦ અમદાવાદ મ્યુ. સ્કૂ. નં. ૧૩. શેઠ મંગળદાસ ગીરધરલાલ રૂ. ૮—૦—૦, શેઠ રણછોડલાલ ગીરધરલાલ રૂ. ૪—૧૨—૦, તથા વોહોરા પ્રાણશંકર ગવરીશંકર રૂ. ૧—૮—૦ અસારવા. પટેલ શીવાભાઈ ઈશ્વર રૂ. ૩) ઓગણ. નાયબ મુળાભાઈ હમીરભાઈ વગેરે રૂ. ૩) નાનીબોરૂ. મે. ઉનેલીઆ ઠાકોર સાહેબ રૂ.૭—૦—૦ પાટડી. મે. ઠાકોર સાહેબ સુરજમલસિંગજી જોરાવરસિંગજી રૂ. ૫૦—૫—૬ બહરખા. તલાટી સદુમિયાં ફેજુમિયાં રૂ. ૪) તથા શા. ભીખાભાઈ ધર્મચંદ રૂ. ૩)

ભરૂચ જિલ્લો. ભડકોદ્રા. પટેલ વલી આસભાલ વગેરે રૂ. ૫) ઝાડેશ્વર. પટેલ કાશીભાઈ ઝવેરભાઈ વગેરે રૂ. ૧૨—૩—૬ શુકલ તીર્થ. ઠાકોર હિમ્મતસિંગજી લક્ષ્મણબાવા વગેરે રૂ. ૩) માગરા. પોલીસ પટેલ લલ્લુભાઈ હરિભાઈ રૂ. ૫)

રેવાકાંઠા પંચમહાલ વિભાગ. રૂસ્તમપુરા. ખા. સા. જમનજી અરદેશરજી દલાલ દર મહિને રૂ. ૫) ના બાકળા જાનુઆરીથી માર્ચ સુધી દેવગઢ. મે. દરબાર સાહેબ રૂ. ૧૮) નાં પતાસાં વહેચાવ્યાં. મહારાજા સાહેબ રૂ.૨૪—૬—૦ માંડવા. મહારાણા શ્રી છત્રસિંહજી રૂ.૫)

## પ્રોફેસરો, પ્રિન્સીપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ, માજી હે. મા. એલ્ફિન્સ્ટનહાઇસ્કૂલ.
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેકટર અને ગુજરાતકોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ ડોસાભાઈ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર. જ. જી. પા, એ. ઇન્સ્ટિટયુશન, મુમ્બઈ.
ખા. બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કોલેજ.
શેઠ. એદલજી દોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ હાઇસ્કૂલ.
શેઠ. ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પૂના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ; હેડમાસ્તર ભરૂચહાઇસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ. ટ્રેનિંગ કોલેજ અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ, સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ.
મિ. વિલિયમ બીટી: બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નરભેરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ. બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઇસ્કુલ.
શેઠ હોરમજજી જહાંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.
શેઠ. ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઈ સ્કૂલના માલિક.
શેઠ. માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઈ સ્કૂલના માજી હેડમાસ્તર.
શેઠ બરજોરજી ખરશેદજી સંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખંડુભાસ, બી. એ. કયુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો
શેઠ. માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ, વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, ઍંગ્લોવર્નાકયુલરસ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ. રુસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

### મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી. | શેઠ. ફકીરજી સોરાબજી મદ્રોઇના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારુ. |
| મે. હરકિશનદાસ બ્રિજલાલ. | મે. આત્મારામ જેકિશનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મહેરવાનજી શોરાબજી દલાલ. | મે. વ્રજલાલ પાનાચન્દ. |

**મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતો:**—રાસ્ત ગોફતાર, મુંમ્બઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કેસરેહિન્દ ગુજરાતી, યજદાં પરસ્ત; રિયન રિપોર્ટર, ઇન્ડીયન સ્પેકટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સુર્યપ્રકાશ, સુરત અખબાર, દેશીમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

### દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી શરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે

# સૂચનો.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને એસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સમ્ભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે. પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે બે આના. પદરના ખર્ચે લેનાર દશ રૂપીઆ સુધીના પગાર વાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી રૂ. ૨ સુધી આપવામાં આવશે. ચર્ચા પત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેર ખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ભાવ અને તે પછીના અગીઆર મહિના લગી પા ભાગ ભાવ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ભાવ અને પછીને દરેક મહિને અર્ધો ભાવ લેવાશે.

## હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦-૦-૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦. તે ઉપરાન્તને માટે લખીને પૂછવું.

---

અંક ૮ મો. પુસ્તક ૩૯ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.

ઓગસ્ટ સને ૧૯૦૦

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી.)

અમદાવાદ.
યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

જજ અને સુરત મ્યુનિસિપલ સ્કૂલ કમિટિના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સૂર્યરામ, ત્રિપાઠી, જૂનાગઢ સ્ટેટના એજન્ટ.
રા. સા. રણછોડભાઇ ઉદયરામ, કચ્છના નાયબ દિવાન.
મર્હુમ રા. બા. ભોળાનાથ સારાભાઈ.
રા. રા. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ.
ખા. સા. બમનજી બેહરામજી મોદી, એમ, એ; ડેપ્યુટી કલેક્ટર અને સ્કૂલ કમિટિના ચેરમેન, ભરૂચ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઈ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
શેઠ કેખસરૂ એદલજી મોદી, બી. એ, સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
મર્હુમ રા.રા કવિ નર્મદાશંકર લાલશંકર, ગો૦ તે૦ના ધર્મખાતાના માજી સેક્રિટરી.

**કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેક્ટરો.**

રા. બા. મોતીરામ રાજારામ, માજી ડે. એ, ઇ, સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઈ. અમદાવાદ
રા. સા. શિવરામ સદાશિવ નાડકરની, બી, એ; ડે. એ. ઇ. રત્નાગિરિ.
રા. સા. મગનરાય સન્તોકરાય દેસાઇ, બી. એ; માજી, ડે. એ. ઇ. મુમ્બઇ
રા. સા. કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા, ડે. એ. ઇ; ઝાલાવાડપ્રાન્ત, કાઠિયાવાડ.
રા. સા. હરિવલ્લભ મૂળજી વિજય, માજી, ડે. એ. ઇ; હાલાર પ્રાન્ત કાઠિયાવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ, ઇ; સોરઠ પ્રાન્ત કાઠિયાવાડ
ખા. સા. કરમઅલી રહીમઅલી નાનજીઆની. બી. એ; ડે એ. ઇ, એડ.
રા. સા. આર. એસ. તાંકી, બી. એ; ડે. એ. ઇ, મરાઠી સ્કૂલ, મુમ્બઈ
રા. સા. મનસુખલાલ મુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી. હાઈ કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
રા. સા. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.
શેઠ. જહાંગીરજી હોરમજજી મન્ચકી જી૦ દા૦ સ્કૂલના સેક્રિટરી.
રા. સા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ; જૂનાગઢના નાયબ દિવાન.
રા. સા. મણિલાલ નભુભાઈ બી. એ૦ ભાવનગર કોલેજના માજી પ્રોફેસર
રા. સા. ગોવિન્દ બળવન્ત લભાટે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.

મુમ્બઇની જોઇન્ટ સ્કૂલ કમિટિના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી કૉપીબુકો સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એજ કૉપી વાપરવી

મે. ડોક્ટર ટોમસ બ્લેની.
મે. કેખસરૂ નવરોજજી કાબરાજી.
મે. અબદુલા મીરઅલી ધરમસી.
મે. ગણેશરામ નીલકંઠ નાડકરની.
મે. પ્રેટન જીઆરી.
મે. પ્રોફેસર આર. જી. ઓકમનદામ
મે. કાશીનાથ ત્ર્યંબક તેલંગ.
મે. નવરોજજી નસરવાનજી વાડીઆ. સી આઈ. ઈ.
મે. ન્હાનાભાઈ નસરવાનજી સેક્રિટરી સ્કૂલ બોર્ડ.

સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને તેમાં કેટલાક સુધારા સૂચવેલા અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખાડેલી

મે. રેવરન્ડ જે. શિલેડી.
મે. અંબારામ પેલાભાઇ.
મે સૈયદ ગોલવી અબદુલ કાદર.
મે. ભાનુશંકર નારણશંકર.
મે. હરિલાલ ભુગાનરામ ધર.
મે. નનુમીઆં જમુમીઆં શેખ.

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૩૯ મું. ઑગસ્ટ ૧૯૦૦. અંક ૮ મો.

## માસ.

આ અંકમાં હમે નં. ૭૦૨ નો મુમ્બઈ સરકારનો ઠરાવ પ્રસિદ્ધ કરીએ છીએ તેથી જણાશે, કે સને ૧૮૯૬ ના ઑક્ટોબર માસમાં ભરવામાં આવ્યાં હતાં તેવાં કેળવણીનાં સામાન્ય કૉન્ફરન્સો આ ઇલાકાના ચારે પ્રાન્તોમાં તેમ જ મુમ્બઈ શહેરમાં આવતા ઑક્ટોબર માસમાં ભરવામાં આવશે. ગુજરાત પ્રાન્તનું કૉન્ફરન્સ આવતી તા. ૧ લી ઑક્ટોબરને સોમવારને રોજ અમદાવાદ મુકામે ભરાશે. તે વખતે મુખ્યત્વે કરીને ગુજરાતી નિશાળોનાં ધોરણો સુધારવાનો વિચાર કરવામાં આવશે. એ ધોરણોમાં સુધારો કરવાની જરૂર છે એ વાત હવે કેળવણી ખાતાએ કબૂલ કરી છે. મહેરબાન ડિરેક્ટર સાહેબના શબ્દો ધ્યાનમાં રાખવા જેવા છે. તે સાહેબ લખે છે કે "ધોરણોમાં એવો ફેરફાર થવો જોઇએ કે તેથી **નવાં ધોરણો ચાલતા જમાનાને અનુસરતાં તથા ઇંગ્લાન્ડનાં તે જાતનાં ધોરણોને કેટલેક દરજ્જે મળતાં થાય**". પ્રાથમિક ધોરણો વિષે વિચાર કરતાં જે વખત બચશે તેમાં કૉન્ફરન્સ બીજા દરજ્જાની શાળાઓનાં ધોરણોનો વિચાર કરી શકશે. હમે આશા રાખીએ છીએ કે ગુજરાતની કેળવણીનું હિત ઇચ્છનારા સઘળા લોકો એ કૉન્ફરન્સમાં ભાગ લઈ તેના શુભ હેતુમાં મદદ કરશે. અનુભવી શિક્ષકો અને વ્યવસ્થાપકો તેમાં સારો ભાગ લે એ ઇચ્છવા સરખું છે. જેમને એ બાબતની વિશેષ ખબર જોઈતી હોય તેમણે ઉત્તર ભાગના મહેરબાન ઇન્સ્પેક્ટર સાહેબને લખવું.

---

વળી આ અંકમાં હમે મહેરબાન ડિરેક્ટર સાહેબના નં. ૨૦૫૧ તા. ૨૮-—૧૯૦૦ ના ઇંગ્રેજી પત્રનું ભાષાન્તર પ્રસિદ્ધ કરીએ છીએ. સને ૧૮૯૩

પહેલાં ટ્રેનિંગ કૉલેજના અથવા બીજા કોઈ સેકન્ડ ગ્રેડ ડ્રૉઇંગમાં પાસ થયેલા ઉમેદવારો ડ્રૉઇંગ શિક્ષકની પરીક્ષા છૂટથી આપી શકતા હતા, અને તે મુજબ કોઈ કોઈ માણસોએ તે પરીક્ષા આપી પણ હતી. એ વરસમાં ડ્રૉઇંગની પરીક્ષાને લગતા નવા ધારા થયા, તેમાં એમ ઠરાવવામાં આવ્યું, કે ડ્રૉઇંગ શિક્ષકની પરીક્ષા આપનારે પોતાનાં ડ્રૉઇંગોની સાથે તે સમ્બન્ધી ઇંગ્રેજી ભાષામાં નોધ લખીને પરીક્ષકને રજુ કરવી. આ ધારો થવાથી ઇંગ્રેજી નહિ જાણનાર વિદ્યાર્થીઓને એ પરીક્ષામાં જવાનું બન્ધ થઈ ગયું. હમે એ ધારા સામે સખ્ત વાંધો લીધો હતો, પણ તે વખત એ ઉપર કાંઈ લક્ષ આપવામાં આવ્યું નહોતું. પરન્તુ હવે મહેરબાન ડિરેક્ટર સાહેબે સદરહુ નોધ દેશી ભાષામાં લખવા દેવાની છૂટ આપી છે તે જણાવવાને હમને બહુ ખુશી ઉપજે છે. આથી ટ્રેનિંગ કૉલેજોમાં રહીને સેકન્ડ ગ્રેડ ડ્રૉઇંગની પરીક્ષામાં પાસ થયેલા વિદ્યાર્થીઓ ડ્રૉઇંગ શિક્ષકની પરીક્ષા આપી શકશે, અને તેથી તેમને ફાયદો થવા ઉપરાન્ત ગુજરાતી નિશાળોને ઓછે પગારે સારા ડ્રૉઇંગ શિક્ષકો મળી શકશે. હમે ઉમેદ રાખીએ છીએ કે તેવા ઘણા વિદ્યાર્થીઓ ડ્રૉઇંગ શિક્ષકની પરીક્ષા આપશે. તે બાબતના ઇંગ્રેજી ધારા તા. ૧૪ મી ઓગસ્ટ સને ૧૮૯૩ ના મુમ્બઈ સરકારી ગેઝીટમાં, અને તેમનું ભાષાન્તર માહે નવેમ્બર સને ૧૮૯૩ ના શાળા પત્રમાં માલુમ પડશે.

---

લન્ડનના સ્કૂલ બોર્ડે પોતાની નિશાળોના શિક્ષકોને બાળકોની આંખો તપાસવા માટે નીચે મુજબ હુકમ કાઢ્યો છે:—

"છોકરાની નિશાળોનાં, છોકરીઓની નિશાળોનાં, મિશ્ર શાળાઓનાં, અને બાળ શાળાઓનાં મોટાનાં છોકરાંની આંખો વરસમાં એક વખત તપાસવી. આ માટે મહેતાજીઓને પરીક્ષા કરવાના અક્ષરેવાળાં બે મોટાં કાર્ડ પૂરાં પાડવામાં આવ્યાં છે, એક ટૂંકી નજરવાળા માટે, અને બીજું લાંબી નજરવાળા ( એટલે ઝીણી વસ્તુ નહિ દેખનાર ) માટે. એ કાર્ડનો કેવી રીતે ઉપયોગ કરવો તે તેમના ઉપર છાપેલું છે. મહેતાજીઓએ એ કાર્ડ બહુ સમ્ભાળથી રાખવાં, અને જ્યારે તેમનો ઉપયોગ કરવો હોય ત્યારે જ બહાર કાઢવાં. સારા અજવાળામાં જ તેમનો ઉપયોગ કરવો. છોકરાંની આંખો તપાસતાં જેઓ પરીક્ષામાં બરાબર ન ઉતરે તેમની ગિરદ કે બારી-

ઓ બનાવવી. એક યાદીમાં જેમની આંખો થોડી બગડી હોય તેમનાં, અને બીજીમાં જેમની આંખો બહુ બગડી હોય તેમનાં નામ લખવાં. જેમની આંખો વધારે બગડી જણાય તેવાં છોકરાંનાં મા બાપોને તેમને નેત્ર વૈદ્યોને બતાવવાની સલાહ આપવી, કે તેમને સારૂ ઘટતાં ચશ્માં ખરીદ કરવામાં આવે.

" બીજી યાદીનાં (એટલે આંખો વધારે બગડી હોય તેવાં) બધાં છોકરાંને હમેશ પહેલી હારમાં બેસાડવાં. પહેલી યાદીમાંનાં છોકરાંને જગા હોય ત્યાં સુધી પહેલી હારમાં બેસાડવાં, અને ત્યાં જગા ન હોય તો બીજી હારમાં બેસાડવાં.

" છોકરાંને ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવે ત્યારે નીચલા વર્ગના શિક્ષકે ઉપલા વર્ગના શિક્ષકને બન્ને યાદીઓમાંનાં નામ ઉતારી આપવાં.

" કન્યા શાળાના અને બાળ શાળાના શિક્ષકોએ શીવણ કામ ચલાવતાં સંભાળ રાખવી કે છોકરાંની આંખો બગડે નહિ. તે કામ વખત તેમને પૂરતા અજવાળામાં બેસાડવાં, અને કેળવણી ખાતાએ ઠરાવ્યા કરતાં વધારે ઝીણું કામ કરાવવું નહિ. શીવણમાં દર ઇન્ચે કેટલા ટાંકા ભરાવવા એ કેળવણી ખાતાએ શીવણ કામનાં ધોરણોમાં ઠરાવ્યું છે."

---

ઇંગ્લાન્ડનું એજ્યુકેશનલ ટાઇમ્સ પત્ર લખે છે, કે "ગયા જાનેવારી માસમાં સઘળા પ્રકારના શિક્ષકો એક વાર ફરીથી ખૂબ કામમાં લાગ્યા હતા. એ માસમાં સઘળી જાતનાં કોન્ફરન્સો થયાં હતાં. હેડ માસ્તરો, હેડ-મિસ્ટ્રેસો, આસિસ્ટંટ માસ્તરો, આસિસ્ટંટ મિસ્ટ્રેસો, પ્રાથમિક શિક્ષકો, બીજા દરજ્જાના શિક્ષકો, કોલેજો, અને સમાજો, સઘળાં વિચાર કરવામાં, ચર્ચા કરવામાં, દરખાસ્તો કરવામાં એટલાં રોકાયાં હતાં, કે નાતાલની રજામાં તેમને પૂરો આરામ મળ્યો હશે કે કેમ તે બાબત શંકા રહે છે. આટલા બધા ઉદ્યોગની કેટલાક લોકો મશ્કરી બનાવે છે, અને એક લખનાર પૂછે છે, કે 'શિક્ષકો શિખવે છે કે વાતો કરે છે ? અને વાતો કરવા આડે તેમને વર્ગમાં શિખવવાનો વખત રહે છે કે કેમ ?' ખરું જોતાં શિક્ષકો શિખવવાને બદલે વાતો કરતા નથી, પણ શિખવવાના વખતની

**વચમાં** વાતો કરે છે. તેઓ વાતો કરે છે તેનું કારણ એ છે કે તેમના કામને લગતી સ્થિતિ સુધરે, અને શિક્ષણના ધન્ધાની ખામીઓ દૂર થાય. ખરેખર શિક્ષકો આ બાબત દરકાર નહિ રાખે, તો આ દેશની કેળવણી માટે બહુ આશા રાખવા જેવું નથી, કારણ કે લોકોનો ઘણો ભાગ તે વિષે બેદરકાર છે. શિક્ષકો દરકાર રાખે છે, તેથી જ તેઓ પોતાનો આરામ ખોઈને જાનેવારીમાં વાતો કરે છે."

આપણા શિક્ષકો આટલી દરકાર રાખે છે ? તેઓ થોડાં વરસ ઉપર કાંઈક જાગ્યા હતા, પણ તેમને પાછી ઊંઘ આવી ગઈ છે.

---

એડિનબર્ગના બીજા દરજ્જાના શિક્ષકોની સમાજ રૂબરૂ દાકતર જે. સ્ટ્રાકને "આરોગ્યતા અને ઘેર કરવાના પાઠ" વિષે નિબન્ધ વાંચ્યો હતો. તેમાં તે કહે છે, કે "છોકરાંને ઘેરથી કરી લાવવાને પાઠ આપવા એ બહુ નુકસાનકારી છે અને તે બન્ધ થવું જોઈએ. ઘેર કરવાના પાઠ આપવાથી નિશાળ માટે જે લાંબો વખત નીમ્યો છે તેમાં એક એ કે વધારે કલાકોનો વધારો થાય છે. વળી ઘેર આપેલા પાઠ ઘણું કરીને રાત્રે કરવા પડે છે, તે વખતે બાળકો કામ કરવા જેવી સ્થિતિમાં હોતાં નથી, અને કુદરતની વિરૂદ્ધ જઈ તે રાત્રે કરવાથી ભારે નુકસાન થાય છે. નિશાળના કામ ઉપરાન્ત ઘેર પાઠ કરાવવાથી બાળકોની તનદુરસ્તી બગડે છે, અને તેમની આંખો પણ ખરાબ થાય છે. હાલમાં મગજ ઉપર વધારે બોજો નાખવાથી ગાંડપણના બનાવ વધવા લાગ્યા છે તે તરફ લાગતા વળગતાઓએ લક્ષ આપવાની જરૂર છે."

---

# યૂરોપની શાળાઓ.

( ચાલુ પાને ૨૦૦ થી. )

## ૧૮. આખી પ્રજા નિશાળ.

જર્મનીમાં જુદી જુદી કેળવણીની તથા શાસ્ત્રીય સંસ્થાઓ એક બીજાને જે મદદ કરે છે તે હું જોઉં છું ત્યારે ત્યાંની નિશાળો માટે મ્હારો મત ઘણો જ ઊંચો થતો જાય છે. રાઇન નદી પર આવેલા ડુસલ્ડોર્ફ

નગરમાં સામાન્ય શાળાઓને તેમ જ છોકરા છોકરીની હાઈસ્કૂલોને સાંની ચિત્ર શાળા, ચિત્ર સંગ્રહ, પ્રાણી સંગ્રહ, વનસ્પતિ શાસ્ત્રને લગતો બાગ, વેધ શાળા, પુસ્તક શાળાઓ, કસરત મંડળો, અને નાટક શાળા, ટૂંકામાં નિશાળના કામમાં મદદ કરી શકે તેવી બધી સંસ્થાઓ સાથે નિકટનો સમ્બન્ધ છે. છોડો વિષે પાઠ આપવાના હોય છે ત્યારે વનસ્પતિ શાસ્ત્રના બાગમાંથી છોડ મંગાવવામાં આવે છે. પ્રાણીઓના સંગ્રહ સ્થાનમાં વર્ગોને પ્રાણીઓનું અવલોકન કરવા માટે જવાને અમુક કલાક મુકરર કરવામાં આવ્યા છે, અને તે બદલ કાંઈ ફી લેવામાં આવતી નથી. ડ્રોઇંગ કલાસો ચિત્ર સંગ્રહ જોવા જાય છે, અને ત્યાં ઉપલા વર્ગોનો શિક્ષક દર મહિને એક ખાસ પાઠ આપે છે. નિશાળના ઉપરીની ચિઠ્ઠી રજુ કરેથી વિદ્યાર્થીઓને પુસ્તક શાળામાંથી વાંચવા માટે મફત પુસ્તકો મળે છે. સાહિત્યના વર્ગો શિક્ષક સાથે નાટક શાળામાં જાય છે, અને ત્યાં પ્રાચીન ગ્રીક સમયનાં નાટકો જુએ છે. નિશાળોમાં જે પદાર્થ સંગ્રહો છે, તે અરસપરસ એક બીજાને ઉપયોગ માટે આપવામાં આવે છે. ગામના સંગ્રહ સ્થાનમાંથી પણ શિક્ષણ માટે પદાર્થો ઉછીતા મળી શકે છે. એ રીતે નિશાળને મદદ કરી શકે તેવી બહારની સઘળી સંસ્થાઓ શિક્ષણના કામમાં મફત સહાય આપે છે.

જર્મની વિષે જેમ હું વધારે માહિતી મેળવું છું, તેમ જાણે આખી પ્રજા એક કેળવણીનું સ્થાન હોય તેવું મ્હને ભાસે છે. નિશાળોનાં છોકરાં માટે દેવળોમાં ખાસ જુદી બેઠકો રાખેલી હોય છે; નાટક શાળાઓ તેમને માટે પ્રાચીન સમયને લગતા ખાસ ખેલો કરે છે; બાગો અને વાડીઓ જોવા જવાની તેમને છૂટ હોય છે; તેમની રમવાની જગામાં ફૂલો વાવવામાં આવે છે; તેમના ઉપયોગ માટે ખાસ કસરત શાળાઓ બાંધેલી છે; ટૂંકામાં, કેળવણીને ઊંચા પાયા પર મૂકવાને તથા તેનો ચેપ વધારવાને બની શકે તેટલા બધા પ્રયત્નો કરવામાં આવ્યા છે. આપણે અમેરિકનોએ આ "જંગલીઓ" પાસેથી હજી ઘણું શીખવાનું છે.

---

## ૧૯. પ્રાણી વિષે પાઠ.

જર્મનીની એક નિશાળના ૭મા વર્ષના વર્ગમાં મ્હેં એક પાઠ જોયો

તે નમૂના લાયક હતો. મ્હને સંક્ષિપ્ત લેખન આવડતું નથી, એટલે હું આખો પાઠ શબ્દે શબ્દ ઉતારી શકયો નથી. મ્હને યાદ રહી છે તે મુજબ હું પાઠની મુખ્ય મુખ્ય ઇબારત આપું છું. પાઠની રચના કદી ચમત્કારિક ન લાગે તો તેમાં મ્હારી ખામી છે; પાઠમાં ખામી નહોતી. મ્હને લાગે છે કે પાઠના કેટલાક અગત્યના ભાગ મ્હારી નોંધમાં આવી શક્યા નથી.

પાઠ ઔરંગ ઉટંગ અને બીજાં વાંદરાં વિષે હતો. શિક્ષકે ઓરંગ ઉટંગનું એક મ્હોટું ચિત્ર બતાવ્યું, અને કહ્યું, કે ગઈ કાલે વખત ઓછો હોવાથી આપણે આ સમ્બન્ધી બહુ જ થોડી વાત કરી હતી; તે વખત જે વાત થઈ હતી તે કહી જાઓ. એક મંદ જેવો દેખાતો છોકરો બોલ્યો: "ઓરંગ ઉટંગ એક જાતનું વાંદરું છે. તે બીજાં વાંદરાં કરતાં માણસને વધારે મળતું આવે છે. પણ હું ધારું છું કે મળતાપણા કરતાં તફાવતો વધારે છે. 'ઓરંગ ઉટંગ' શબ્દનો વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ 'જંગલનો માણસ' એવો થાય છે. તે વગડામાં રહે છે, અને માણસને મળતું આવે છે, માટે તેનું તેવું નામ પડ્યું છે. તેનામાં બળ બહુ છે, અને તે નિકાળ નુકસાન કરનાર પ્રાણી છે."

શિક્ષક—"આટલી વાત આપણે ગઈ કાલ થઈ હતી. હવે આગળ ચાલીએ, અને ઔરંગ ઉટંગ તથા માણસ વચ્ચે જે મળતાપણું અને તફાવતો છે તે ખોળીએ."

એક વિદ્યાર્થી—"તેનો ચ્હેરો ઘરડા માણસના જેવો જણાય છે." (કાળા પાટીઆ પાસે જઈને 'મળતાપણા' ના મથાળા નીચે લખે છે કે, 'ઘરડા માણસ જેવો ચ્હેરો દેખાય છે.')

શિ.—"આ ચિત્ર ઉપરથી સ્પષ્ટ જણાય છે, કે તેમાં કાટેલું ઔરંગ ઉટંગ જુવાન હોવું જોઈએ; કારણ કે તે વાંદરું જેમ ઘરડું થતું જાય છે તેમ તેનાં જડબાં બહાર નીકળતાં જાય છે, અને તેનું કપાળ પાછું હટતું જાય છે. તેથી ઘડપણમાં તે માણસ કરતાં વિકાળ પશુના જેવું વધારે દેખાય છે. આ હકીકત ફરી કહી બતાવો."

બીજો વિ.—"જ્હોને કહ્યું કે આ ચિત્રમાંનું ઔરંગ ઉટંગ ઘરડા માણસ

જેવું જણાય છે. એટલે તે જુવાન હોવું જોઈએ, કારણ કે ઘડપણમાં તે વિકાળ પશુ જેવું જણાય છે."

શિ.—"કાળે કરીને તેના ચ્હેરામાં શા ફેરફાર થાય છે?"

વિ.—"તેનાં જડબાં બહાર નીકળે છે, અને તેનું કપાળ પાછું હઠે છે." (પાટીઆ પાસે જાય છે, અને લખે છે કે 'ઉમ્મર થતાં જડબાં અને કપાળમાં ફેર પડે છે.')

શિ.—"બીજું શું જોવામાં આવે છે?"

વિ.—"તે શરીરે વાળ ઊગેલા માણસ જેવું દેખાય છે; પણ માણસના વાળ બહુ ટૂંકા હોય છે અને ઘણા દેખાતા નથી, અને વાંદરાનું શરીર રૂવાં જેવા વાળથી ઢંકાયેલું હોય છે." (પાટીઆ પાસે જઈ તે પર ઘટતી નોંધ કરે છે.)

બીજો વિ.—"તેના શરીરના કેટલાક ભાગ વાળથી ઢંકાયલા નથી, જેવા કે કાન, હથેલી, વગેરે. આ બાબતમાં પણ તે માણસને મળતું આવે છે." (પાટીઆ પર નોંધ કરે છે.)

ત્રીજો વિ.—"મ્હેં કોઈ ઠેકાણે વાંચ્યું છે કે આ વાંદરાના દાંત બરાબર માણસના દાંત જેવા હોય છે."

શિ.—"તમે એ વાત કહી એ સારું કર્યું. ત્યારે આપણે આપણા પોતાના દાંત તપાસવાથી આ પ્રાણીના દાંત વિષે અનુમાન કરી શકીશું." (હવે માણસના દાંતનું વર્ણન ચાલ્યું, અને તેમનું કદ, તેમના પ્રકાર, તેમનો ઉપયોગ, તે કેવી રીતે ઊગે છે એ વગેરેની ચર્ચા થઈ. છોકરાંને ઇન્દ્રિય વિજ્ઞાનનું તથા આરોગ્ય વિદ્યાનું કેટલુંક જ્ઞાન હતું તે આથી માલૂમ પડ્યું.)

"ત્યારે વળી ઑરંગ ઉટંગ અને માણસ વચ્ચે એક બીજી બાબતમાં આપણે મળતાપણું જોયું. તે કઈ બાબતમાં?"

વિ.—"તેને માણસના જેવા બધા પૂરા દાંત હોય છે." (પાટીઆ પર નોંધ કરે છે.)

બીજો વિ.—"ચિત્ર ઉપરથી ઑરંગ ઉટંગનું કદ કેવડું છે તે કહી શકાતું નથી. તે કેટલું હશે?"

શિ.—"ચૌદ વરસના છોકરા કરતાં તે કદી મ્હોટું થતું નથી, પણ તેનું જોર ઘણું વધારે હોય છે. ત્યારે હવે આ વાત ફરીથી બોલો, અને પાટીઆ પર નોંધ કરો." (તે મુજબ કરવામાં આવ્યું.)

શિ.—"અત્યાર લગી જે વાત થઈ તે બધી હવે એક જણ સમ્બન્ધ પૂર્વક કહી જાઓ". (એ મુજબ કરવામાં આવ્યું, અને વર્ણન કરનારે ભાષાની જે ભૂલો કરી તે તરત સુધરાવવામાં આવી. આ સમ્બન્ધ પૂર્વક વર્ણન એક બીજા છોકરાએ ફરીથી કરી બતાવ્યું.)

વિ.—"આ ચિત્ર પરથી જણાય છે, કે ઑરંગ ઉટંગના હાથ ઘણા લાંબા છે." (પાટીઆ પર નોંધ કરે છે.)

બીજો વિ.—"તેના પગ હાથ જેવા છે."

શિ.—"ખરી વાત. તેને ચાર હાથ છે. પણ હાથ અને પગ વચ્ચે શો તફાવત હોય છે?"

વિ.—"હાથનો અંગુઠો આંગળીઓની સામે રહીને હાલચાલ કરી શકે છે, તેથી હાથ કાંઈ વસ્તુ પકડી શકે છે. પગનો અંગુઠો તેમ કરી શકતો નથી."

શિ.—"ત્યારે હાથનું લક્ષણ શું છે?"

વિ.—"હાથ પકડી શકે છે; પગ પકડી શકતો નથી."

શિ.—"આ વાંદરું પોતાના હાથ પર ચાલે છે; કોઈ વાર પાછલા હાથ પર ઊભું ચાલે છે. કેટલીક વાર, ખાસ કરીને જ્યારે ઉતાવળ હોય છે, ત્યારે તે ચારે હાથ પર ચાલે છે. આ હકીકત ફરી બોલો." (જ્યારે જ્યારે શિક્ષક કાંઈ નવી હકીકત કહેતો, અથવા કોઈ વિદ્યાર્થી નવી વાત ખોળી કાઢતો, ત્યારે ત્યારે વિદ્યાર્થીઓને તે ફરી બોલવી પડતી.)

વિ.—"તેના હાથ ઘૂંટી સુધી પહોંચે છે; આપણા હાથ ટૂંકા છે. ઑરંગ ઉટંગ આગલા હાથથી તેમ જ પાછલા હાથથી પણ વસ્તુઓ પકડી શકે છે."

શિ.—"હા, પણ એક વિચિત્ર વાત એ છે કે કેટલાંક વાંદરાંને બે હાથ હોય છે. એ મુજબ જેમને બે હાથ હોય છે તેમના હાથ પાછલા પગની ઉપર હોય છે, અને તેમના બે પગ આગલા હાથની ઉપર હોય છે. આ હકીકત ફરીથી બોલો."

(તેમ કરવામાં આવ્યું.)

વિ.—"ચિત્ર ઉપરથી દેખાય છે કે આ ઔરંગ ઉટંગને હાથ ઉપર જે વાળ ઊગ્યા છે તે ઉપલી તરફ તથા નીચલી તરફ એમ બે તરફ ઊગેલા છે. એમ કેમ હશે?"

શિ.—"ધ્યાન આપીને હાથ તરફ જુઓ. શું દેખાય છે?"

વિ.—"હાથના ઉપલા ભાગના વાળ નીચલી તરફ ઊગેલા છે, અને નીચલા ભાગના વાળ ઉપલી તરફ ઊગ્યા છે."

શિ.—"એ ઉપરથી તમે શું અનુમાન કાઢો છો?"

વિ.—"તે હાથનો નીચલો ભાગ બહુ વાર ઊંચો કરતું હશે."

શિ.—"હા, હું ધારું છું કે એમ કહેવાને હરકત નથી. હવે જે જે હકીકત અત્યાર સુધીમાં કહેવાઈ તે સમ્બન્ધ પૂર્વક ફરી બોલો."

(એ મુજબ કરવામાં આવ્યું, અને પાટીઆ પર જે નોંધ થઈ હતી તેથી તેમ સરળતાથી થઈ શક્યું. આવું પુનરાવર્તન વારંવાર કરવામાં આવતું હતું, તેથી છૂટક છૂટક કહેલી હકીકત સારી રીતે એકઠી થઈ શકતી હતી.)

શિ.—"ઘણું કરીને ઔરંગ ઉટંગ ટટાર ચાલે છે, પણ તેનાં ઢીંચણો ઉપર ઢાંકણીઓ હોતી નથી, તેથી તે પગ (પાછલા હાથ) ઘસડતું ચાલતું હોય એમ દેખાય છે. તેની પાછળ કોઈ પડે છે ત્યારે તે ઊંચા ઝાડ ઉપર ચઢી જાય છે, અને પાંદડાંમાં સંતાઈ પેસે છે. બીજાં વાંદરાં જેવું તે કૂદવામાં ચતુર નથી, પણ જરા અણઘડ છે. તે ફળ અને પક્ષીઓનાં ઇંડાં ખાય છે. આ ચિત્રમાં તેના હાથમાં લાકડી આપી છે તેના ટેકાથી તે ચાલે છે. ઔરંગ ઉટંગ ઘણું ખરું લાકડી લઈને ચાલતું હશે એમ સમ્ભવે છે, કારણ કે તે લાંબો વખત ટટાર ઊભું રહી શકતું

નથી. તે પોતાનું સ્થાનક ઊંચાં ઝાડ ઉપર બનાવે છે. ત્યાં મજબૂત ડાળીઓ પસન્દ કરીને તે ઉપર ન્હાની ડાળીઓ આડી મૂકે છે, અને નરમ બીછાનું કરવા માટે તે ઉપર પુષ્કળ પાંદડાં ગોઠવે છે. તે બહુ બ્હીકણુ છે, અને બહુ વાર બહાર ફરતું જણાતું નથી. તે બીજા કોઈ સાથે હળતું નથી, અને પોતાનું બીછાનું વારંવાર બદલે છે."

(વિદ્યાર્થીઓને આ નવી હકીકતથી રસ પડ્યો, અને તેમણે તે ફરી કહી બતાવી. કેટલાક વિદ્યાર્થીઓ તે સમ્બન્ધ પૂર્વક ફરી કહી ગયા.)

શિ.—"ઔરંગ ઉટંગ બોર્નિઓ અને સુમાત્રાના બેટોમાં માલુમ પડે છે. (આ બેટો નકશામાં ખોળી કાઢ્યા.) ત્યાંના મૂળ વતનીઓ એમ કહે છે, કે ઔરંગ ઉટંગની ખુશી હોય તો તે વાત ચીત કરી શકે છે, પણ ન્હને બોલતાં આવડે છે એમ જણાઈ જશે તો મ્હારે મજૂરી કરવી પડશે એવી બ્હીકથી તે ચુપ રહે છે. પણ એ વાત માનવા જેવી નથી. યૂરોપીઅનો વધારે ખરી હકીકત જાણે છે. ઔરંગ ઉટંગ માત્ર તીણી ચીસો પાડતું તથા ગુસ્સામાં હોકારા કરતું સાંભળવામાં આવ્યું છે. ત્યાંના લોકો એમ પણ કહે છે, કે એ લાકડીથી હાથીને હાંકે છે, પણ કોઈ યૂરોપીઅને તે જોયું નથી. ઘણું કરીને આ વાતો દંત કથા જેવી જણાય છે. ઔરંગ ઉટંગને યૂરોપની ઠંડી હવા માફક આવતી નથી, અને કોઈ વાર તેને પકડીને વહાણમાં ત્યાં લઈ જવામાં આવે છે તો ઘણું કરીને તે ત્યાં પહોચતા પહેલાં મરી જાય છે. યૂરોપના પ્રાણી સંગ્રહોમાં ઔરંગ ઉટંગ ક્વચિત્ જ જોવામાં આવે છે." (આ નવી હકીકતની પણ પહેલાંની હકીકતની પેઠે પાટીઆ પર નોંધ કરવામાં આવી, તથા તે ફરી સમ્બન્ધ પૂર્વક શુદ્ધ ભાષામાં કહી બતાવવામાં આવી.)

શિ.—"ઔરંગ ઉટંગ અવલોકન કરીને ઝડપથી સમજી શકે છે, તથા ચતુરાઇથી નકલ કરી શકે છે, તેથી જણાય છે કે બીજાં પ્રાણીઓ કરતાં તે ઊંચા પ્રકારનું પ્રાણી છે. એક પ્રાણી સંગ્રહમાં

એક ઔરંગ ઉટંગ હતું. તેને સાંકળથી બાંધી રાખવામાં આવતું હતું, અને તે સાંકળ તાળા વડે એક પાંજરા સાથે સજ્જડ કરવામાં આવતી હતી. સંગ્રહ સ્થાનનો ચાકર નીમેલે વખતે તેની સાંકળ છોડીને તેને ફેરવવા લઈ જતો હતો, તે વખત તે તાળું ઉઘાડતો હતો. ઔરંગ ઉટંગે તેને કૂંચી વાપરતાં જોયો, તેથી એક દહાડો તેણે પોતે એક ન્હાનો લોઢાનો કકડો લઈને તાળું ઉઘાડવાનો પ્રયત્ન કર્યો. આથી જણાય છે, કે તે અવલોકન કરે છે, એટલું જ નહિ, પણ અવલોકન કરેલી વાત યાદ રાખે છે, અને પોતાના જ્ઞાનનો ઉપયોગ કરવાનો પ્રયત્ન કરે છે." ( આ વાતો છોકરાંએ ફરી કહી બતાવી. )

આટલું થયા પછી આખું વર્ણન ફરી ફરી જવામાં આવ્યું, અને તે વખત મુકાબલા માટે બીજાં વાંદરાંની વાત પણ થોડી થોડી થઈ, તથા તેમનાં ચિત્રો બતાવવામાં આવ્યાં. એટલું થયા પછી શિક્ષકે છોકરાંને ઔરંગ ઉટંગ વિષે **નિબન્ધ** લખવાનો હુકમ આપ્યો. મ્હેં તે નિબન્ધો જોવા માગ્યા, અને અલબત તે ઘણા સારા હતા. છઠ્ઠા ધોરણનાં છોકરાં આવી રીતે પાઠ શીખ્યા પછી સારા નિબન્ધ લખે એ નવાઈ જેવું નથી.

સઘળું કામ પૂરું થયા પછી મ્હારે શિક્ષકની જોડે વાત ચીત થઈ તેમાં તેણે મ્હને આ પ્રમાણે કહ્યું: "જેમ માણસ જાતના અથવા કોઈ પ્રજાના ઇતિહાસમાં સઘળું જ્ઞાન અમુક માણસોની આસપાસ એકઠું કરવાની જરૂર છે, એટલે બીજા બોલમાં કહીએ તો **ઇતિહાસની શરૂઆત જન્મ ચરિત્રોથી કરવી જોઈએ**, તેમ કુદરતી વિદ્યામાં પ્રાણીઓ, વનસ્પતિઓ, તથા ખનિજોના જુદા જુદા વર્ગોમાંથી એક એક નમૂનો લઈ તે નમૂનાવાળા વર્ગ સમ્બન્ધી સઘળું જ્ઞાન તેની આસપાસ એકઠું કરવાની જરૂર છે. આ પાઠમાં ઔરંગ ઉટંગને આવા નમૂના તરીકે પસન્દ કરવામાં આવ્યું છે. હવે જ્યારે વિદ્યાર્થીઓ બીજી જાતોનાં વાંદરાં જોશે ત્યારે તેમનો ઔરંગ ઉટંગ સાથે મુકાબલો કરી શકશે, અને તેમની વચ્ચેના તફાવત વિષે અનુમાન કરશે. આ મુજબ અમુક ચોક્સ જ્ઞાન મળ્યા પછી તેની સાથે નવા જ્ઞાનનો સમ્બન્ધ જોડવાથી બહુ લાભ

થાય છે. સામાન્ય શાળામાં કુદરતી વિદ્યા જન્મ ચરિત્રો જેવી હોવી જોઈએ. મૂળતત્ત્વો કરતાં વધારે શિખવવાનો હમને વખત નથી, અને હમારી પાસે સાધનો પણ નથી. વ્યવસ્થિત શાસ્ત્રીય જ્ઞાન ઊંચા પ્રકારની નિશાળોમાં અપાવું જોઈએ."

---

# परचूरण सूचनाओ.

( ચાલુ પૃષ્ઠ ૨૦૮ થી. )

**પદાર્થ પાઠો**—બાળ વર્ગમાં તથા ઉપલા વર્ગોમાં સામાન્ય જ્ઞાનના પાઠ આપવાના હોય છે. તે સમ્બન્ધી સામાન્ય નિયમ એવો હોય છે કે વરસની શરૂઆતમાં વીસ પચીસ પાઠની યાદી બનાવવી, અને બાળકના મગજ ઉપર બરાબર ઠસે તે માટે વરસમાં બે ત્રણ વખત તેના તે પાઠ ફરી ફરીને આપવા. ફરી ફરીને તેના તે પાઠ આપવાથી કંટાળો ઉપજવા જેવું થાય છે, પણ જુદા જુદા પાઠના પદાર્થોને બીજી વારના પાઠોમાં એકઠા કરવાથી તેમના વચ્ચે સારો સમ્બન્ધ જોડાશે, તે ઉપર નવું અજવાળું પડશે, અને કંટાળો આવશે નહિ. દાખલા તરીકે એમ ધારો કે વરસની શરૂમાં પદાર્થ પાઠોની નીચે મુજબ યાદી બનાવી છેઃ—

પ્રાણીઓ—ગાય, ઘેટું, કુતરું, ઘોડો, હાથી, ઊંટ, ભેંશ.

પદાર્થો—ચોખા, ઘઉંનો લોટ, ચાહા, ઊન, ખાંડ, ઇ.

પરચૂરણ—આગગાડીનું સ્ટેશન, એન્જીન, ગામ, બજાર, પક્ષીઓનાં પીછાં, પ્રાણીઓના વાળ.

એક વાર આ પાઠો આપ્યા પછી બીજી વાર આપવાનો પ્રસંગ આવે ત્યારે નીચે મુજબ તેમને એકઠા કરી શકાશેઃ—

૧. "આપણને દૂધ ક્યાંથી મળે છે?"—આ પાઠમાં ગાય અને ભેંશની વાત આવશે. કેટલાક લોકો ઘેટી તથા ઊંટડીનું દૂધ પણ વાપરે છે.

૨. "ભાર વહેનાર પ્રાણીઓ"—આમાં ઘોડા, ઊંટ, અને હાથીની વાત આવશે. કોઈ કોઈ દેશમાં કુતરા પણ ગાડીઓ તાણે છે.

૩. "આપણે સવારમાં શું પીએ છીએ?"—આમાં ચાહા અને જુવની

વાત આવશે. તેના ભેગી ખાંડ, દૂધ, વગેરેની પણ વાત થશે.

૪. "રોજ મા શું રાંધે છે?"-આમાં રોટલી-અને ભાતની વાત કરતાં ઘઉંના લોટ તથા ચોખાની વાત આવશે.

૫. "આપણાં લૂગડાં શેનાં થાય છે?"—આમાં રૂની તથા ઘેટાના ઉનની વાત આવશે. કેટલેક ઠેકાણે ચામડાં અને વાળનો પણ ઉપયોગ થાય છે. કેટલાક લોકો ટોપીઓ વગેરેમાં પીછાં ઘાલે છે.

૬. "બાપા સાથે ખરીદી કરવા ગયા"—આમાં ગામ, બજાર, વગેરેની વાતો આવશે. ઉપરના પાઠોમાં આવેલી જુદી જુદી વસ્તુઓ કયાં કયાં મળે છે તે પણ આવશે.

૭. "મ્હોટા ભાઈ સાથે ગામ ગયો"—આમાં સ્ટેશન, આગ ગાડી, એન્જીન, વગેરેની વાત આવશે.

આ મુજબ પાઠોને જુદી જુદી રીતે એકઠા કરવાથી તેમનામાં નવો જીવ આવશે, અને પહેલાં શીખી ગયેલી વસ્તુઓની વાતો ફરી ફરી આવવા છતાં કંટાળો આવશે નહિ. વળી જુદી જુદી વખત તેની તેજ વસ્તુઓની જુદી જુદી બાબતો પર ખાસ ધ્યાન અપાશે. ઊંટ વિષેના પહેલી વારના પાઠમાં જાણે તેના શરીરની રચના અને તેથી મુસાફરીમાં પડતાં દુઃખો સહેવાની શક્તિ વિષે કહેવામાં આવશે, તો બીજી વારના પાઠમાં તે કેવા પ્રકારના મુલકમાં ઉપયોગી થઈ પડે છે તથા ઘોડામાં અને તેમાં શો ફેર છે તે જણાવાશે. આ રીતે વારંવાર વિગતોમાં થોડો ફેરફાર કરી શકાશે.

**બીજી નિશાળોની મુલાકાત**—એક મહેતાજી લખે છે, કે ઇન્સ્પેક્ટરે હમારી નિશાળ તપાસી તે વખત હમારા વ્યવસ્થાપકોને સૂચના કરી, કે શિક્ષકોને વખતે વખત આસપાસનાં ગામોની નિશાળો જોવા જવાની રજા આપવામાં આવશે, તો બીજે ઠેકાણે ચાલતી પદ્ધતિઓનો તેઓ પોતાની પદ્ધતિ સાથે મુકાબલો કરી શકશે, અને તેથી નિશાળના કામને ઘણો લાભ થશે. વ્યવસ્થાપકોને પણ આ વાત પસન્દ પડી, તેથી તેમણે દર મહિનાના છેલ્લા શુક્રવારે હમારી નિશાળ બન્ધ કરીને હમને આસપાસની નિશાળો જોવા જવાની પરવાનગી આપી છે. આથી નવા શિક્ષકોને ખસુસ લાભ થવાનો સમ્ભવ છે.

**નમૂનાના** પાઠ—નિશાળમાં નવા અથવા ઓછી આવડવાળા શિક્ષકો હોય તેમની રૂબરૂ મુખ્ય મહેતાજીએ તથા ઉપલા અનુભવી આસિસ્ટંટોએ વખતે વખત પાઠ આપવા. આથી નવા માણસોને પોતાનું કામ કેમ કરવું તે માલૂમ પડશે. આ પાઠો વારા ફરતી બધા વિષયો ઉપર આપવા.

---

# सामान्य ज्ञानना पाठ.

( ચાલુ પૃષ્ઠ ૨૧૧ થી. )

## પાઠ ૧૭ મો.

### લાહી અને ખેળ.

આ પાઠ શિખવતી વખતે જોઈતી વસ્તુઓ—ઘઉંનો તથા ચોખાનો લોટ, પાણીનું વાસણ, વાડકી, સગડી, અને દેવતા.

શિક્ષકે નીચે મુજબ પાઠ શિખવવોઃ—

" છોકરાં, પહેલાં તમે રોટલી વિષે શીખી ગયા છો તો કહો કે રોટલી શાની બને છે ? " **ઘઉંના લોટની.**

" ઘઉંના લોટનું બીજું શું શું બને છે ? " **લાડુ, લાપશી, શીરો, વગેરે જમણની ચીજો.**

" ચોખાનો લોટ શા ખપમાં આવે છે ? " **રોટલીના અટામણમાં.**

" ચોખાનો લોટ બીજા કંઈ ખપમાં આવે છે ? " **કોઈ કોઈ લોક તેના રોટલા કરીને ખાય છે.**

" આ સિવાય ઘઉંના તથા ચોખાના લોટનો બીજો કંઈ ઉપયોગ તમે જાણો છો ? " **ના સાહેબ.**

" જુઓ, હું આ વાડકીમાં થોડો લોટ નાખું છું, અને તે લોટ બરાબર પલળે તે કરતાં થોડું વધારે પાણી તેમાં રેડું છું. પછી તે વાડકી દેવતા પર મૂકી તેમાંનો પદાર્થ ખદ ખદે ત્યાં સુધી રહેવા દઉં છું. ત્યાર પછી વાડકી નીચે ઉતારું છું.

"મગન, હવે તમે આ પદાર્થમાંથી થોડો લઈ બે આંગળી વચ્ચે રાખી જુઓ. ને કેવો લાગે છે ? " **ચીકણો.**

"તમે આવો પદાર્થ કદી જોયો છે?" **સાહેબ, આ તો લાહી બની.**

"લાહી શા કામમાં આવે છે?" **ભીંત, પાટી, વગેરે પર કાગળ ચોટાડવાના.**

"એવી જ રીતે ચોખાના લોટની પણ લાહી બનાવી શકાય *

"હવે જુઓ, આ વાડકીમાંથી લાહી કાઢી નાખું છું, અને તેમાં થોડો ચોખાનો લોટ નાખું છું. પછી આ લોટમાં એટલું પાણી રેડું છું કે મિશ્રણનું પ્રવાહી રૂપ બને છે. ત્યાર પછી વાડકીને દેવતા પર મૂકું છું, અને તેમાંનો પદાર્થ ઉન્હો થવા દઉં છું. હવે હું વાડકી નીચે ઉતારું છું, અને તે પદાર્થને એક લૂગડામાં ગાળી નાખું છું.

"આ ગાળેલા પદાર્થને તમે ઓળખી શકો છો?" **ના સાહેબ.**

"આ પદાર્થને ખેળ કહે છે. ખેળ શા ઉપયોગમાં આવે છે?" **સાહેબ, તે લૂગડાં નિખારવાના કામમાં આવે છે.**

"લૂગડાંને શા માટે નિખારે છે?" **સાહેબ, નિખારવાથી તે અક્કડ બને છે, અને તે પર ધૂળ કચરો જલદીથી ચોટતાં નથી.**

ખેળ ઘઉં તથા કચૂકાના લોટની પણ બને છે. વળી જુદા જુદા દેશોમાં ખેળ બનાવવાની જુદી જુદી રીત છે. આ હકીકત શિક્ષકે છોકરાંને કહેવી. વખત મળે તો ખેળ બનાવવાની જુદી જુદી રીત સમજાવવી. છેવટે પાઠનું પુનરાવર્તન કરવું.

---

## પાઠ ૧૮ મો.

### ગુંદર અને સરેસ.

આ પાઠ શિખવતી વખતે જોઈતી ચીજો—ગુંદર, સરેસ, શગડી, દેવતા, પાણી, લોઢાનું કડિયું, તથા લાકડાની ચીપો.

શિક્ષકે નીચે મુજબ પ્રશ્નોત્તરથી પાઠ શિખવવો:—

---

* શિક્ષકે ચોખાના લોટની લાહી કરી બતાવવી.

" ગયો પાઠ શા વિષે હતો?" **લાહી અને ખેળ વિષે.**

" લાહી શા ખપમાં આવે છે?" **કાગળ ચોઢવાના.**

" કાગળ ચોઢવામાં માત્ર લાહી વપરાય છે કે?" **સાહેબ, ગુંદર પણ વપરાય છે.**

" લો આ ગુંદરનો ગાંગડો, અને તે વતી આ કાગળ ચોટાડો." **સાહેબ, ગુંદરને પાણીમાં પલાળવો પડશે.**

" ગુંદર કેમ થાય છે તે વિષે તમે કાંઈ જાણો છો?" **સાહેબ, તે કેટલાંક ઝાડના થડ પર બાઝે છે.**

" હા, બાવળ, આંબો, વગેરે ઝાડોના થડમાંથી રસ નીકળે છે, તે સકાવાથી ઉપર બાઝે છે. આ રસ તે ગુંદર. ગરીબ લોકો આ રસ ઝાડ પરથી ઉખેડી લાવી બજારમાં વેચે છે.

" ત્યારે આપણે લાહી કે ગુંદર વતી કાગળ ચોઢીએ છીએ. પણ આ લાકડાની બે ચીપો છે, તેમને જોડી દેવી હોય તો શું કરીશું?

" તમે કોઈ જાણતા નથી તો લો હું તમને કહું. આવી વસ્તુઓને જોડી દેવાને આપણે સરેસ વાપરીએ છીએ.

" લો આ સરેસનો કડકો, અને તે વડે આ લાકડાની બે ચીપોને જોડી દો." **સાહેબ, તે નહિ જોડાય.**

" હા, તેમ કરવાને સરેસને ઉન્હો કરવો પડશે. જુઓ હું આ સરેસના કડકાને લોઢાના કોડિયામાં નાખી તેમાં થોડું પાણી રેડી તે કોડિયું સગડી પર મૂકું છું. જુઓ હવે સરેસના રૂપમાં શો ફેરફાર થાય છે?" **સાહેબ, તે ઓગળી જાય છે.**

" છગન, હવે તમે આ સરેસનો રસ એક લાકડાની ચીપ ઉપર લઈ આ એક બીજી ચીપ ઉપર ચોપડો, અને તે ચીપ ઉપર તમ્હારા હાથમાંની ચીપ મૂકીને દાબો. થોડો વખત રહેવા દઈ જુઓ કે શું થાય છે?" **સાહેબ, આ બન્ને ચીપો સજડ થઈ ગઈ.**

" સરેસ શાનો બને છે તે તમે જાણો છો?" **ના સાહેબ.**

" ત્યારે સાંભળો. ખરીઓ, શિંગડાં, અને ચામડીને લાંબો વખત

દેવતા પર રાંખવાથી તેમાંથી રસ નીકળે છે. આ રસ સૂકાય છે ત્યારે આવો સરેસ થાય છે.

આવી રીતે શિખવ્યા પછી શિક્ષકે પાઠનું પુનરાવર્તન કરવું.

---

# જર્મનીની શાળાઓ.

( ચાલુ પૃષ્ઠ ૨૧૪ થી. )

" જર્મનીની નિશાળોમાં ઇતિહાસ અને ભૂગોળ સાથે શિખવાય છે. આઠ વર્ષની ઉમ્મરે છોકરાં ભૂગોળનો અભ્યાસ શરૂ કરે છે. તેમને આજુ બાજુના પ્રદેશના કુદરતી દેખાવો જેવા કે ખેતરો, મેદાનો, ટેકરા ટેકરીઓ, નદી નાળાં, વગેરેનું અવલોકન કરવાને ગામ બહાર લઈ જવામાં આવે છે. મ્હોટી ઉમ્મરનાં છોકરાંને કોઈ કોઈ વખત ઘણે દૂર લઈ જવામાં આવે છે. છોકરાં પોતાની મુસાફરીમાં જે જે જુએ છે તેનો નમૂનો લે છે, અને તે નમૂના ઉપરથી જોયેલા પ્રદેશનો નકશો બનાવે છે. આથી કોઈ પણ દેશની ભૂગોળ શીખતા વખતે તેમને તે દેશના નકશામાં સારી સમજ પડે છે. વળી આવી રીતે કુદરતી દેખાવોનું અવલોકન કરવાથી પોતાની જન્મભૂમિનું સૌન્દર્ય જેમ જેમ તેમની નજરે વધારે પડતું જાય છે તેમ તેમ તેના પર તેમની ચાહના વધતી જાય છે. વર્ગમાં શિક્ષક ભૂગોળનો પાઠ વાર્તા રૂપે શિખવે છે. આ પાઠ ધ્યાન દઈને સાંભળ્યા પછી છોકરાં પ્રથમ બોલી જાય છે અને પછી લખી લાવે છે.

" કુદરતી દેખાવોનું અવલોકન કરવાને તેમને બહાર લઈ જવામાં આવે છે તે વખતે તેમને જુદી જુદી જાતનાં પ્રાણીઓ તથા છોડવા સમ્બન્ધી જ્ઞાન આપવામાં આવે છે. જર્મનીના એક ગામમાં એક ગૃહસ્થને ત્યાં મ્હેં ઉન્હાળામાં મુકામ કર્યો હતો. આ ગૃહસ્થની ન્હાની છોકરીને સાથે લઈ હું દર રોજ સાંજે ગામ બહાર ફરવા જતી. આ છોકરીની ઉમ્મર અગિયાર વર્ષની હતી, તો પણ તે ગામની આસપાસ દસ માઇલ સુધીના પ્રદેશમાં ઊગેલા ફૂલના છોડ ઓળખી શકતી. જુદી જુદી જાતના ફૂલના છોડ ક્યાં ઊગે છે, અને તેમને કયી ઋતુમાં ફૂલ આવે છે, તે પણ તે કહી શકતી. કોઈ કોઈ વખત તે ફૂલ તોડવા નીચી નમતી

ત્યારે પ્રથમ તે ફૂલ ઉપર હાથ ફેરવતી, અને તેના વિષે શીખેલી કવિતા બોલતી અથવા ગીત ગાતી. રસ્તામાં તે કોઈ કોઈ ઝાડ બતાવીને તેના ખાસ ગુણ તથા ઉપયોગ સમજાવતી. પક્ષીઓ તથા બીજાં પ્રાણીઓને તે સારી રીતે ઓળખી શકતી.

"એક વખત હું આ છોકરી સાથે ટેનસ જંગલમાં ફરતી હતી ત્યારે હમે ગાયનના મધુર સ્વર સાંભળ્યા. થોડા વખત પછી સામેની ટેકરી પર કેટલાક છોકરા હમારા જોવામાં આવ્યા. બધા છોકરા ટેકરીના શિખર પર એકઠા થયા એટલે શિક્ષકે તેમને આસપાસની જાણવા લાયક જગાઓ બતાવી, તથા તેમાંની કેટલીકનો ઐતિહાસિક સમ્બન્ધ સમજાવ્યો. ત્યાર પછી સૂર્યાસ્તનો સમય થયો હતો માટે બધા છોકરા હાર બન્ધ ઊભા. શિક્ષકે ટોપી ઉતારી અને બધા છોકરાએ માથું નમાવ્યું. પછી બધાએ સાંજની વખતનું ઈશ્વર સ્તુતિનું ગીત સાથે ગાયું. આ દેખાવ ઘણો અસર કારક હતો. આવું શિક્ષણ મ્હેં પહેલ વહેલું જ જોયું અને તેથી મ્હને ઘણો આનન્દ થયો. આ જાતના શિક્ષણથી છોકરાંને જુદા જુદા પ્રકારનું જ્ઞાન મળે છે, એટલું જ નહિ, પણ તેમને ન્હાનપણથી જ ઈશ્વર અને ઈશ્વરી શકિતઓનું ભાન થાય છે. આથી આગળ જતાં તેમની જીન્દગીમાં ઘણો સુધારો થાય છે."

---

# પ્રાણી વર્ણન.

( સાંધણ પૃષ્ઠ ૨૧૭ થી. )

## રાની પાડો.

વર્ગ—કરોડવાળાં. જાત—સ્તનવાળાં. પ્રકાર—વાગોળનારાં.

આ ચોપગા પ્રાણીને હિન્દીમાં ગૌર કે ગૈરી ગાય અને હિન્દુસ્તાનના બીજા ભાગોમાં રાની પાડો, જંગલી પાડો, વગડાઉ બેલ, વગેરે જુદાં જુદાં નામ આપેલાં છે. તેનું શરીર કદાવર અને ભારે છે, અને અવયવો અને પગની ખરીઓ ન્હાની છે. તેના કાન મ્હોટા અને શિંગડાં વાંકાં વળેલાં તથા મૂળ આગળ બહુ ચપટાં છે. તેનાં શિંગડાંની અણીઓ માથા

તરફ વાંકી વળેલી અને પાછળ પડતી છે. આ પ્રાણીના હાડ પિન્જરમાં પાંસળીઓનાં તેર જોડકાં છે, અને તેની પૂંછડી ઘૂંટણ સુધી પહોંચે છે. તેના શરીર પરના વાળ ટૂંકા અને પીઠ પર બહુ આછા છે. નરને જંગલી પાડો અને માદાને જંગલી ભેંશ કહે છે.

રંગ—ઘરડા પાડાના શરીરનો રંગ તદન કાળો છે. માદા તથા બચ્ચાંનો રંગ મુખ્યત્વે કરી શિયાળામાં આછો કાળો થાય છે. તેના પગના ઢીંચણથી તે ખરીઓ સુધીના ભાગ સફેદ અને પેટ આગળનો ભાગ છેક આછા કાળા રંગના છે. આમાંનાં કોઈ કોઈ પ્રાણી ભૂરા રંગનાં હોય છે.

કદ—વાગોળનારાં શિંગડાંવાળાં પ્રાણીઓમાં આ સૌથી મ્હોટું પ્રાણી છે. મ્હોટામાં મ્હોટા પાડા ખભા આગળથી ૭ ફુટ ઊંચા હોય છે. સાધારણ રીતે લેતાં આ પ્રાણી પોણા છ ફુટને આસરે ઊંચું હોય છે. નર કરતાં માદા કદમાં ન્હાની હોય છે. એક કદાવર પાડો સાડા નવ ફુટ લાંબો, તેનું પૂંછડું પોણા ત્રણ ફુટ અને તેના પેટ આગળથી ભરતાં તેના શરીરનો ઘેરાવો આઠ ફુટ હોય છે. માદા પોણા પાંચ ફુટ ઊંચી, સાત ફુટ લાંબી, અને પોણા સાત ફુટના ઘેરાવાવાળી હોય છે. પાડાનાં શિંગડાં સરાસરી દોઢ ફુટ લાંબાં હોય છે. જુદા જુદા ભાગના પાડાનાં શિંગડાં ઓછાં વત્તાં લાંબાં હોય છે.

વસ્તી—આસામ, બ્રહ્મદેશ, મલાયી દ્વીપકલ્પ, અને હિન્દુસ્તાનના દ્વીપકલ્પનાં મ્હોટાં પહાડી જંગલોમાં આ પ્રાણી વસે છે. પૂર્વમાં શિયામ, અને કોચીન ચીન સુધીમાં તે જોવામાં આવે છે. સિલોન અને મલાયાના ટાપુઓમાં આ પ્રાણી જોવામાં આવતું નથી. હિન્દુસ્તાનમાં રાજપીપળા, નર્મદાના કાંઠાના ભાગ, હિમાલયની તળેટીનાં જંગલો, છોટા નાગપુર, ઓરિસ્સા, ઉત્તર સિરકાર, મધ્ય પ્રાન્તો, નિઝામ હૈદ્રાબાદ, માઇસોર, અને પશ્ચિમ ઘાટમાં તેમની વસ્તી છે. ગંગા નદીની પાસેનાં દક્ષિણ તરફનાં ઘાસનાં જંગલોમાં તેમની વસ્તી નથી.

લક્ષણ—ઘણે ભાગે આ પ્રાણી જંગલોમાં અને ઊંચી ઘાસવાળાં મેદાનોમાં રહેવું વધારે પસન્દ કરે છે. પહાડ પાસે હોય કે ન હોય—તેની કાંઈ દરકત તે ગણતાં નથી. પાંચ છથી તે વીસ અને વખતે તેથી એ વધારે પ્રાણીઓનું ટોળું થઈ તે ભેગાં રહે છે. ઘરડા પાડાઓ હમેશાં એક-

લા ફરતા દીઠાવામાં આવે છે, અને જુવાન પાડાઓ બેબે ત્રણ ત્રણનાં ટોળાં થઈ ફરે છે. માદાઓના ટોળામાં મોટા કદાવર પાડા સાથે ફરે છે. ઘણું કરીને આ પ્રાણીઓ વસ્તીવાળા અને ખેડાણ ભાગોથી દૂર જ રહે છે. ખેતરમાં પેઠેલું તે કવચિત્ જ જોવામાં આવે છે. આ પ્રાણીઓનો મુખ્ય ખોરાક ઘાસ છે. કોઈ કોઈ વખત તે અમુક ઝાડની છાલ અને પાંદડાં ખાય છે. વાંસના કુગળા પીલા તેને બહુ ભાવે છે. આખી રાત અને સવારના નવથી તે સાંજના ચાર વાગતા સુધી તે આરામ લે છે અને ઊંઘે છે, અને સવારે તથા સાંજે ખોરાકની શોધમાં બહાર નીકળે છે. આખા દિવસમાં તે સાંજે જ પાણી પીએ છે. હિન્દુસ્તાનના બીજા ભાગોમાં દરિયાની સપાટીથી પાંચ છ હજાર ફુટ અને વખતે તેથી પણ વધારે ઊંચી જગાઓમાં આ પ્રાણી દીઠામાં આવે છે. પણ હિમાલય પહાડના ઉપર જેટલા જ ઊંચા ભાગોમાં તે બિલકુલ જોવામાં આવતાં નથી. પહાડો પર ચઢવા ઉતરવામાં આ પ્રાણી બહુ ચપળ છે, અને શીધા ઊંચા કરાડા ઉપર તે અજાયબ પામીએ તેવી રીતે ચઢે ઉતરે છે. આ પ્રાણી બહુ બ્હીકણ છે. જે જંગલોમાં શિકારીઓ જતા નથી તે જંગલના પાડાઓ જરા લડાઈખોરા હોય છે. આ પ્રાણી જ્યારે ઘાયલ થાય છે ત્યારે જીવ ઉપર આવી જઈ સામું થાય છે. એકલા ફરનારા ઘરડા પાડાઓ તો વગર ચીડવે હુમલો કરે છે. બળ અને ઘાટની સમ્પૂર્ણતાનો નમુનો આ પ્રાણી છે. એવું કહેવાય છે કે ચાર વગડાઉ ભેંશો વાઘને મારી હઠાવે છે. આ ભેંશોનો ગર્ભ વાસ કાળ કેટલો છે તે ખાતરીપૂર્વક જણાયું નથી. શિયાળામાં તે ગાભે આવે છે અને ઓગસ્ટ કે સપ્ટેમ્બરમાં વિયાય છે. પાળેલી ભેંશો અને પાડાને જે જે રોગો લાગુ થાય છે તે જ રોગો આ જંગલી પ્રાણીઓમાં પણ થતા જોવામાં આવે છે. બીજાં બધાં ચોપગાં વાગોળનારાં પ્રાણીઓને પાળવામાં અને તેમની પાસે કામ કરાવવામાં માણસો જોઈએ તેવી ફતેહ પામ્યા છે, પણ તેઓ આ જાતને પાળવામાં નિષ્ફળ નિવડ્યા છે. આ પ્રાણીનું બચ્ચું પાળેલી સ્થિતિમાં ત્રણ વર્ષની ઉમ્મર થતા અવશ્ય મરી જાય છે. કોઈ કોઈ વખત તે હરે છે અને વધારે જીવી શકે છે. આસામ અને બ્રહ્મદેશની વચ્ચેના ભાગોના

લોકો આ પ્રાણીઓને પાળવામાં ફતેહ પામ્યા છે. આ પ્રાણીઓનું આ-રડવું પાળેલી ભેંશો અને પાડાના આરડવા કરતાં જુદા જ પ્રકારનું છે. અમેરિકાના જંગલી પાડાને બીસન કહે છે.

---

# परीक्षक पत्र.

**મહેરબાન ગુજરાત શાળા પત્રના એડિટર સાહેબ.**

વિનતિ કે—ગુજરાતી શાળાઓમાં બાળ વર્ગમાં શિક્ષણ આપતા ટ્રેન્ડ શિક્ષકો સુશિક્ષિત છતાં વારંવાર પોતાની હરકતો દેખાડી બાળકોને જોઈતી કેળવણી આપતા નથી, અને બારબાર માસ સુધી ઘણી વાર બાળકો પોતાનો વખત ઉદાસ રહી કાઢે છે. શિક્ષકો કહે છે, કે "વર્ષ દિવસમાં માસે માસે નવાં છોકરાં દાખલ થાય છે તેમના ઓછામાં ઓછા ૭ વર્ગ બન્ધાય. આ ૭ વર્ગો સાથે કેમ શિખવાય? કોઈ રંગ, કોઈ આંક, કોઈ મૂળાક્ષર, કોઈ ગીત, કોઈ રંગાકાર ભિન્ન ભિન્ન અતરે શીખે છે. કેટલાંક ઘણાં આગળ વધેલાં હોય છે, કેટલાંક માર્ગે પડેલાં હોય છે, અને કેટલાંકને તો ભાન પણ હોતું નથી. આવાં છોકરાંનો માર્ગ એકલો એકનો એક શિક્ષક કેમ કરી કરે? કેટલીક વખત એક વર્ગમાં ૩૦ થી ૬૦ સુધીની સંખ્યા હોય છે." આવાં બાળક અને શિક્ષકોનો કોઈએ હજી સુધી જોઇએ તેવો ઉદ્ધાર કર્યો નથી. સાદો અને સરળ રસ્તો કોઈ લખીને બતાવે તો તેમનો ઘણો ઉપકાર થશે. યૂરોપની શાળાઓમાં સ્થાન અને શિક્ષકોની સગવડતા-ને લીધે ઘણી મુશ્કેલીઓ દૂર થઈ હશે, પણ જ્યાં સુધી તેઓ કેમ શિખવે છે તે આપણને જોઈએ તેવું જડયું નથી ત્યાં સુધીનું આપણું વર્ણન અપૂર્ણું દેખાયા કરે છે. આપણે યૂરોપના અનુકારી છીએ માટે આપણું આપણા દેશને અનુસરતું જડવાનું નથી, તથાપિ તેમનું જોઈએ તેવું વિવેચન જો અપાય તો સારું.

તા. ૭–૬–૧૯૦૦ G, V. PATHAK,

પે. આ. ડે. એ. ઇ. અમદાવાદ.

**ટીપ**—મહેતાજીઓ જે મુશ્કેલીઓ બતાવે છે તે હમેશ ખોટી કે

હશી કાઢવા જેવી હોતી નથી. કેટલાક શિક્ષકો આળશુ હોય છે, અથવા તેમને કામ લેવાના ઉપાય સૂજતા નથી, એ વાત ખરી છે. પણ બધા માણસો તેવા હોય નહિ. પરીક્ષક અધિકારીઓએ શિક્ષકો કરતાં ઘણું વધારે વાંચેલું હોય છે, અને તેઓ ઘણા શિક્ષકોની જુદી જુદી નિશાળો જુએ છે. તેથી તેઓ જુદે જુદે ઠેકાણે જોવામાં આવતી યુક્તિઓથી મહેતાજીઓને વાકેફ કરતા રહેશે તો ઘણો લાભ થશે. કોઈ કોઈ વખત તેઓ જાતે પાઠ આપી બતાવશે, અને બાળ વર્ગનો બન્દોબસ્ત કેમ રખાય તે શિક્ષકોને પ્રત્યક્ષ દેખાડશે, તો શિક્ષકો અને બાળકોને લાભ થશે, એટલું જ નહિ, પણ શિક્ષકોની ફર્યાદ કેટલે દરજ્જે ખરી છે તે તેમનાથી સમજાશે.

ગામડાંની ન્હાની નિશાળોમાં એક એક શિક્ષકને બે બે ત્રણ ત્રણ કે વધારે વર્ગ સંભાળવાના હોય છે, અને મ્હોટી નિશાળોમાં જ્યાં વર્ગ વાર શિક્ષકો હોય છે ત્યાં બાળ વર્ગ છેક હલકા પગારના ઓછી આવડવાળા છેલ્લા આસિસ્ટંટને સોંપવાનો વહિવટ પડેલો જોવામાં આવે છે. આવી વર્ગ વાર શિક્ષકોવાળી નિશાળોમાં સ્હેજમાં સુધારો થઈ શકે તેવું છે. ત્યાં બાળ વર્ગ છેલ્લા આસિસ્ટંટને ન સોંપતાં જે શિક્ષક આવડવાળો, ખન્તી, ધીરજવાન, અને માયાળુ જણાય તેને સોંપવો જોઈએ, અને તેમ કરવાને અમદાવાદના મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડે પોતાની નિશાળોમાં સર્ક્યુલર પણ કર્યો છે. બધે ઠેકાણે આવો હુકમ થશે તો મ્હોટી નિશાળોના બાળ વર્ગ સમ્બન્ધી ઘણી મુશ્કેલીઓ દૂર થશે.

જો બાળ વર્ગમાં પચાસ સાઠ કે વધારે છોકરાં હોવા છતાં તે માટે એક જ શિક્ષક આપેલો હોય તો તે વ્યવસ્થાપકોની ભૂલ છે. એવી સ્થિતિમાં વર્ગ બરાબર ન ચાલે તો મહેતાજીની કસૂર કહેવાય નહિ. ફ્રોબલની પદ્ધતિએ બરાબર કામ લેવું હોય તો બાળ વર્ગનાં દર વીસ કે ઓછાં છોકરાં માટે એક એક શિક્ષક આપવો જોઈએ.

ફ્રોબલની પદ્ધતિ પૂરેપૂરી ન ચાલતી હોય તો પણ બાળ વર્ગનાં દર પચીસ છોકરાં માટે એક એક શિક્ષક હોવાની જરૂર છે. એ વર્ગનાં ન્હાનાં બાળકોને ધ્યાન આપવાની, હુકમ પાળવાની, અવલોકન કરવાની, પોતાના વિચાર કહી બતાવવાની, તથા બીજી ટેવો પડેલી હોતી

નથી. આ બધું તેમને હજી હવે શીખવાનું છે, અને તે માટે શિક્ષકને દરેક બાળક પર વારંવાર લક્ષ આપવાની જરૂર પડે છે. આ કારણથી બાળ વર્ગ મ્હોટા રાખવા ઠીક નથી. ઉપલાં ધોરણોમાં પહોચતા સુધીમાં છોકરાંને કેટલાંક વરસના મ્હાવરાથી ધ્યાન આપવા વગેરેની ટેવો પડે છે, તેથી બાળ વર્ગ કરતાં તે વર્ગો ચલાવવા સ્હેલા પડે છે. છેક છેલ્લા અને અનુભવ વગરના નવા માણસને બાળ વર્ગ સોંપનાર મહેતાજીઓ, તથા તે વર્ગ બહુ મ્હોટા હોવા છતાં તે માટે એક જ શિક્ષક આપનાર વ્યવસ્થાપકો આ વાત ભૂલી જાય છે. આગળના વખતમાં ધોરણ બહારનો એક વર્ગ રાખી તેમાં માત્ર ધરડા ઘુંટાવવામાં કે પોપટની પેઠે આંક ગોખાવવામાં આવતા, અને ગમે તેટલાં છોકરાં છતાં તેમને સાચવવાને ગમે તેવી આવડનો એક ગોવાળીઓ રાખવામાં આવતો. ત્યાર પછી ધોરણ બહારનો વર્ગ બન્ધ થઈ તેને બદલે બાળ વર્ગ બન્યો છે, અને તેને ઘટતો અભ્યાસ ક્રમ અને રમતો નક્કી કરવામાં આવ્યાં છે. છતાં વ્યવસ્થાપકો તથા શિક્ષકો ઉપર આગલા વખતમાં પડેલી છાયા હજી પૂરી ભૂસાઈ નથી. આ છાયા હવે જવી જોઈએ, અને ઉપર આપેલાં કારણોને લીધે હમેશ બાળ વર્ગો ન્હાના રાખવા જોઈએ. બનતા સુધી બાળ વર્ગની દરેક ટૂકડીમાં પચીસથી વધારે છોકરાં હોવાં ન જોઈએ, તે વર્ગોને હુંશિયાર માણસોના હાથ નીચે મૂકવા જોઈએ, અને એ માણસોએ બાળ શિક્ષણના સમ્બન્ધમાં જે પુસ્તકો તથા શાળા પત્રમાં નિબન્ધો છપાય છે તે ખન્તથી વાંચીને વાકેફ થવું જોઈએ. આ પ્રમાણે વ્યવસ્થાપકો, પરીક્ષકો, મહેતાજીઓ, અને વર્ગના શિક્ષકો એકઠા મળીને કાળજીથી ગોઠવણ કરશે, તો બાળ વર્ગના શિક્ષણમાં સુધારો થવાને હરકત પડશે નહિ.

વરસમાં ગમે ત્યારે જુદી જુદી ઉમ્મરના, થોડા વધારે આંક શીખેલા, અથવા કાંઈ જ નહિ શીખેલા, નવા નવા છોકરા દાખલ થાય છે, અને તે બધાને બાળ વર્ગમાં મૂકવામાં આવે છે, એ મુસ્કેલી પણ હસી કાઢવા જેવી નથી. યૂરોપમાં કેટલેક ઠેકાણે વરસમાં એક કે બે જ વખત અમુક નીમેલી તારીખે નવા છોકરા દાખલ કરવામાં આવે છે, અને આપણી ઇંગ્રેજી નિશાળોમાં પણ ઘણું કરીને તેમ થાય છે, તેથી ત્યાં આ પ્રકારની

મુશ્કેલી નડતી નથી. આપણી ગુજરાતી નિશાળોમાં નવાં છોકરાં જ્યારે આવે ત્યારે દાખલ કરવાનો વહિવટ છે, એટલે મહેતાજીઓને કેટલીક યુક્તિઓથી કામ લેવું પડે છે, અને દરેક મહેતાજીને સવડ પ્રમાણે યુક્તિઓ કરવાની છૂટ હોવી જોઈએ. કેટલાક આંક શીખીને આવેલાં સાત આઠ વરસની ઉમ્મરનાં કે તેથી મ્હોટાં છોકરાંને બારોબાર પહેલા ધોરણમાં જ મૂકી દેવાં જોઈએ. બાળ વર્ગની પદ્ધતિ છ સાત વરસ સુધીનાં છોકરાં માટે છે, મ્હોટી ઉમ્મરનાં માટે નથી. વળી બાળ વર્ગના પણ બે ભાગ કરી એક ભાગમાં છેક નવાં અને બીજા ભાગમાં થોડી મુદત નિશાળમાં રહી ધ્યાન આપતાં તથા હુકમ પાળતાં શીખેલાં છોકરાંને રાખવાં. પહેલા ભાગમાં મહિનો કે બે મહિના રહી તૈયાર થતાં જાય તેમ તેમ તે છોકરાંને બીજા ભાગમાં ચઢાવતા જવું. ડ્રિલ, સંગીત, કથિત પાઠ, વગેરે કેટલાંક કામ નવાં જૂનાં બધાં છોકરાંને એકઠાં કરાવવાં. વિચાર કરનાર મહેતાજીઓને આ મુજબ અનેક યુક્તિઓ સૂઝશે, તે અમલમાં લાવવાને પરીક્ષક અધિકારીઓએ તથા વ્યવસ્થાપકોએ તેમને છૂટ અને ઉત્તેજન આપવાં જોઈએ. તેમણે પોતે પણ પોતાને સૂઝે તેવી યુક્તિઓ વખતે વખત મહેતાજીઓને બતાવવી જોઈએ.

ગામડાંની ન્હાની નિશાળોમાં વર્ગ વધારે અને શિક્ષકો ઓછા હોય છે. ત્યાં બાળ વર્ગનું કામ ફ્રોબલની પદ્ધતિ મુજબ યથાસ્થિત ચલાવવું અશક્ય છે, અને શિક્ષકોનો વાંક કાઢવો નિરર્થક છે. ત્યાં બે બે ત્રણ ત્રણ વર્ગોને એકઠા કરી સાથે કામ લેવા સિવાય બીજો ઇલાજ નથી. જેમકે, બાળ વર્ગ, પહેલું ધોરણ, અને બીજું ધોરણ, એ ત્રણ વર્ગોને એકઠા કરી સાથે ડ્રિલ કરાવી શકાય; બાળ વર્ગ અને પહેલા ધોરણને એકઠા કરી ગાયન, કવિતા, કથિત પાઠ, હસ્ત કામ, વગેરે સાથે લેવાય; વગેરે. શિક્ષકોની સંખ્યા કરતાં વર્ગોની સંખ્યા બહુ વધારે રાખવી એ ભૂલ છે. માટે આવી ન્હાની નિશાળોના અભ્યાસ ક્રમ એવા ગોઠવવા જોઈએ, અને ઉપરીઓએ મહેતાજીઓને એવી છૂટ આપવી જોઈએ, કે ઘણું કરીને જેટલા શિક્ષક તેટલા જ વર્ગો રાખીને નિશાળનું કામ ચલાવી શકાય. ઇંગ્લાન્ડમાં ધોરણો ઠરાવ્યાં છે ખરાં, પણ નિશાળની સ્થિતિ તથા ખપ પ્રમાણે તેમાં ફેરફાર કરવાની

વ્યવસ્થાપકોને તથા મહેતાજીઓને છૂટ આપી છે. ત્યાં ધોરણો સૂચના રૂપ છે, બેડી રૂપ નથી. વળી છેક ન્હાની નિશાળોના સઘળા છોકરાના બે જ ભાગ કરવા તથા ત્યાં બે શિક્ષક રાખવા એવું ઠરાવીને તે સ્થિતિને અનુકુળ પડે તેવો તેમને સારૂ અભ્યાસ ક્રમ બનાવ્યો છે. ત્યાં છોકરાં બીજા વર્ગમાં બે ત્રણ વરસ રહી તેનો અભ્યાસ પૂરો કરે છે, અને પછી પહેલા વર્ગમાં ચઢે છે, ત્યાં પણ બે ત્રણ વરસ રહે છે. આ રીતે બે શિક્ષકોથી ન્હાની નિશાળ ચાલે છે. મધ્યમ કદની નિશાળોમાં વરસ વાર વર્ગ હોય છે, છતાં શિક્ષકો કમી પડે છે, તો બીજી યુક્તિઓ કરવાની છૂટ આપેલી હોય છે. દાખલા તરીકે, ધારો કે ચોથા ધોરણમાં વ્યવહારી અપૂર્ણાંક અને પાંચમા ધોરણમાં ત્રિરાશી, પંચરાશી શિખવવાનાં છે. આ બેમાંથી ગમે તે પહેલું લેવાથી નભી શકે છે. હવે એમ ધારો કે ચોથા ધોરણમાં વ્યવહારી અપૂર્ણાંક શીખીને એ ધોરણનાં છોકરાં પાંચમા ધોરણમાં ચઢ્યાં, અને તેમની જગાએ નવાં છોકરાં ત્રીજા ધોરણમાંથી આવ્યાં. પાંચમા ધોરણમાં ચઢેલાં છોકરાંને ત્રિરાશી અને પંચરાશી શીખવવાની છે, તેમની જોડે આ નિશાળોમાં ચોથા ધોરણનાં નવાં છોકરાંને ભેગાં કરીને તેમને પણ તે જ વિષય શિખવવામાં આવે છે. વરસ આખરે આ છોકરાં પાંચમા ધોરણમાં જાય છે ત્યારે તેમને અપૂર્ણાંક શીખવાનાં બાકી હોય છે, એટલે બીજે વરસે તેમને તથા ચોથા ધોરણમાં નવાં આવેલાં છોકરાંને ભેગાં કરી અપૂર્ણાંક શિખવવામાં આવે છે. આ રીતે અંકગણિતમાં ચોથું અને પાંચમું ધોરણ એક વર્ગ તરીકે એકઠાં કરાય છે, અને તેમને વારા ફરતી એક વરસ અપૂર્ણાંક તો બીજે વરસે ત્રિરાશી, પંચરાશી શિખવવામાં આવે છે. આવી ગોઠવણ બીજા ધોરણોમાં અને બીજા વિષયો મારે પણ કરવામાં આવે છે. એવી ગોઠવણ થઈ શકે છે, તેનું મુખ્ય કારણ એ છે, કે સવડ પ્રમાણે મહેતાજીઓને વિષયોની ફેરફારી કરવાને કેળવણી ખાતાએ છૂટ આપી છે, એટલું જ નહિ, પણ તેમ કરવાને તે તેમને સલાહ તથા ઉત્તેજન આપે છે. ઉપર કહ્યું તેમ ત્યાં ધોરણો અભ્યાસ ક્રમનો માર્ગ દર્શાવનાર સાધન છે, મહેતાજીઓના હાથ પગ બાંધનાર બેડી નથી. ધોરણોને અક્ષરશઃ વળગી રહેવાથી વર્ગ વાર શિક્ષકોવાળી મ્હોટી નિશાળોને હરકત પડતી નથી, પણ ઓછા

મુશ્કેલી નડતી નથીની નિશાળો બરાબર ચલાવી શકાતી નથી. ન્હાની નિશાળો આવે ત્યારે ઘણું થોડી ફેરફારી કરવાની.છૂટ આપવાની જરૂર છે, અને યુક્તિઓથીજ છીએ, કે ઇંગ્લાન્ડની માફક અહિં પણ ઘટતી છૂટ મળશે તો કરવાર સારું કામ થશે. એ છૂટનો ઉપયોગ કેવી રીતે કરવો તે વખતે વખત પરીક્ષક અધિકારીઓએ સૂચવવું પડશે.

બીજા દેશોમાં બાળ શિક્ષણ કેમ આપાય છે તે વિષે મિ. પાઠક પૂછે છે, તે તરફ હવે વળીએ. અમેરિકા, જર્મની, ફ્રાન્સ, વગેરે દેશોમાં સાત વરસ અને તેથી ઓછી ઉમ્મરનાં બાળકો માટે જુદી નિશાળો હોય છે. ઇંગ્લાન્ડમાં પણ તેની જુદી બાળ શાળાઓ (Infant Schools) હોય છે, તેમાં ત્રણથી સાત વરસની ઉમ્મરનાં છોકરાંને દાખલ કરવામાં આવે છે, અને તેમને માટે ખાસ ટ્રેન થયેલી સ્ત્રી શિક્ષકો પૂરતા જથામાં રાખવામાં આવે છે. ન્હાનાં ગામોમાં જુદી બાળ શાળા કઢાય તેટલાં છોકરાં નથી હોતાં, ત્યાં બાળ વર્ગ પ્રાથમિક નિશાળના ભેગો રાખવામાં આવે છે, પણ તેને માટે ચોકખો ઠરાવ કરવામાં આવ્યો છે, કે એ વર્ગને યોગ્ય શિક્ષણ આપી શકે તેવો ખાસ તૈયાર થયેલો શિક્ષક તેને જુદો આપવો જોઈએ, બાળ વર્ગને બાકીના વર્ગોથી જુદો અલાયદા ઓરડામાં બેસાડવો જોઈએ, અને તેના શિક્ષણનાં સાહિત્યો પૂરાં પાડવાં જોઈએ. આપણા દેશમાં પણ ઉપરીઓ આ મુજબ કામ લેશે, તો બાળ વર્ગના શિક્ષણમાં બેશક સુધારો થશે, અને મિ. પાઠક જેવા ખરી કેળવણીની લાગણી ધરાવનાર અધિકારીઓને ફર્યાદ કરવાનું કારણ રહેશે નહિ.—એડિટર.

---

# केळवणीनां कोन्फरन्सो.

## મુમ્બઈ સરકારનો ઠરાવ.

કેળવણી ખાતું. મુમ્બઈ.

નં. ૭૦૨ તા. ૧૯–૫–૧૯૦૦

કેળવણી ખાતાના ડિરેક્ટર મિ. જાઇલ્સનો તા. ૭–૪–૧૯૦૦ નો પત્ર વાંચવામાં આવ્યો. મિ. જાઇલ્સ લખે છે કે—

" ૧. તા. ૧—૯—૧૮૯૭ ના સરકારી ઠરાવ નં. ૧૩૦૭ નાં

૨ જા પેરેગ્રાફમાં જણાવ્યું છે, કે દર ચોથે વર્ષે કેળવણીનાં કોન્ફરન્સો ભરવાથી લાભ થશે. આ ઠરાવ કેળવણીનાં જાહેર કોન્ફરન્સોના સમ્બન્ધમા છે; ખાતાના અમલદારોનાં કોન્ફરન્સોના સમ્બન્ધમાં નથી.

" ૨. આ ઠરાવ મુજબ ચાલુ વર્ષમાં એટલે ઇ. સ. ૧૯૦૦–૧૯૦૧ માં કોન્ફરન્સો ભરવાં જોઈએ, અને તે સમ્બન્ધમાં હું નીચે મુજબ દરખાસ્તો કરવા માગુ છું:—

(अ) આવતા ઓકટોબર માસના પહેલા અઠવાડીઆમાં પૂના, અમદાવાદ, કરાંચી, અને ધારવાડ, એ સ્થળોએ પ્રાન્તના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરના પ્રમુખપણા નીચે પ્રાન્તિક કોન્ફરન્સો ભરવાં.

(ब) તે જ વખતે ડિરેકટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશનના પ્રમુખપણા નીચે મુમ્બઈમાં એક કોન્ફરન્સ ભરવું.

(क) પ્રાન્તિક કોન્ફરન્સોએ કેળવણીના સમ્બન્ધમાં સામાન્ય ચર્ચા ન ચલાવતાં આપણી પ્રાથમિક શાળાઓના હાલનાં ધોરણો ઉપર વિચાર ચલાવવો.

(ड) તેવી જ રીતે મુમ્બઈના કોન્ફરન્સે બીજા દરજ્જાની શાળાઓનાં ધોરણો ઉપર વિચાર ચલાવવો, અને આ ધોરણોનો મેટ્રિક્યુલેશન તથા યુનિવ્હર્સિટી સ્કૂલ ફાઇનલ પરીક્ષાઓ સાથેનો સમ્બન્ધ ધ્યાનમાં લેવો.

" ૩. ઉપર મુજબ દરખાસ્તો કરવાનાં કારણ હું નીચે ટૂંકામાં આપુ છું:—

(अ) આ ઓફિસના તા ૮–૧૨–૧૮૯૬ ના પત્રમાં મ્હેં તે વખતે મળેલાં સામાન્ય કોન્ફરન્સોનો ટૂંકામાં હેવાલ આપ્યો હતો, અને છેવટે જણાવ્યુ હતું, કે સામાન્ય કોન્ફરન્સો કોઈ કોઈ વખત ઉપયોગનાં છે, પરન્તુ તેમાં સ્વાભાવિક રીતે નિયમ વગરની ચર્ચા ચાલે છે, અને વખત તથા મહેનતના પ્રમાણમાં જેટલો લાભ થવો જોઈએ તેટલો થતો નથી.

( ख ) સને ૧૮૯૬ નાં કૉન્ફરન્સોમાં થયેલા ઠરાવ આ ઑફિસના તા. ૮-૧૨-૯૬ ના પત્રમાં નામદાર સરકાર આગળ મૂકવામાં આવ્યા હતા તેમાંનો નં. ૩ નો ઠરાવ એક અમુક વિષયના સમ્બન્ધમાં હતો. આ ઠરાવમાં જણાવ્યું હતું કે—

'પ્રાથમિક શાળાઓનાં ધોરણો સુધારવા બાબત સ્વતંત્ર ટીકાકારો તરફથી જેટલી ટીકા થઈ છે તેટલી નિશાળોના વ્યવસ્થાપકો તરફથી થઈ નથી. તેથી એમ ધારવામાં આવેછે કે હાલનાં ધોરણો સાધારણ રીતે નીભી શકે તેવાં છે, પરન્તુ હવે પછી દરેક પ્રાન્તના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરે તે સમ્બન્ધમાં નિશાળોના વ્યવસ્થાપકોની સલાહ લેવી, અને ધોરણોમાં કંઈ પણ સુધારો કરવાની જરૂર છે કે નહિ, અને જરૂર હોય તો કયી કયી બાબતોમાં છે તે નક્કી કરવું.'

આ ઉપરથી સરકારે ઠરાવ કર્યો હતો કે સઘળા ઇન્સ્પેકટરોએ પ્રાથમિક શાળાઓનાં ધોરણોના સમ્બન્ધમાં નિશાળોના વ્યવસ્થાપકો સાથે વિચાર કરવો, અને તેમાં સુધારો કરવાની જરૂર છે કે નહિ તે નક્કી કરવું.

( क ) આ ઠરાવ ઉપરથી સઘળા ઇન્સ્પેકટરોએ ખાતાના અનુભવી અમલદારો તથા થોડા નિશાળોના વ્યવસ્થાપકોની સલાહ લીધી છે, અને તેઓ એવા ઠરાવ પર આવ્યા છે કે પ્રાથમિક શાળાઓનાં ધોરણોમાં થોડો ઘણો ફેરફાર કરવાની જરૂર છે. આ ફેરફાર એવો થવો જોઈએ, કે તેથી ધોરણો ચાલતા જમાનાને અનુસરતાં અને ઇંગ્લાન્ડનાં તે જાતનાં ધોરણોને કેટલેક દરજ્જે મળતાં થાય. ઇન્સ્પેકટરોએ આ નવાં ધોરણોના ખરડા બનાવ્યા છે તે ઉપર દરેક કૉન્ફરન્સમાં ચર્ચા ચાલશે. દરેક કૉન્ફરન્સમાં હાલ ચાલતાં તથા નવાં ધોરણોના ખરડા મૂકવામાં આવશે. આથી કૉન્ફરન્સોને એક જ બાબત પર વિચાર કરવાનું રહેશે, અને તે ઘણું સારું કામ કરી શકશે.

( ड ) બીજા દરજ્જાની સ્કૂલોનાં ધોરણો ઉપર સને ૧૮૯૬ નાં કૉન્ફર-

ન્સોમાં કંઈ ચર્ચા ચાલી નથી. પરન્તુ મ્હેં મ્હારા અમલદારો અને નિશાળોના વ્યવસ્થાપકોની સલાહ લીધી છે, અને હું એવા ઠરાવ પર આવ્યો છું, કે બીજા દરજ્જાની નિશાળોનાં ધોરણોના (વિશેષે કરીને હાઈ સ્કૂલોનાં ધોરણોના) સમ્બન્ધમાં અભિપ્રાય લેવાની જરૂર છે. વળી યુનિવ્હર્સિટી સ્કૂલ ફાઇનલ પરીક્ષાનું ધોરણ જોઈએ તેવું સન્તોષકારક નથી એવો સામાન્ય મત છે, અને એમ માનવાનું મુખ્ય કારણ એ જણાય છે, કે તેમાં વ્યાપારી કેળવણીને માટે કંઈ ગોઠવણ રાખી નથી. હાઈ સ્કૂલોનું કામ યુનિવ્હર્સિટીની મ્હોટી પરીક્ષાઓને અનુસરીને ચાલે છે, તેથી હાલનાં ધોરણો ઉપર મુમ્બઈની મુખ્ય હાઈ સ્કૂલોના અભિપ્રાય ખાતાને તેમ જ યુનિવ્હર્સિટીને ઘણા ઉપયોગી થઈ પડશે. વળી કેટલીક યૂરોપીઅન શાળાઓને હાલનાં ધોરણો બિલકુલ પસન્દ નથી, અને મુમ્બઈ યૂરોપીઅનોની કેળવણીનું મુખ્ય સ્થળ છે, તેથી ઘણા હોંશિયાર શિક્ષકોના અભિપ્રાય હું જાણી શકીશ.

(૬) જે ધોરણોને અનુસરીને આપણી પ્રાથમિક અને બીજા દરજ્જાની નિશાળોમાં કેળવણી અપાય છે તે ધોરણો ઉપર કૉન્ફરન્સોએ વિચાર ચલાવવો એ કામ બીજા કોઈ પણ કામ કરતાં હું વધારે અગત્યનું ધારું છું. વળી કૉન્ફરન્સોને માટે આટલું કામ બસ છે, તેથી હું બીજા કોઈ કામને માટે ભલામણ કરતો નથી.

૪. વળી હું એવી મતલબની જાહેર ખબર કાઢવા માગું છું કે કૉન્ફરન્સોનું કામ એક અમુક વિષયને લગતું છે, તેથી સઘળી ટીકા અને દરખાસ્તો તે વિષયના સમ્બન્ધમાં જ થવી જોઈએ; કેળવણીના સામાન્ય વિષયો પર નિબન્ધ વાંચવામાં વખત ગાળવો ન જોઈએ.

૫. નામદાર સરકાર આ હકીકત ધ્યાનમાં લઈ પોતાના વિચાર જલદીથી જણાવશે તો મ્હોટી મહેરબાની થશે; કારણ કે તેમ થયેથી જો મ્હારી દરખાસ્તો મંજૂર થાય તો હું જેમ બને તેમ જલદીથી કૉન્ફ-

રન્સોના સમ્બન્ધમાં જાહેર ખબર બહાર પાડી શકું.

ઠરાવ—ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની દરખાસ્તો મંજૂર કરવામાં આવે છે. મુમ્બઇના કોન્ફરન્સે બીજા દરજ્જાની શાળાઓનાં ધોરણો ઉપર, અને પ્રાન્તિક કોન્ફરન્સોએ પ્રાથમિક શાળાઓનાં ધોરણો ઉપર પ્રથમ વિચાર ચલાવવો. આ વિષયો પત્યા પછી મુમ્બઇનું કોન્ફરન્સ પ્રાથમિક શાળાઓનાં ધોરણો ઉપર, અને પ્રાન્તિક કોન્ફરન્સો બીજા દરજ્જાની શાળાઓનાં ધોરણો પર વિચાર ચલાવશે તો હરકત નથી.

(Signed) J. DeC. ATKINS,
સેક્રેટરી, નિસ્બત સરકાર.

---

# केळवणी खातानी खबरो-

## જાહેર ખબર.

### રાજકોટ ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષા.

આથી ખબર આપવામાં આવે છે કે રાજકોટ ટ્રેનિંગ કોલેજની ચાલુ સાલની પ્રવેશક પરીક્ષા તા. ૩૧ મી ઓગસ્ટ સને ૧૯૦૦ ને શુક્રવારને રોજ સવારના દસ વાગે અને તે પછીના દિવસોએ રાજકોટ ટ્રેનિંગ કોલેજના મકાનમાં લેવામાં આવશે. આ પરીક્ષા છઠ્ઠા ધોરણમાં થશે, માટે છઠ્ઠા ધોરણનો અભ્યાસ કર્યો હોય તેવા વિદ્યાર્થીઓએ હાજર થવું.

સને ૧૮૮૦ ના સપ્ટેમ્બર માસના આજ પત્રમાં નમૂનો છપાયો છે તે મુજબ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપતાં જણાવવું કે ઉમેદવારની ઉમ્મર ૧૭ વર્ષથી વધારે અને ૨૨ વર્ષથી ઓછી છે, તેમ જ કાંઈ ખોડ-ખાંપણ નથી અને ચાલ ચલગત સારી છે. ચાલ ચલગતની બાબતમાં ખાસ તપાસ કરી પોતાની ખાતરી કરીને જ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપવું.

સર્ટિફિકેટમાં ઉમ્મરનાં વર્ષ, માસ, અને દિવસ લખવાની સાથે ઇંગ્રેજી અને ગુજરાતી જન્મ તિથિ લખવા ચૂકવું નહિ.

બાવીસ વર્ષથી વધારે વયના ઉમેદવારોને મે. ઠા. વિ. ના એ. ઇ. સા. બા. ની ખાસ પરવાનગી હશે તો જ દાખલ કરવામાં આવશે.

જે ઉમેદવારે પરીક્ષા પેહેલાંના બાર માસમાં એક કરતાં વધારે મહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય તેમણે તે સઘળાનાં સર્ટિફિકેટ લાવવાં. ચાલ ચલગતની બાબતમાં તો પરીક્ષા પેહેલાં એક માસ અગાઉનું સર્ટિફિકેટ ખાતરી લાયક ગણાશે.

પરીક્ષા થઈ રહ્યા બાદ લાયક જણાયેલા ઉમેદવારોને શરીર સમ્બન્ધી તપાસ માટે મેહેરબાન દાક્તર સાહેબ પાસે મોકલવામાં આવશે, માટે તેમને વધારે વખત રોકાવું પડશે.

દર વર્ષે પ્રવેશક પરીક્ષાની જાહેર ખબર બનતા સુધી શાળા પત્રમાં પ્રગટ કરવામાં આવશે. પણ પરીક્ષાની તારીખ ઉતાવળે જાણવાની જેની આતુરતા હશે તેને રાજકોટમાં રહેલા તેના લાગતા વળગતા તરફથી અગર સ્કોલરો તરફથી તે મળી શકશે, કારણ કે તારીખ મુકરર થયેથી તરત કોલેજના નોટીસ બોર્ડ ઉપર તે જાહેર કરવાનો રિવાજ છે.

રાજકોટ, તા. ૪-૭-૧૯૦૦ } DAYALJI M. DESAI,
પ્રિન્સિપલ, કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કોલેજ, રાજકોટ.

---

# ડ્રોઇંગ શિક્ષકોની પરીક્ષા.

નં. ૨૦૫૧ સને ૧૯૦૦—૧૯૦૧.

ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની ઓફિસ, પૂના.

તા. ૨૮-૬-૧૯૦૦.

મહેરબાન ઉ. ભા. ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ.

હવે પછી ટ્રેનિંગ કોલેજોના વિદ્યાર્થીઓ સને ૧૮૯૩ ની સાલમાં સર-

કારે મંજૂર કરેલા ધારા મુજબ ટ્રેઇંગ શિક્ષકોની પરીક્ષાના પ્રશ્નોના જવાબ દેશી ભાષામાં આપી શકે એવી મ્હેં આર્ટ સ્કૂલના પ્રિન્સિપલ સાહેબ સાથે ગોઠવણ કરી છે.

(Sd) E. GILES,
ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન.

---

## નિશાળોનાં ઇનામ પત્રક.

ખેડા જિલ્લો. ડુણાદ્રા. મુખી મથુરભાઈ નાથાભાઈ રૂ. ૭-૮-૦ મહોલેલ. પટેલ ડાહ્યાભાઈ કાશીભાઈ રૂ. ૪-૦-૦ મોગર. ઠાકોર સાહેબ સમરસિંહજી ઇંદ્રસિંહજી રૂ. ૩-૦-૦

અમદાવાદ જિલ્લો. બરવાળા. મહેરબાન લીંબડી દરબાર સાહેબ રૂ. ૧૦-૦-૦ અધાર. મુખી ચુનીલાલ મોતીરામ વગેરે રૂ. ૩-૪-૦ ખરા. સ્કૂલ કમિટીના મેમ્બરો તથા ગામ લોકો રૂ. ૭-૦-૦ જલાલપુર. સ્કૂલ કમિટીના મેમ્બરો રૂ. ૪-૧૨-૦

ભરૂચ જિલ્લો. માંડવા બુજર્ગ. મોદી પાનાચંદ પરાગજી વગેરે રૂ. ६-८-०

સુરત જિલ્લો..સુરત મ્યુ. સ્કૂ. નં. ૭. ખા. બા. ડા. ડોસાભાઈ પેસ્તનજી વગેરે ગૃહસ્થો રૂ. ૪-૮-૦ સુરત મ્યુ. સ્કૂ. નં. ૧૧. બાલુભાઈ બાઈશંકર રૂ. ૪-૭-૦ તથા રંગીલદાસ નગીનદાસ વગેરે રૂ. ૭-૦-૦ સુરત મ્યુ. સ્કૂ. નં. ૧૦. હિરાલાલ કહાનદાસ વગેરે રૂ. ૨૬-૧-૦ અડાજણ. શેઠ ખરસેદજી એદલજી રૂ. ૧૭-૦-૦ એજન કન્યા શાળા. એજન રૂ. ૧૦-૦-૦ દેગામ. સ્કૂલ કમિટીના મેમ્બરો તથા ગૃહસ્થો રૂ. ૬-૮-૦ એજન કન્યા શાળા. એજન રૂ. ૫-૦-૦ ડુમસ. શેઠ બીમજીભાઈ નેરામ રૂ. ૧૦-૦-૦ એજન કન્યા શાળા. ગામ લોકો તરફથી રૂ. ૧૨-૮-૦

---

## પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

રા. વામનરાવ આબાજી મોદક, બી. એ, માજી હે. મા. એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલ.
ખા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ એલ. એલ. બી; ગાયકવાડ
કેળવણીખાતાના ડિરેક્ટર અને ગુજરાતકોલેજના માજી પ્રિન્સિપલ.
દોસાભાઈ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર. જ.
પા. એ. ઇન્સ્ટિટ્યુશન, મુમ્બઈ.
ખા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કોલેજ.
એદલજી દોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ હાઈસ્કૂલ.
ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પૂના કોલેજ.
રા. ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ; હેડમાસ્તર ભરૂચ હાઈસ્કૂલ.
રા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ. ટ્રેનિંગ કોલેજ અમદાવાદ.
એ. એસ, જર્વિસ, સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ.
વિલિયમ બીટી. બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
બહેરામજી ફરામજી પટેલ બી. એ માજી હેડમાસ્તર સુરત હાઈસ્કૂલ.
કાવસજી જહાંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.
ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઈ સ્કૂલના માલિક.
માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઈ સ્કૂલના માજી હેડમાસ્તર.
મરજોરજી ખરશેદજી સંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલક.
જમશેદજી, ખન્ડુબાસ, બી. એ ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો.
માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ ભૂજ.
રા. એમ. એમ. બલસારી બી એ. માજી હેડમાસ્તર, ગોધરા એ, વ. સ્કૂલ.
રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલરસ્કૂલ, ભાવનગર.
રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

### મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી. | શેઠ. ફકીરજી સોરાબજી ગઢોઇના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારૂ. |
| મે. હરકિસનદાસ વ્રિજલાલ. | મે. આત્મારામ જેકિસનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મહેરવાનજી શોરાબજી દલાલ. | મે. વ્રજલાલ પાનાચન્દ |

**મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતો:**—રાસ્ત ગોફતાર, મુમ્બઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર. કૈસરેહિન્દ ગુજરાતી, પંજદાં પરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડીયન સ્પેક્ટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશીમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

### દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેએ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે

તેઓને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વ ખર્ચ આપવામાં આવશે.

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વ ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતા કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વ માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ



બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું

નોટપેડ કામળ લીધામાં આવશે નહિ

દસ્કત શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બંધબેસતી સ્ટીલપેનો ખાસ યુરોપ-કંપની મારફતે ખર્ચ બનાવી મગાવી છે. એ સ્ટીલપેનો ગુજરાતી, મરાઠી, ઉર્દુ અને ફારસી લખવાને પણ સગવડ ભરેલી છે. દરેક બોક્સમાં ડઝન-૬ કિમ્મત રૂ ૦॥ વેલ્યુપે એબલ ૧ બોક્સ

# સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વ લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને એસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સમ્ભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે. પોસ્ટેજ માફ, છુટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લેનાર દશ રૂપીઆ સુધીના પગાર વાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું.

વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી રૂ. ૨ સુધી આપવામાં આવશે. ચર્ચા પત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેર ખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ભાગે ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અર્ધો ચાર્જ લેશું.

## હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦-૦-૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦. તે ઉપરનાને માટે હમને લખવું.

અંક ૯-૧૦-૧૧ મો. પુસ્તક ૩૯ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.

સપ્ટેમ્બર, ઓક્ટોબર તથા નવેમ્બર સને ૧૯૦૦.

---

## અનુક્રમણિકા.



---

(કેળવણી ખાતાના હુકમથી.)

---

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ

અજબ જેવું છે, કે પાછલાં છ સાત વરસમાં હાલ ચાલતાં ધોરણો વિષે ગુજરાતે જેટલી ચર્ચા કરી છે તેટલી બીજા કોઈ પ્રાન્તે કરી નથી. પ્રથમ સુરતની મ્યુનિસિપાલિટીએ સને ૧૮૯૪ માં કોન્ફરન્સ ભર્યું તેમાં ધોરણો વિષે ચર્ચા થઈ હતી, અને ત્યાર પછી ગોધરા, ખેડા, જૂનાગઢ, જેતપુર, વગેરેમાં તેવી જ ચર્ચા કરવામાં આવી હતી. ત્યાર પછી કાઠિયાવાડના મહેરબાન ઇન્સ્પેક્ટર સાહેબે વેરાવળ મુકામે એક કોન્ફરન્સ ભરી ધોરણોનો એક નવો ખરડો બનાવ્યો હતો. તે પછી માહે ઓક્ટોબર સને ૧૮૯૬ માં અમદાવાદ મુકામે કોન્ફરન્સ ભરાયું તેમાં હાલ ચાલતાં ધોરણો ઉપર ઘણી ટીકા થઈ હતી. ત્યાર પછી વળી કેળવણી ખાતાના કેટલાક અમલદારોએ અને ખાનગી શાળાના વ્યવસ્થાપકોએ કેળવણી ખાતાને કેટલીક સૂચનાઓ મોકલી હતી. આ પ્રમાણે ઘણી તરફથી સૂચનાઓ એકઠી થવાથી માહે જૂન તથા નવેમ્બર સને ૧૮૯૮ માં મહેરબાન ડિરેક્ટર સાહેબના હુકમથી મહેરબાન ઇન્સ્પેક્ટર સાહેબના પ્રમુખપણા નીચે બે કમિટીઓ મળી હતી, તે કમિટીઓએ મહેરબાન તરખડ સાહેબનો તથા બીજા ખરડા અને બીજી બધી તરફથી આવેલી સૂચનાઓ તપાસીને તથા પોતાનો અનુભવ ધ્યાનમાં લઈને છોકરા તથા છોકરીઓની નિશાળોનાં ધોરણોના નવા ખરડા બનાવ્યા હતા. એ ખરડા થોડાક વધારા સાથે ફરી છાપ્યા છે, તે આવતા માસના કોન્ફરન્સમાં રજુ થશે, અને તેમનો તરજુમો આ પત્રમાં પ્રસિદ્ધ કર્યો છે.

---

હવે ધોરણોના નવા ખરડાનો વિચાર કરીએ. તેમની શરૂઆતમાં શરીર કેળવણી માટે જે નિયમ કર્યો છે તે પ્રથમ ધ્યાન ખેંચે છે. હાલમાં શરીર કેળવણીનો વિષય ધોરણોમાં નથી, પણ જુદા સરક્યુલરોથી ડ્રિલ તથા દેશી રમતો શિખવવાનો હુકમ થયો છે. કેટલેક ઠેકાણે કસરતનાં સાધનો પણ આપવામાં આવ્યાં છે. પરન્તુ એ વિષય ધોરણોમાં દાખલ કરવો એવો ગુજરાતનાં કેટલાંક કોન્ફરન્સોનો અભિપ્રાય થયો હતો. સને ૧૮૯૮ માં મળેલી કમિટી ધોરણોમાં શરીર કેળવણી દાખલ કરવાના અભિપ્રાય સાથે મળતી આવી છે, પણ કેટલાંક કારણોથી તેને માટે ચરનો હુકમ ઠરાવી દરેક ધોરણના એક જુદા વિષય તરીકે તેને દાખલ ક-

સ્વાના અભિપ્રાય સાથે મળતી આવી નથી. સઘળી નિશાળોની સ્થિતિ એક સરખી નથી. ઘણા ખરચ વિના બધે ઠેકાણે કસરતનો સામાન અપાય તેમ પણ નથી. કોઈ કોઈ જગાએ નિશાળ પાસે રમવાની જગા હોતી નથી. આ બધાં કારણોનો વિચાર કરી સને ૧૮૯૮ ની કમિટી એવા ઠરાવ પર આવી છે, કે જગાની સવડ હોય તેવી સઘળી નિશાળોમાં ડ્રિલ અને દેશી રમતો શિખવવી, અને તેમાં છોકરાંની ભેગી પરીક્ષા લેવી. ગામડાંની નિશાળો પાસે જગાની સવડ ન હોય તો છોકરાંને રમવા માટે શિક્ષકની દેખરેખ નીચે ભાગોળે લઈ જવાં. આ પ્રમાણે છોકરાંને ગામ બહાર લઈ જવાનો અભિપ્રાય વેરાવળના અને બીજાં કોન્ફરન્સોએ આપ્યો હતો. જ્યાં સાહિત્ય આપ્યાં હોય ત્યાં કસરતો શિખવવાનો, અને જ્યાં બાગ હોય ત્યાં છોકરાંને બાગમાં યોગ્ય કામ કરાવવાનો ઠરાવ પણ કર્યો છે. બાળકો પાસે બાગમાં કામ લેવું એ બહુ ઉપયોગી છે. તેથી તેમને ખુલ્લી હવામાં કસરત મળે છે, તેમને કુદરતનો શોખ પેદા થાય છે, અવલોકન કરવાનું મળે છે, અને તેમની સૌન્દર્યની સમજ ખીલે છે. જેને કુદરતની ઓળખ થઈ નથી, અને જેની રસજ્ઞતા કેળવાઈ નથી, તે બરાબર કેળવાયો ગણાતો નથી. યૂરોપ અને અમેરિકાની સઘળી કિન્ડરગાર્ટન શાળાઓમાં બાગ હોય છે, અને તેમાં એક એક ન્હાનો કિત્તો દરેક બાળકને સોંપવામાં આવે છે. તેમાં શિક્ષકની દેખરેખ નીચે તે ખોદે છે, વાવે છે, પાણી પાય છે, વગેરે કામ કરે છે. આ સમ્બન્ધમાં શિક્ષકોએ એટલું જ યાદ રાખવાનું છે કે બાળકોને તેમની ઉમ્મર અને શક્તિ તપાસીને કામ સોંપવું, અને તેમાં દિવસનો ઘણો વખત રોકવો નહિ.

---

*હવે બાળ વર્ગ તરફ વળીએ. છેક ન્હાનાં બાળકોને ઘણું ગોખવાનું ન જોઇએ, પણ તેમને રમતની માફક **કામ કરાવીને** કેળવવાં જોઈએ, એ તત્ત્વ હવે બધા કબૂલ કરે છે. બાળકોને કામ કરવાનું ઘણું ગમે છે, તેઓ નવરાં રહેતાં નથી, અને તેઓ કામની મારફતે કેળવાય એવો કુદરતનો નિયમ છે. નવા બાળ વર્ગના ક્રમમાં આ તત્ત્વ ધ્યાનમાં રાખવામાં આવ્યું છે, અને જ્યાં જ્યાં બની શકે તેવું છે ત્યાં બધે બાળકોના હાથ અને આંખો-

તો દરેકને કેટલી આવે? મ્હારી પાસે ચાર કેરી છે તેમાંથી દરેકને બે બે આપું તો કેટલા છોકરાને પહોંચે? વળી ઘડીઓ સવળો અને અવળો બોલાવવો. એક જર્મનીની નિશાળમાં ડૉક્ટર કલેમે જોયું ત્યારે આંકનો પાડો છોકરા નીચે મુજબ અવળો અને સવળો બોલતા હતાઃ—

(અ) ૮, ૧૬, ૨૪, ૩૨, ૪૦, ૪૮, ૫૬, ૬૪, ૭૨, ૮૦.

(બ) ૮૦, ૭૨, ૬૪, ૫૬, ૪૮, ૪૦, ૩૨, ૧૬, ૮.

(ક) ૧૮૮, ૨૮૧૬, ૩૮૨૪, ૪૮૩૨, ૫૮૪૦, ૬૮૪૮, ૭૮૫૬, ૮૮૬૪, ૯૮૭૨, ૧૦૮૮૦.

(ડ) ૧૦૮૮૦, ૯૮૭૨, ૮૮૬૪, ૭૮૫૬, ૬૮૪૮, ૫૮૪૦, ૪૮૩૨, ૩૮૨૪, ૨૮૧૬, ૧૮૮.

ડૉક્ટર કલેમ ખાત્રી આપે છે કે એમ અવળા અને સવળા બોલાવવાથી આંકનો ઉપયોગ કરવામાં છોકરા ઘણા ચપળ થયેલા જણાતા હતા. એ જ રસ્તે જવાથી આપણાં પલાખાં સારાં થાય એમાં કાંઈ શંકા નથી. ઉપર મુજબ કામ કરવાથી તે ઘણું ધીમું ચાલશે એ વાત ખરી છે, પણ ઉતાવળ કરવાનું કાંઈ જ કારણ નથી. જે શિક્ષક થોડા દહાડામાં વગર સમજે પોપટની પેઠે ઘણા આંક ગોખાવીને એમ માને છે કે મ્હેં ઘણું કામ કર્યું, તે બહુ ભૂલ કરે છે. બાળકોનું કામ જેમ ધીમે અને પાકું થશે તેમ જ લાભ વધારે થશે. જર્મનીના શિક્ષકો શરૂમાં ઘણું ધીમું કામ કરે છે તેથી જ તેઓ અન્તે ઘણા ફાવે છે. વળી નવા પડેલા ધોરણમાં વીસા સુધીના જ આંક શિખવવાનું રાખ્યું છે, એટલે ઉતાવળ કરવાનું કારણ રહેતું નથી. ઉપર મુજબ શિખવવાથી એક ખાસ લાભ થવાનો સમ્ભવ છે. પોતાની મેળે આંક ઉપજાવવાની બાળકને શક્તિ આવશે, અને તેથી ઉપલાં ધોરણોનું કામ ઘણું સરળતાથી અને ઝડપથી ચાલશે. ઉપર આપણે જોયું કે બે વસ્તુઓની ઢગલી કરીને બાળકો પાસે એક દુ બે, બે બે વસ્તુઓની બે ઢગલીઓ કરીને બે દુ ચાર, એમ એક પછી એક પલાખાં ઉપજાવી કઢાવવાનાં છે. આ રીતે દુ, તરી, ચોક, પાંચું, વગેરે પાંચ છ ઘડીઆ થશે એટલે બાળકના મનમાં કાંઈક આભાસ થવા માંડશે, કે દરેક નવા ઘડીઆમાં પાછલા ઘડીઆ કરતાં એક એક વસ્તુ વધારે મૂકવાની હોય છે; વળી તેને એમ પણ સૂજવા લાગશે કે માસ્તર દરેક ઘડીઆમાં પહેલી

એક ઢગલી, પછી બે ઢગલીઓ, પછી ત્રણ, એમ દસ ઢગલીઓ સુધી કરાવીને ગણાવે છે તથા પલાખા ઉપજાવરાવે છે. ત્યાર પછી છક, સાતું, વગેરે ચાલશે, તેમા આ સમજ વધારે પ્રકાશ પામતી જશે, અને છેવટે બાળકને પોતાની મેળે માસ્તરની ગેરહાજરીમાં પણ નવો ઘડીઓ ઉપજાવી કાઢવાની રમત કરવાનુ મન થશે આ રીતે એનામા એક નવી શક્તિ ઉત્પન્ન થશે, અને એવી શક્તિ ઉત્પન્ન કરવી એ શિક્ષકનુ મ્હોટામા મ્હોટું કર્તવ્ય છે, અને તેનુ જ નામ ખરી કેળવણી છે અમુક પાઠ ગોખાવી તેનુ નામ કેળવણી પાડવુ એ મ્હોટી ભૂલ છે આ રીતે બાળકમા શક્તિ આવશે એટલે નવા નવા ઘડીઆ તે પોતાની મેળે રચશે, તે તેને યાદ પણ વધારે સારા રહેશે, અને કદાચ ભૂલી જવાશે તો તે ફરીથી પોતાની મેળે ઉપજાવી કાઢશે હમને લાગે છે, કે ધીરજથી અને ધીમાશથી આ પરિણામ પર આવવુ એ ઘણુ ઉપયોગી છે, અને શિક્ષકો તેમ કરી શકે તે માટે નવા ખરડાના નીચલા ધોરણોમા આક થોડા રાખ્યા છે, અને તેમને લગતા સઘળી જાતના મ્હોના હિસાબ વસ્તુઓની મદદથી કરાવવાનું ઠરાવ્યુ છે

---

કોષ્ટકોના સમ્બન્ધમા પણ નિશાળોમા ઘણી વખત વગર સમજ્યુ ગોખણુ જોવામા આવે છે હમે એક નિશાળની મુલાકાત લીધી તે વખત ત્રીજા ધોરણમા શિક્ષકે મહોરો, રૂપિયા, વગેરેની પાઈઓ કરવાનો હિસાબ લખાવ્યો હતો જવાબ ઘણા છોકરાનો ખરો હતો, એટલે શિક્ષકે બીજો હિસાબ લખાવવા માંડયો તેને હમે અટકાવી છોકરાને નાણાનુ કોષ્ટક પૂછ્યું, તો તે બધા બોલી ગયા આટલુ થાય છે એટલે ઘણું કરીને શિક્ષક અને છોકરા સમજે છે કે બધુ આવડયુ, અને તે છોકરા પરીક્ષામા પણ પાસ થાય છે. હમને એક વધારે પ્રશ્ન કરવાનું મન થયુ, અને છોકરાને પૂછ્યુ કે મહોર શાની થાય અને કેવી હોય? આખા વર્ગમાથી એક જ બાળકે કહ્યુ કે તે સોનાની હોય, અને તેણે પણ કહ્યુ કે તે એક હાથ લાબી લાકડી જેવી હોય શિક્ષકે એ બાબત કાંઈ શિખવેલુ નહિ, અને તે બાળકે બિચારાએ સોનાની લગડી જોઈ હશે, તે ઉપરથી તેને એમ લાગ્યુ હશે કે મહોર સોનાની છે માટે લગડીના જેવી હોવી જોઈએ થોડા દહાડા ઉપર હમે

એક બીજી નિશાળ તપાસી, ત્યાં છોકરાં દસ રૂપિયાનું અસ્તરીઉં વગેરે કાંઇક બોલી ગયાં. અસ્તરીઉં કેવું હોય તે પૂછ્યું, ત્યારે જવાબ મળ્યો, કે હજામ જે વડે હજામત કરે છે તે અસ્તરો અને અસ્તરીઉં એક જ. છઠ્ઠા ધોરણ સુધી પાસ થઇને ટ્રેનિંગ કોલેજમાં નવા આવેલા વિદ્યાર્થીઓને પાઇન્ટ, ગ્યાલન, વગેરેનું કાંઇક બોલી જતાં જોઈ હમે વારંવાર પૂછ્યું છે, કે તમારી પાસે એક પાઇન્ટ તેલ કે શાહી મંગાવીએ તો તમે કેટલી લાવશો, પરન્તુ ક્વચિત જ તેનો જવાબ મળેશે છે. વળી થોડા દિવસ ઉપર શિક્ષકે વખતનું કોઠક તૈયાર કરી લાવવાનું કહ્યાથી એક બાળક "૩૬૫ દિવસ, ૫ કલાક, ૪૮ મિનિટ, ૪૭ સેકન્ડનું એક સૌર વરસ" એમ ગોખતું હતું. હમે તેને પૂછ્યું કે "સૌર વરસ" કોને કહેવાય? શિક્ષકે નહિ શિખવેલું હોવાથી તે વિષે બાળકને કાંઈ જ ભાન નહોતું. આ રીતે મનમાં કાંઈ જ ખ્યાલ આવ્યા વિના બાળકોને માત્ર શબ્દો ગોખાવવામાં આવે છે, તે તેમની બુદ્ધિને ઘણી હાની કરે છે. આવું મૂર્ખાઈ ભરેલું ગોખણ અટકાવવાને માટે નવો ખરડો સ્પષ્ટ ઠરાવે છે કે કોઠકો પ્રદર્શનથી શિખવવાં, અને બાળકો પાસે તોળાવવું તથા મપાવવું.

૭ તેમની પાસે તોલ તથા છેટાની અટકળ પણ કરાવવી. બાળક હાથમાં ચોપડી કે બીજી વસ્તુ લઈ તે પાશેર હશે કે અચ્છેર હશે એની અટકળ કરે, અને એ રીતે તેના હાથના સ્નાયુ કેળવાય એ બહુ જરૂરનું છે. વળી તે આંખથી જોઈ સામેની ભીંત કેટલી છેટે છે, અથવા સામેનું ઘર અહિંથી કેટલા ફૂટને અન્તરે છે તેની અટકળ કાઢે, અને એ રીતે તેની આંખ કેળવાય એ પણ તેટલું જ જરૂરનું છે. આથી હાથ અને આંખને કેળવણી મળે છે, અને તે વ્યવહારમાં ખપ આવે છે. દરેક પ્રસંગે બાળક પાસે અટકળ કરાવીને તરત વસ્તુ તોળાવવી અને છેટું મપાવવું જોઈએ, કે અટકળ કેટલી ખરી પડી તે બાળકને માલુમ પડે, અને બીજી વખત વધારે સારી અટકળ કરી શકે. આવું વજન અને અન્તરની અટકળ કરવાનું કામ ઇગ્લાંડમાં બાળ વર્ગમાં રાખ્યું છે. આપણાં નવાં ધોરણોમાં તે કામ બીજા ધોરણમાં કરાવવાનું ઠરાવ્યું છે, એટલે કોઈ રીતે અઘરું પડવું ન જોઈએ. વળી નવા ખરડામાં દરેક ધોરણમાં કયાં કયાં કોઠકોનો કેટલો ભાગ શિખવવો એ સ્પષ્ટપણે કહ્યું છે, એટલે નિશ્ચિતપણું વધશે. ઇગ્લાંડનાં ધોરણોમાં આવું નિશ્ચિતપણું છે.

આપણાં જૂનાં ધોરણોમાં ત્રીજા ધોરણમાં દેશી કોષ્ટકો એમ મોઘમ લખેલું હોવાથી લીલાવતી વગેરેનાં હવે ઉપયોગમાં નહિ આવતાં કેટલાંક કોષ્ટકો છોકરાંને ગોખાવવામાં આવે છે. આવાં કોષ્ટકો અંકગણિતની ચોપડીમાં રહેવાં જોઈએ, કે ખપ પડે ત્યારે છોકરાં તેમાં જોઈને તેમનો ઉપયોગ કરી શકે. પણ તે બધાં મોઢે રખાવવાની કાંઈ જરૂર નથી.

---

હવે સ્લેટના ગણિત ઉપર આવીએ. આપણાં હાલ ચાલતાં ધોરણોમાં ધોરણ બહારના વર્ગમાં સો સુધી સંખ્યા શિખવવાની છે. પહેલા ધોરણમાં ચાળીસા સુધીના આંક ચાલે છે, એટલે ૪૦૦ સુધીની સંખ્યા આવે છે. ત્યાંથી બીજા ધોરણમાં એક દમ દસ લાખ સુધીનો કૂદકો મરાવવામાં આવે છે. આવી ઉતાવળ કરવાનું કે હનુમાનના જેવી મ્હોટી ફાળ મારવાનું કાંઈ કારણ દેખાતું નથી. જર્મનીનાં ધોરણોમાં નિશાળે બેસ્યા પછી પહેલા વરસમાં ૨૦ સુધી, બીજા વરસમાં ૧૦૦ સુધી, અને ત્રીજા વરસમાં હજાર સુધીની સંખ્યા શિખવવાનું ઠરાવ્યું છે, અને તેટલી હદમાં દરેક વર્ગમાં ચારે રીતોના મ્હોના તથા સ્લેટના હિસાબ કરાવવામાં આવે છે. પહેલાં ઈંગ્લાંડના પહેલા ધોરણમાં હજાર સુધીની, અને બીજા ધોરણમાં લાખ સુધીની સંખ્યા શિખવવાનું ઠરેલું હતું. તે ઉપર ઘણી સખત ટીકાઓ થવાથી હવે તે ધોરણો બદલાયાં છે, અને જર્મનીને મળતો ક્રમ ઠરાવવામાં આવ્યો છે. ન્હાની ઉમ્મરનાં બાળકોને મ્હોટી સંખ્યાઓનો ખ્યાલ કરવાની શક્તિ હોતી નથી, અને તેવી સ્થિતિમાં મ્હોટી સંખ્યાઓ આપવી એ વગર સમજના ગોખણ જેવું થાય છે. આ વિચાર ઉપર જર્મનીનાં અને ઇંગ્લાંડનાં નવાં ધોરણો ચાલ્યાં છે, અને આપણો નવો ખરડો પણ બાળકોની શક્તિ મુજબ વધવાના ઇરાદાથી સંખ્યા પરિમાણ ક્રમે ક્રમે લેવા ધારે છે. બાળ વર્ગમાં બાળકો વસ્તુઓની મદદથી ૧૦૦ સુધીની સંખ્યા શીખશે, પહેલા ધોરણમાં તે જ રીતે ( વીસા સુધીના આંક હોવાથી ) ૨૦૦ સુધી થશે, અને ત્યાર પછી ત્રણ જ આંકડાથી બહાર ન જવાના ઇરાદાથી બીજા ધોરણમાં ૯૯૯ સુધી સંખ્યા પરિમાણ ચાલશે. હાલના બીજા ધોરણ જેટલું સંખ્યા પરિમાણ હવે પછી ત્રીજા ધોરણમાં થશે, અને તેથી વધારેનું ચોથા ધોરણમાં ચાલશે. આ રીતે છોકરાંને તેમની ઉમ્મર અને શક્તિ ઉપર

નજર રાખીને પગથીએ પગથીએ ઉપર ચઢાવવામાં આવશે.

---

બીજા ધોરણમાં પ્રદર્શનથી રીતો સમજાવવાનું ઠરાવ્યું છે. આ ઘણું અગત્યનું છે. બાળકો સમજે નહિ, છતાં શબ્દો બોલી યંત્રની પેઠે હિસાબ ગણે, એ જરા એ પસન્દ કરવા જેવું નથી, અને તેથી તેમની બુદ્ધિ ખીલતી નથી. પહેલા ધોરણમાં એકમ દશકની અને સોની સમજ આપવાનું ઠરાવ્યું છે, તે પ્રસંગે છોકરાં પાસે મણકા પરોવરાવવાથી સારું શિક્ષણ આપી શકાશે. છોકરાંના હાથમાં દોરાના કકડા આપવા અને તેમાં દસ દસ મણકા પરોવરાવી ગાંઠ વળાવવી. આ દરેક દોરામાં બંધાયેલા મણકા એક એક દશક સૂચવશે, અને છૂટા મણકા એકમ સૂચવશે. એક છૂટો મણકો તે એક એકમ, બે છૂટા મણકા તે બે એકમ, એમ નવ છૂટા મણકા તે નવ એકમ સુધી મણકા ગણાવીને બાળક પાસે બોલાવવું. પછી ઢબુ પૈસો, ટકો, પંચકડું, વગેરે દૃષ્ટાન્તોથી દસ મણકા છૂટા હોય તો દસ એકમ કહેવાય, અને તેમને દોરામાં એકઠા બાંધ્યા હોય તો એક દશક કહેવાય, એ વાત ઉપર છોકરાંને લાવવાં. દસ એકમમાં એક એકમ ઉમેરવાથી અગીઆર એકમ બને છે, તેમાંથી દસને દોરામાં પરોવી બાંધીશું તો અગીઆર એકમ તે એક દશક ને એક એકમની બરાબર થશે. તે પ્રસંગે એમ પણ સમજાવાશે કે આપણે અગીઆર લખવા માટે બે એકડા ( ૧૧ ) કાઢીએ છીએ તેમાંનો ડાબી તરફનો એકડો દશકનો અને જમણી તરફનો એકમનો છે. એ જ પ્રમાણે મણકા હાજર રાખીને નીચે મુજબ બીજો ગનોપતો ચલાવી શકાશે:

૧૨ છૂટા મણકા એટલે ૧૨ એકમ = ૧ દશક + ૨ એકમ.
૧ દશક + ૨ એકમ = ૧૨ છૂટા મણકા અથવા ૧૨ એકમ.
૧૩ છૂટા મણકા અથવા ૧૩ એકમ = ૧ દશક + ૩ એકમ.
૧ દશક + ૩ એકમ = ૧૩ છૂટા મણકા અથવા ૧૩ એકમ.

આ રીતે ધીમે ધીમે ૯૯ સુધી અવાશે, અને તે વખત છોકરાં

૯૯ છૂટા મણકા અથવા ૯૯ એકમ = ૯ દશક + ૯ એકમ,
૯ દશક + ૯ એકમ = ૯૯ છૂટા મણકા અથવા ૯૯ એકમ

એમ શીખશે. ત્યાર પછી ૯ દશક ( એટલે દસ દસ બાંધેલા મણકા ) અને ૯ એકમ ( એટલે છૂટા મણકા ) માં એક મણકો વધારવાથી ૯

દશક + ૧૦ એકમ' બને છે એમ જોવામાં આવશે. ૧૦ એકમને દોરામાં એકઠા બાંધવાથી તેમનો ૧ દશક બને છે, તેથી એકન્દરે ૧૦ દશક થાય છે. આ ૧૦ દશકને એકઠા બાંધવાથી ૧ શતક બને છે તે હવે છોકરાંને સમજાવી શકાશે, અને તેઓ હવે જાણશે કે

૧ શતક = ૧૦ દશક = ૧૦૦ એકમં.

સોમાં એકલો એક શતક જ છે, અને દશક અને એકમ કાંઈ નથી, તેથી તે લખતાં ખાલી જગાઓએ મીડાં લખવાનો રિવાજ છે તે પણ એ પ્રસંગે જણાશે. આ રીતે એકમ, દશક, અને શતકની પાકી સમજ પડી, એટલે માસ્તરના મેજ ઉપર નીચે મુજબ સરવાળો થશે, અને તે જ વખત પાટીઆ ઉપર પણ તે કરી બતાવાશે. છાપવાની અડચણને લીધે અમે નીચે મ્હોટી ચોકડીથી શતક, ન્હાની ચોકડીથી દશક, અને ટપકાથી એકમ દર્શાવીશું.

| માસ્તરના મેજ ઉપર મણકા. | | | કાળા પટીઆ પર રકમો. |
|---|---|---|---|
| દશક | દશક | : : : | ૬૬ |
| દશક | દશક | | |
| દશક | દશક | | |
| દશક | દશક | : : : | ૩૬ |
| દશક | | | |
| શતક | | .. | ૧૦૨ |

ઉપરના હિસાબમાં ૬ દશક અને ૬ એકમની એક રકમ, અને ૩ દશક અને ૬. એકમની બીજી રકમ, એ રીતે બે રકમો માસ્તરના મેજ ઉપર પડી છે. પાંચ ગાયો અને ચાર ભેંશોનો સરવાળો કરીએ તો નવ ભેંશો કે ગાયો કહેવાય નહિ, પણ પાંચ ગાયો અને ચાર ગાયો એકઠી કરીએ, તો નવ ગાયો કહેવાય, એ વગેરે કેટલાંક દ્રષ્ટાન્તોથી સમજાવી શકાશે, કે એકમ ભેગા એકમ જ જાય અને દશક ભેગા દશક જાય. પછી છોકરા બન્ને રકમના એકમોને, અને ત્યાર પછી દશકોને એકઠા કરતા જોશે, એટલે પ્રત્યક્ષ અવલોકનથી સરવાળો કોને કહેવાય તે સમજી શકશે. હવે આ રકમોના એકમો એકઠા કરતાં ૧૨ છૂટા મણકા અથવા એકમ થાય છે. પહેલાંના શિક્ષણ ઉપરથી તરત છોકરા તે પૈકી ૧૦ એકમને દોરામાં એકઠા બાંધી તેમનો ૧ દશક બનાવશે, અને પછી ૨ એકમ રહેશે તેમને એકમના સ્થાનમાં મૂકશે. આ રીતે જે ૧ દશક આવ્યો તે વધી છે એમ પણ તેઓ નજરે જોયાથી સમજશે, અને તે દશક હોવાથી દશકના ભેગો જાય છે તે પણ જાણશે. પછી દશકોને ભેગા કરતાં ૧૦ દશક થાય છે. છોકરા તેમને એકઠા બાંધી તેમનો એક શતક બનાવશે, અને તેને ડાબી તરફ શતકની જગાએ મૂકશે, એટલે દશકની જગા ખાલી રહેશે. આટલું કામ પ્રત્યક્ષ અવલોકનથી થયા પછી તે જ હિસાબ પાટિયા ઉપર આંકડા મૂકીને કરાવાશે. આમ ચાલવાથી સરવાળો એટલે શું. વદી કોને કહેવાય, શૂન્ય ક્યાં મૂકાય, વગેરે સઘળી બાબતો છોકરાંને અવલોકનથી સમજાવી શકાશે, અને વગર સમજ્યું યંત્રની માફક કામ થશે નહિ. અમદાવાદની મ્યુનિસિપાલિટીએ આવી રીતનું શિક્ષણ આપવા માટે પોતાની નિશાળોમાં મણકાને બદલે ગંધક વગરની દીવાસળી જેવી સળીઓ પૂરી પાડી છે. એ ઠેકાણે દસ દસ સળીઓની ઝૂડી બાંધવાથી દશક થશે, અને તેવી દસ ઝૂડીઓ એકઠી બાંધવાથી શતક બનશે, અને બીજું સઘળું કામ ઉપર સમજાવ્યા પ્રમાણે ચાલી શકશે. બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, વગેરે સઘળું વસ્તુઓની મદદથી આ મુજબ સમજાવી શકાય તેમ છે. અપૂર્ણાંકના નિયમો પણ પ્રદર્શનથી સમજાવી શકાય તેવા છે.

ત્રીજા ધોરણથી અંકગણિતની રીતો શિખવાતી જાય તેમ તેમનાં કારણો શિખવવાનું ઠરાવ્યુ છે. આ વિષય બહુ જ અગત્યનો છે, અને તેના ઉપર શિક્ષકોનુ પૂરું લક્ષ નથી એ દિલગિરી ભરેલું છે. બાળકોની બુદ્ધિ કેળવવાને અને તેમને વિચાર કરતાં શિખવવાને રીતોનાં કારણો એ બહુ ઉપયોગી વિષય છે. હમે થોડા દિવસ ઉપર એક નિશાળ તપાસી તેમાં છોકરાંએ ભાગાકારનો હિસાબ કરી ખરો જવાબ આણ્યો હતો. શિક્ષકને એથી સંતોષ થયેલો જણાતો હતો, પરન્તુ બાળકનુ કાંઈ કલ્યાણ થયુ કે નહિ, અને તેમણે સમજીને હિસાબ કર્યો હતો કે વગર સમજે યંત્રની માફક કર્યો હતો તેનુ એને ભાન નહોતું. ભાગાકાર આવી જાતનો હતો:

```
૨૬ |૪૬૩૫| ૧૭૮
    ૨૬
    ----
    ૨૦૩
    ૧૮૨
    ----
    ૨૧૫
    ૨૦૮
    ----
      ૭
```

આમાં હમે છોકરાંને પ્રશ્ન કર્યો, કે એક ભાગ ચલાવ્યા પછી ૨૦ શેષ વધ્યા તેની કિંમત શી છે, અને તેના ઉપર ૩ નો અંક કેમ ચઢાવ્યો? વળી ત્યાર પછી સાતે ભાગ ચલાવ્યાથી ૨૧ શેષ રહ્યા તેની શી કિંમત છે, અને તેના ઉપર ૫ નો અંક શા માટે ચઢાવ્યો? આ પ્રશ્નોનો એક પણ છોકરાથી ઉત્તર અપાયો નહિ. દરેક શેષની કિંમત શી છે, અને ઉપર આંકડો શા માટે ચઢાવવો તેનુ કોઈને ભાન નહોતું. તેઓ યંત્રની માફક વગર સમજે હિસાબ ગણતાં હતા, અને તેઓ તથા શિક્ષક જવાબથી રાજી થતાં હતાં. આવું શિક્ષણ કેવળ નકામું છે, અને તેથી છોકરાંની બુદ્ધિને કાંઈ જ લાભ થતો નથી. હિસાબના દરેક પગથીઆનું કારણ તેમના જાણવામાં હોવું જોઈએ. હાલનાં ધોરણોમાં રીતો શિખવવાની કહી છે

એટલે તેમાં કારણોનો સમાસ થાય છે, પરન્તુ તે સ્પષ્ટ લખેલું નહિ હોવાથી શિક્ષકો તે પર ધ્યાન આપતા નથી. આશા છે કે કારણો શિખવવાનું હવે સ્પષ્ટ લખ્યું છે એટલે શિક્ષણમાં સુધારો થશે. કોઈ પણ સુધરેલા દેશની નિશાળોમાં કારણો વગર ગણિતની રીતો શિખવાતી નથી. ડાક્ટર ક્રિચનું તો ત્યાં સુધી કહેવું છે, કે પગથીએ પગથીએ છોકરાંને દોરવાથી છોકરાં દરેક રીત પોતાની મેળે ખોળી શકે છે, અને એક પણ રીત શિક્ષકને પોતાને કહી દેવી પડતી નથી.

---

સ્લેટ ઉપર છોકરાં જે હિસાબો ગણે છે, તે ઘણી વખત અવ્યવસ્થિત હોય છે, અને તેમાં વગર સફાઈએ આંકડા ગુંચવી નાખેલા હોય છે. શિક્ષક તેમને પગથીઆ બન્ધ હિસાબ લખવાનું શિખવતો નથી તેથી એમ થાય છે. તેથી હમેશાં સફાઈબંધ વ્યવસ્થાથી લખવાની ટેવ પાડવાનું નવાં ધોરણોમાં ઠરાવ્યું છે. પાટીઆ ઉપર શિક્ષકનું કામ એવું વ્યવસ્થિત જોઈએ કે તેથી છોકરાંને ધડો મળે. ભૂમિતિનો સિદ્ધાન્ત લખતાં જેમ દરેક લીટીમાં જુદું પગથીઉં લખવાનો વહિવટ છે, તેમ અંકગણિતમાં પણ થવું જોઈએ.

---

મ્હોના ગણિતમાં લેખાં હાલ મુજબ નવા ખરડામાં પણ કાયમ છે, પરન્તુ તેમની ગોઠવણમાં ફેર કરી હલકાં ધોરણોમાં બોજો ઓછો થાય તેમ કર્યું છે. વળી દેશી હિસાબની નવી આવૃત્તિઓમાં કેટલીક નકામી પેટા કૂચીઓ દાખલ કરી છે તે બાદ કરવાનું ઠરાવ્યું છે. પણ તેના બદલામાં રીતો વગર સમજે ગોખાવવાનું બંધ કરી તેમનાં કારણો શિખવવાનું દાખલ કર્યું છે. આથી બાળકો ઉપર નકામો બોજો ઘટી શિક્ષણ સારું થશે. વળી લેખી ગણિતની સઘળી રીતોના ન્હાના હિસાબ મ્હોએ ગણાવવાનું ઠરાવ્યું છે. યૂરોપમાં બધે એ રીતે થાય છે, અને ઇંગ્લાન્ડના કોડમાં એવું ઠરાવ્યું છે, કે દરેક રીતના ન્હાના હિસાબ મ્હોએ ગણવાનો મહાવરો થયા પછી મ્હોટા હિસાબ સ્લેટ પર ગણવા આપવા. આ રીતને ફ્રિચ વગેરે શિક્ષણ પદ્ધતિના ગ્રંથકારો ઘણી વખાણે છે, અને તેઓ કહે છે, કે તેથી બાળકોમાં હિસાબ ગણવાની ચપળતા ઘણી વધે છે. તેમનો મત એવો

છે કે સઘળી રીતોના હિસાબ મ્હોએ તેમ જ સ્લેટ પર ગણાવવા જોઈએ. મ્હોના અને સ્લેટના ગણિતમાં ફેર એટલો જ હોવો જોઇએ કે, જ્યારે મ્હોના હિસાબ ન્હાના હોય છે, ત્યારે સ્લેટના મ્હોટા હોય છે. આપણા ડેપ્યુટી ઇન્સ્પેક્ટરના કોડમાં પણ એવું ઠરાવ્યું છે, કે ગણિતના લાંબા દાખલા સ્લેટ પર ગણાવતા પહેલાં તે રીતોના ન્હાના દાખલા મ્હોએ ગણાવવા, પરન્તુ થોડા જ મહેતાજીઓને એ વાતની ખબર છે. હવે આ વાત સ્પષ્ટ કરી ધોરણોમાં દાખલ કરી છે, એટલે મહેતાજીઓના જાણવામાં આવશે, અને તે રીતે શિક્ષણ અપાશે. ઇંગ્લાંડમાં કેવી જાતના મ્હોના હિસાબ પૃછાય છે, તે ત્યાંના ઉપલા વર્ગોની પરીક્ષાના નીચે ઉતારેલા કેટલાક સવાલોથી જણાશેઃ—

૧૭+૨૯+૧૮+૧૬=

૨૫૭−૧૪૩+૧૨૪+૪૭૬=

૧૮+૧૬−(૨૭−૯)=

૬૮૩×૧૯=

દોઢ દિવસની મિનિટ કેટલી?

૮૧૯ અને ૧૦૭૧નું દઢભાજક?

૨૫૦૦÷૬ ૧/૪=

(૩/૪ ના ૩ ૧/૪)×(૨ ૧/૬ − ૧ ૩/૭)=

એક પાઉન્ડમાંથી ૧/૩, ૧/૬, અને ૧/૫ પાઉન્ડ બાદ કરતાં જે બાકી રહ્યું તેની કિંમત?

૧૭.૩૫ પાઉન્ડની પાઉન્ડ, શિલિંગ, પેન્સમાં કિંમત?

૨ પાઉન્ડ, ૫ શિલિંગ, ૬ પેન્સનું દશાંશ રૂપ?

નીચેનાં પ્રમાણ પૂરાં કરવાં ——

(૧) : ૪૨ : : ૫ : ૩૫

(૨) ૫૬ : : : ૩૨૦ : ૪૦

(૩) ૩૬૦ : ૯ : : ૮૨૦૦ :

૯ ૩/૪ પેન્સને ભાવે ૧૪૪ નંગની કિંમત?

૨૬ વાર ફીતમાંથી ૩ ૩/૪ ઇંચ જેવડા કેટલા કકડા થશે?

અને નકશામાં બતાવવી, તથા મામલતદાર કે ફોજદાર ક્યાં રહે છે, અથવા બાજરી, કોદરા, ઘઉં, ડાંગર, વગેરે પેદાશ ક્યાં થાય છે, તે ગોખી કાઢવું તેનું નામ ભૂગોળ સમજવામાં આવે છે. પણ ભરૂચમાં કપાસ શા માટે થાય, નડીઆદની તમાકુ શા માટે વખણાય, અમદાવાદમાં મીલો કેમ ઘણી નીકળી, અથવા અમદાવાદ જિલ્લાના અમુક તાલુકામાં ઘણાં ગામ છતાં અમુક બીજા તાલુકામાં થોડાં ગામ શા માટે છે, તેનું કારણ ખોળી કાઢવાનો પ્રયત્ન ભાગ્યેજ થાય છે. એક નિશાળમાં હમે ગુજરાત અને અમદાવાદ જિલ્લાના નકશા જોડાજોડ ટાંગીને પ્રશ્ન પૂછયો તો ગુજરાત કરતાં અમદાવાદ જિલ્લો મ્હોટો છે એમ જવાબ મળ્યો હતો. સ્કેલ તરફ તથા નકશા પર અન્તરો મપાવવા તરફ શિક્ષકે ધ્યાન આપ્યું નહોતું. એક બીજી નિશાળનાં છોકરાં હિન્દુસ્તાનના છાપેલા નકશામાં ગામો બતાવતાં હતાં, પણ શિક્ષકને પાટીઆ પર નકશાનું ખોખું દોરવાનું કહી તેમાં છોકરા પાસે ગામો મૂકાવ્યાં તો ઘણો વિચિત્ર પરિણામ આવ્યો. શિક્ષક નકશામાં કાઠિઆવાડ કાઢવાનું જ વિસરી ગયો, અને છોકરાંએ સુરતની ઉત્તરે પૂના, નાગપુરને ઠેકાણે મુમ્બાઈ, વગેરે દાખલ કર્યાં. આવા ઘણા દાખલા આપાય, પણ વિસ્તાર કરવાની જરૂર નથી. આવા શિક્ષણમાં કેટલેક શિક્ષકનો દોષ હોય છે. વળી શિક્ષકને જોવા માટે ગુજરાતીમાં જોઈતાં મ્હોટાં પુસ્તકો કે સાહિત્યો જોઈએ તે નથી તે અડચણ પણ નડે છે, અને કાંઈક ધોરણની પણ ખામી છે. ધોરણોમાં જિલ્લાથી શરૂઆત થાય છે, પછી પ્રાન્ત, ઇલાકો, દેશ, આદિ શિખવાય છે; અને ડેપ્યુટી ઇન્સ્પેક્ટરોના કોઠામાં કરાવ્યું છે, કે જે દેશ શિખવાનો હોય તેની ભૂગોળનાં નામો અને આંકડા આપે તે દેશની ભૂતળ રચના, આબો હવા, ઇતિહાસ, ખેતી, ઉદ્યોગ, વ્યાપાર, રસ્તા, રેલવે, હોડીઓ ચાલે તેવી નહેરો, બંદરની જકાતનાં નાકાં, વહાણો, પોસ્ટ ઓફિસો, તાર, લશ્કર, પોલીસ, ઇનસાફની કોરટો, જેલો, ખેતરોને પાણી પૂરું પાડવાની નહેરો, તળાવો, બીજાં જાહેર બાંધકામો, જંગલો, નદી રસ્તાની યોજનાઓ, તનદુરસ્તી રાખવાનાં સાધનો, ઇસ્પિતાલો, નિશાળો, જમીનની મહેસૂલ, ગામડાં અને કસ્બાઓની સ્થાનિક સ્વરાજ્ય વ્યવસ્થા, હિન્દની સઘળી સરકારના તાબાની રાજ્ય વ્યવસ્થા, એ વગેરે

બાબતો શિખવવી. પરન્તુ જે બાળકે પોતાના ગામમાં જોવામાં આવતી આ બધી હકીકતની જાત માહિતી મેળવી નથી તેને દૂરના મુલકની તેવી હકીકતનો પૂરો ખ્યાલ આવી શકતો નથી. જે બાળકે પોતાના ગામની જમીનનો ઢોળાવ, ઊંચાણ, નીચાણ, ડુંગર, પાણી વહેવાની દિશા, નદી, ખેડાણ જમીન, જંગલ, છોડ, પ્રાણીઓ, વગેરેનું પ્રત્યક્ષ અવલોકન કર્યું નથી, તેને દૂરના મુલકની ભૂતળ રચનાની સમજ પડી શકશે નહિ. જેણે પોતાના ગામની કાળી કે ગોરી જમીનમાં કયો પાક થયો છે તે જાતે જોયું નથી, તે કેવા મુલકમાં કયો પાક થાય, ભરૂચમાં કપાસ કેમ થાય, અને કોકણમાં ડાંગર કેમ પાકે, તે સમજી શકશે નહિ. પોતાના ગામમાં જે ઉદ્યોગો ચાલતા હોય તેની જેણે જાત માહિતી મેળવી નથી, તેને દૂર દેશના ઉદ્યોગોનો ખરો ખ્યાલ આવી શકશે નહિ. ગામનો ખેડૂત શાહુકાર પાસેથી નાણાં ઉછીનાં લે છે, રબારી પાસેથી બળદ ખરીદે છે, વાણીઆ પાસેથી ખાં લે છે, સુતાર પાસે હળ કરાવે છે, લુહાર પાસેથી કોશ લાવે છે, મોચીને ત્યાં કોસ તૈયાર કરાવે છે, ચામડીઆને ત્યાંથી વાધરો લાવે છે, અને આ રીતે ઘણા ધંધા એક બીજા સાથે સંકળાયેલા હોય છે, એમ જેને પ્રત્યક્ષ માહિતી કરવામાં નહિ આવે તે દૂરના મુલકના ધંધાઓની સંકળના સમજી શકશે નહિ. પોતાના ગામની વધારાની પેદાશ લોકો ગામમાં ઘાલીને નજીકના કસ્બામાં વેચી આવે છે, અને પોતાને ત્યાં નહિ થતી ચીજો ત્યાંથી ખરીદી લાવે છે, એ જેણે જોયું નહિ હોય તેને દૂર દેશનાં આયાત કે નિકાશ વ્યાપારની સમજ પડશે નહિ. જેણે પોતાના ગામમાં તલાટી, પટેલ, ચોકીઆત, પોલીસનો માણસ, મહેતાજી, ડેપ્યુટી ઇન્સ્પેક્ટર, શીતળા કારકુન, ટપાલનો સિપાઈ, વગેરે જુદા જુદા ખાતાના નોકરોને પ્રત્યક્ષ કામ કરતાં જોયા નહિ હોય, તે રાજ્યની વ્યવસ્થા સમજી શકશે નહિ. આ રીતે દૂરના મુલકની ભૂતળ રચના કે ભૂગોળનો બરાબર ખ્યાલ કરવાને પોતાના ગામની તેવી જ હકીકતનો જાતિ અનુભવ મેળવવાની જરૂર છે. આનું નામ જર્મન લોકો **ઘરની** ( એટલે પોતાના ગામની ) ભૂગોળ કહે છે, અને તે યથાસ્થિત શિખવવાની તેઓ ઘણી કાળજી રાખે છે. ઘરની ભૂગોળ શીખ્યા વિના દૂરની ભૂગોળનો પૂરો ખ્યાલ આવતો ન-

તેનો તેની સાથે મુકાબલો કરાવવો. જેમકે, અમદાવાદનાં છોકરાં એમ જાણતાં હોય કે બજારમાંથી સ્ટેશન સુધી જતાં સુમારે એક માઇલ થાય છે, તો પછી તેઓ સમજી શકશે કે અમદાવાદથી મહેમદાવાદ જવાને તેટલું અરાઢ કે ઓગણીસ વાર ચાલવું પડશે. આગળ જતાં પર્વતો વગેરેની ઊંચાઇની વાતો કરવાની આવશે, તેનો પૂરો ખ્યાલ થઈ શકે તે માટે નિશાળના મકાનની કે ગામના દેવળ કે તેવા મકાનની ઊંચાઈ છોકરાંને યાદ રખાવવી, અને પછી તેના કરતાં ફલાણો પર્વત આટલા ગણો ઊંચો છે તે ઉપર મુકાબલાથી તેમને લઈ જવાં.

( ૩ ) ભૂગોળમાં અન્તર અને કદ સમજવાની જેટલી જરૂર છે, તેટલી જ **જગાઓનો અરસપરસ સ્થળ સમ્બન્ધ** સમજવાની જરૂર છે. એની શરૂઆત વર્ગના ઓરડામાંની અથવા માસ્તરના મેજ ઉપરની વસ્તુઓથી કરાવવી. અમુક વસ્તુથી અમુક વસ્તુ જમણી, કે ડાબી, કે આગળ, કે પાછળ, કે ઉપર, કે નીચે છે તે પ્રથમ છોકરાંના ધ્યાનમાં ઉતારવું. વસ્તુઓની જગા હેર ફેર કરવી, પછી તે જમણીની ડાબી થઈ, આગળથી પાછળ ગઈ, વગેરે મનોયત્નો કરાવવાં. વળી છોકરો પ્રથમ ઊભો હશે તેનાથી સામી બાજુએ તેને ઊભો રાખવામાં આવશે તો તે જાણશે કે ડાબું, જમણું, વગેરે નિશ્ચિત દિશાઓ નથી, પણ આપણી ઊભા રહેવાની દિશા સાથે તેમનો સમ્બન્ધ છે. આથી નિશ્ચિત દિશાની જરૂર તેમને લાગશે, અને તેથી દિશાઓ ઉપર જવાશે.

( ૪ ) દિશાઓ વર્ગના ઓરડામાં બેશીને નકશા ઊપરથી શિખવવી નહિ, પણ છોકરાંને બહાર તેડી જઈ સૂર્ય ઊગતો તથા આથમતો દેખાડવો, અને તે ઉપરથી પૂર્વ અને પશ્ચિમની સમજ આપવી. વળી કંપાઉન્ડમાં એક લાકડી ઊભી દાટવી, અને તેનો પડછાયો સવારે, દસ વાગે, બપોરે, ત્રણ ચાર વાગે, અને સાંજે કેટલો લાંબો અને કઈ દિશા તરફ પડે છે તેનું અવલકોન કરાવવું. ઘરો, ઝાડો, તથા બીજી વસ્તુઓના પડછાયા તરફ પણ લક્ષ ખેંચવું. પૂર્વ અને પશ્ચિમ સમજાઈ એટલે બીજી દિશાઓ શિખવવાની મુશ્કેલી પડશે નહિ, પરન્તુ તે પણ મકાનની બહાર છોકરાંને લઈ જઈને બતાવવી જોઈએ.

( ૫ ) આ રીતે દિશાઓની સમજ પડી, એટલે છોકરાંને ગામ બહાર કે ગામમાં લઈ જવાં, અને જુદાં જુદાં મકાનો, ખેતરો, ઝાડો, તથા બીજાં સ્થળો કે વસ્તુઓ એક બીજાથી કઈ કઈ દિશાએ છે તેનું અવલોકન કરાવવું, અને તેમના વચ્ચે કેટલું અન્તર છે તે મપાવવું. કોઈ કોઈ વખત અન્તરના આંખ વડે અજમાયશ પણ કરાવવી. ન્હાનું હોકાયંત્ર ઘડીઆળની સાંકળી જોડે લટકાવવાનું આવે છે તે ઘણી જુજ કિમ્મતે મળે છે, તે હોય તો આ પ્રસંગે બતાવી દિશાઓ કેમ પારખવી એ સમજાવવાનું ઠીક પડશે.

( ૬ ) ઉપર મુજબ મનોયત્નો થયા પછી વર્ગના ઓરડાનો નકશો પાટીઆ પર માસ્તરે દોરવો. શરૂઆતનો નકશો ચોકસ હોવાની જરૂર નથી. એ પ્રસંગે પોતે જે જે જુએ છે તે પાટીઆ પર ધોળી લીટીઓ વડે કેવી રીતે દર્શાવાય છે તેટલું જ છોકરાંને સમજાવવાનો હેતુ છે. પાટીઉં ભોંય ઉપર મુકવું, અને તેના નકશાનો ઉત્તર ભાગ ઉત્તર દિશા તરફ રાખવો. છોકરાં કહેતાં જાય તેમ તેમ નકશામાં બારી, બારણાં, માસ્તરનું મેજ, ખુરશીઓ, કબાટ, વગેરે જે વસ્તુઓ ઓરડામાં હોય તે દર્શાવતા જવું. વસ્તુઓના જગાઓ બદલીને નકશામાં પણ તેમનો ફેરફાર કરવો. આ પ્રમાણે પાટીઆ પરનો નકશો તૈયાર થાય, એટલે પાટીઉં ઘોડી ઉપર મુકવું. અને તેમ કરતાં ઉત્તર ભાગ ઉપર આવે એવી રીતે ગોઠવવાનો રિવાજ છે તે સમજાવવું. પછી એ રીતનો નકશો છોકરાંને પોતાની સ્લેટ ઉપર કાઢવા કહેવું. છોકરાં મ્હોટાં થતાં જાય તેમ ઓરડાની લંબાઈ પહોળાઈ, તથા જુદી જુદી વસ્તુઓ વચ્ચેનું અન્તર મપાવીને માપ પ્રમાણે ફરી વધારે ચોકસ નકશો દોરવો, અને તે ન્હાનો મ્હોટો પણ કરવો, ત્યાર પછી છોકરાં પાસે તેવા નકશા દોરાવવા. આ મનોયત્નોથી નકશો એટલે શું તેનું છોકરાંને જ્ઞાન થશે. નિશાળના ઓરડાને લગતાં મનોયત્નો થયાં, એટલે તે નકશો ન્હાનો કરી તેમાં આખું મકાન, કમ્પાઉન્ડ, નિશાળના [illegible], આસપાસનાં મકાનો, છોકરાં ઘેરથી નિશાળે આવે છે તે રસ્તા, વગેરે ધીમે ધીમે ઉમેરતા જવું.

( ૭ ) રસ્તા, રાન, આગગાડીઆના પાટા, પરગણાના કસ્બા, ગામો,

એ વગેરેનું પણ કથિત પાઠ વડે ભાન કરાવવું.

---

આટલું શરૂઆતનું ભાન થયું અને નકશો એટલે શું તે સમજાયું, એટલે પછી પોતાના ગામની ભૂગોળની શરૂઆત થશે. ગીફી કહે છે તે ખરું છે, કે ભૂગોળની રાજકીય સીમાઓ કે વિભાગોની સમજ પડતા પહેલાં બાળકોને ભૂતળમાં ગણાતા કુદરતી બનાવો સમજવા લાગે છે, અને તેમાં રસ પડે છે. અમુક પ્રદેશની સીમા ફલાણી છે, કે તેમાં ગામ ફલાણાં છે, એથી તેમને જેટલો રસ પડે છે, તેના કરતાં આકાશમાં થતા ફેરફાર, ઘડીમાં તડકો અને ઘડીમાં વાદળાં, દિવસ અને રાત, પવનનો ઝપાટો, વરસાદ, જમીન, છોડ, પ્રાણીઓ, વગેરે બહારની સૃષ્ટિની જે હકીકત તેઓ જોઈ શકે છે તેમાં વધારે રસ પડે છે. કેળવણીમાં જે બાળકના પ્રત્યક્ષ અનુભવમાં આવી શકે તેનો સમ્બન્ધ જોડવો બહુ અગત્યનો છે. આ કારણથી **રાજકીય ભૂગોળ પહેલાં ભૂતળ રચનાનું ભાન કરાવવું જોઈએ**, અને ભૂગોળની શરૂઆત પોતાના ગામથી થવાની છે, માટે પોતાના ગામની ભૂતળ રચનાનું ભાન પ્રથમ થવું જોઈએ. ફ્રિય કહે છે તે ખરું છે, કે પૃથ્વી ઉપર માણસ વસતો ન હોત તો તે જેવી હોત તે તેની ભૂતળ, અને માણસ વસવાથી જે તેમાં વધ્યું તે તેની રાજકીય ભૂગોળ છે. રાજકીય ભૂગોળની ઘણી બીનાઓ ભૂતળ રચનાની સમજ વિના ખ્યાલમાં ઉતરી શકતી નથી.

---

હવે પોતાના ગામની ભૂતળ તથા ભૂગોળના સમ્બન્ધમાં શું શિખવવું જોઈએ તે પર આવીએ. આનો ઘણો ભાગ છોકરાંને ગામમાં અને સીમમાં તેડી જઈને શિખવવો પડશે. એ મુસાફરીઓની મતલબ એવી છે, કે બાળકોને અવલોકન તથા વિચાર કરવાની ટેવ પડે, તેમની ભૂગોળની જાણાકારી ગૃહણ કરવાની શક્તિ વધે, અને તેમને કુદરતનો શોખ પેદા થાય. છોકરાંને બહાર તેડી જતાં પહેલાં વર્ગમાં થોડું કામ કરવું પડશે. મુસાફરીના જે જે રસ્તા અને તેમના ઉપર આવેલી જગાઓ બાળકોના જાણવામાં હોય તે તેમને પૂછવી, અને તેનો પાટીઆ પર નકશો દોરવો. વળી બહાર ગયા પછી

કઈ કઈ બાબતો જોવી અને ધ્યાનમાં રાખવી તે બાબત પણ સમજૂત કરવી. મુસાફરીમાંથી પાછા આવ્યા પછી તેમાં જે જોવામાં આવ્યું હોય તેનું પ્રશ્નો પૂછીને પુનરાવર્તન કરાવવું, અને તે હકીકતોના વર્ગ પાડી પાટીઆ પર તેમનું ટાંચણ કરવું.

---

ગામની રાજકીય ભૂગોળ પહેલાં ભૂતળ રચનાનો ઘણો ભાગ શિખવવો જોઈએ. તેમાં કઈ કઈ બાબતો પર ધ્યાન આપવું તે વિષે ગીજી-ની સૂચના નીચે મુજબ છેઃ

( ૧ ) જમીનના ઢોળાવ અને ઊંચાણ નીચાણ તરફ બાળકોનું પ્રથમ લક્ષ ખેંચવું. જ્યાં સપાટ જમીન હશે ત્યાં પણ પાણીના વહેવાથી જમીનનો ઢોળાવ ધ્યાનમાં આવી શકશે. એકાદ વરસાદનું ઝાપટું આવે તે વેળા જોઈશું, તો પાણીનાં ન્હાનાં ન્હાનાં વહેળીઆં કેમ ચાલે છે તે દેખાશે, તે એકઠાં મળી મ્હોટો વહેળો કેમ થાય છે તે જણાશે અને વહેળો ગામના તળાવમાં કેવી રીતે ભળે છે ને જોવામાં આવશે. આથી નદી કેમ બને છે, કેમ વધે છે, અને દરીઆને કેવી રીતે મળે છે તેનો ખ્યાલ આપી શકાશે. જ્યાં જરા ઊંચી જમીન હશે ત્યાંથી જુદી જુદી દિશાએ વહેળીઆં જતાં માલૂમ પડશે, તેથી જળ વિભાગની સમજ પડશે. (હમે એક નિશાળમાં પડવું હતું કે સિન્ધુ અને બ્રહ્મપુત્રા નદીની

બતાવવું, ઓળખાવવું, અને પછી તેમનું છોકરા પાસે સારૂં વર્ણન કરાવવું.

( ૨ ) આ રીતે કેટલીક વાર સીમમાં જઈ જમીનનું સ્વરૂપ સમજાવ્યું, અને જુદી જુદી જગાઓનાં અરસપરસ અન્તર જાણવામાં આવ્યાં, એટલે એક ઊંચી ટેકરી કે કોઈ ઊંચા મકાન ઉપર ચઢીને આખો દેખાવ એક નજરે જોવાનો પ્રયત્ન કરવો.

( ૩ ) જમીનનું સ્વરૂપ સમજાય એટલે તરત તે દર્શાવવા બાળક પાસે ભીની માટી કે રેતીના નમૂના બનાવરાવવા. તેઓ માટીના ડુંગર બનાવે, ખીણો બનાવે, તળાવ બનાવે, વગેરે ગામની આસપાસનું જે સ્વરૂપ જોવામાં આવ્યું હોય તે બતાવનારો નમૂનો બનાવે.

( ૪ ) જમીનના સ્વરૂપની જે હકીકત ( જેવા કે ડુંગર, પર્વતની હાર, અખાત, ઉપસાગર, દ્વીપકલ્પ, વગેરે ) ગામની નજીકમાં જોવામાં ન આવતી હોય તે શિક્ષકે નમૂના બનાવી બતાવવી. છોકરાને ગામના તળાવ કે નદી પર લઈ જવામાં આવશે તો અખાત, ઉપસાગર, ભૂશીર, બેટ, વગેરેના નમૂના ત્યાં પ્રત્યક્ષ જોવામાં આવશે.

( ૫ ) ગામનાં ખેતરોમાં જોવામાં આવતી જુદી જુદી જમીનોની સહેલી સમજ આપવી, અને તેમાં કયો પાક થાય છે તે પ્રત્યક્ષ બતાવી સમજાવવું. ઉપરની જમીન કેવી રીતે બની છે તે સમજાવી શકાય તો તેની પણ સમજ આપવી.

( ૬ ) મુસાફરીના દરમ્યાન જુદી જુદી જાતના જે પત્થર જોવામાં આવે તે ઓળખતાં શિખવવું; જેમકે, આ ચુનાનો પત્થર છે, આ રેતીનો છે, આ ગ્રાનીટ છે, વગેરે. છોકરા આવા પત્થર જુએ તે નિશાળના સંગ્રહસ્થાનમાં લાવે તેનું તેમને ઉત્તેજન આપવું. સીમમાં ખડકવાળી જમીન ઉઘાડી પડવાથી દેખાતી હોય, તો ઉપલી જમીનની નીચે તે કેવી રીતે આવી છે તે દેખાડવું.

( ૭ ) રાત કરતાં દિવસે અને શિયાળા કરતાં ઉન્હાળામાં ગરમી વધારે પડે છે તે તરફ છોકરાનું લક્ષ ખેંચવું, અને તાપમાં સૂકવેલાં ધોતીઆંમાંનું કે બીજું પાણી વરાળ થઈ હવામાં જતું રહે છે તે બતાવવું. પાણીની તપેલી ચૂલા ઉપર મૂકી પાણીની વરાળ કેવી રીતે થાય છે તથા વરાળનું પાણી

કેવી રીતે બને છે તે પણ બતાવવું. તે ઉપરથી વાદળાં ઉપર જવાશે, અને વરાળનાં વાદળાં થાય છે તથા તે ઠંડાં પડવાથી વરસાદ પડે છે તે સમજાવાશે.

( ૮ ) વરસાદ ઉપરથી વહેળા તથા નદી ઉપર અવાશે. ગામ પાસે નેવો વહેળો કે નદી હોય તો તે પ્રત્યક્ષ બતાવવું, અને પાણી વહેવાથી જમીન કેવી રીતે ખોદાઈને પાણી જવાનો રસ્તો થાય છે, અને તેથી કેવી રીતે નદીનાં કોતરો બને છે તે પ્રત્યક્ષ અવલોકનથી સમજાવવું. નદીની જમણી તેડ કઈ અને ડાબી તેડ કઈ તે પણ ધ્યાનમાં ઉતારવું.

( ૯ ) ગામની નજીકમાં કોઈ ઝરણું હોય તે પણ પ્રત્યક્ષ બતાવવું. વરસાદનું કેટલુંક પાણી જમીનમાં ઉતરી તેમાં ફરીને પછી કેવી રીતે બહાર નીકળે છે તે તેથી સમજાશે. વરસાદ પછી તરત ઝરણું જોવાથી તેમાંથી વધારે પાણી નીકળતું દેખાશે, અને ઉન્હાળામાં જોવાથી ઓછું દેખાશે. આમ બે વખત જોવડાવી મુકાબલો કરાવવાથી ઝરણનો વરસાદ સાથેનો સમ્બન્ધ પ્રત્યક્ષ થશે. નદી કે તળાવના પાણી, કુવાનું પાણી, વગેરે તરફ લક્ષ ખેંચવાથી પણ ઝરણની સમજ પડશે.

( ૧૦ ) ગામ દરીઆ કિનારે હોય તો ભરતી તથા ઓટ કેમ આવે છે તે બતાવવું. અને તે એક ઠેકાણે જમીન ખોદે છે, તથા બીજે ઠેકાણે કચરો એકઠો કરે છે તે તરફ લક્ષ ખેંચવું.

( ૧ ) જો ગામનું નામ અર્થવાળું હોય, તેથી કાંઈ જૂનો ઇતિહાસ જણાતો હોય, તેથી કોઈ જૂની આગળ થઈ ગયેલી વસ્તીનું ભાન થતું હોય, તો ગામના નામ વિષે ઘટતી વાર્તા કે હકીકત કહી તે નામ પડવાનું કારણ સમજાવવું.

( ૨ ) ગામની શેરીઓ, રસ્તા, મકાનો વિષે માહિતી કરાવવી. આમાંનું કેટલુંક શિક્ષણ વર્ગને નિશાળ બહાર તેડી જવાથી થયું હશે. મકાનો શાનાં બન્ધાય છે, રસ્તા શેના બનાવ્યા છે, તેમાં વપરાતા પત્થર, ઇંટો, નળીઆં, ખીલા, વગેરે કેમ થાય છે તે સમજાવવું. વળી ગામનાં ઘર, દેવળ, મસીદ, વગેરેના ઘાટમાં ફેર હોય છે તે તરફ લક્ષ ખેંચવું.

( ૩ ) ગામની વસ્તીના મ્હોટા આંકડા છોકરાંથી સમજાતા નથી, પણ વસ્તી નિશાળનાં છોકરાં કરતાં આટલા ગણી છે તેમ કહેવાથી વધારે સમજ પડશે. વસ્તીમાં ઘણું કરીને પુરૂષ કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે હોય છે તે તરફ લક્ષ ખેંચવું.

( ૪ ) ગામના સ્થળ કે બીજા કારણ ઉપરથી ત્યાં વસ્તી વધારે એકઠી થવાનું શું કારણ છે તે સ્પષ્ટ જણાઈ આવતું હોય, તો તે તરફ લક્ષ ખેંચવું. ( જેમ કે અમદાવાદમાં મીલો વધી, ચારે તરફની રેલવે એકઠી મળવાથી વેપારનાં સાધન વધ્યાં, વગેરે કારણોથી હાલમાં વસ્તી ઘણી વધી છે. ) નદી કાંઠે સગવડવાળે ઠેકાણે અથવા જ્યાં વેપાર કે ઉદ્યોગની સવડ વધારે હોય છે, ત્યાં વસ્તી વધીને નગરો બને છે તે આ પ્રસંગે સમજાવી શકાશે. પણ પોતાના ગામમાં વસ્તી એકઠી થવાનાં ખાસ ઉઘાડાં કારણ ન જણાઈ આવતાં હોય, તો એ વાત ઊપલા વર્ગને માટે મુલતવી રાખવી.

( ૫ ) લોકો એકઠા થાય એટલે તેમને ખાવા, પહેરવા, રહેવાં, વગેરેની સવડ જોઈએ, અને તે માટે મજૂરી કરવી જોઈએ. આથી ગામમાં કેટલાક ઉદ્યોગ ચાલતા હોય છે. ગામમાં જે સાધારણ ઉદ્યોગ કે ધન્ધા જોવામાં આવતા હોય તે છોકરાને પૂછીને તેમની પાટીયા પર યાદી કરવી. પછી તેમના નીચે મુજબ વર્ગ પાડવા:

( અ ) ખોરાક પૂરો પાડનાર— ખેડૂત, દળનાર, ભઠીઆરા, ઢોર પા-